सत्यमेव जयते

GOVERNMENT OF INDIA

MINISTRY OF LAW & JUSTICE

# The Constitution of India

**(4th Edition )**

*(As modified upto the 30th April, 2011 )*

**ભારત સરકાર**

**વિધિ અન- ન્યાય મંત્રાલય**

# ભારતનું સંવિધાન

**(ચતુર્થ આવૃત્તિ)**

**(૩૦મી એ-િલ, ૨૦૧૧ સુધી સુધાર્યા - માણ- )**

**૨૦૧૧**

सत्यमेव जयते

**GOVERNMENT OF INDIA**

**MINISTRY OF LAW & JUSTICE**

# The Constitution of India

**(4th Edition )**

*(As modified upto the 30th April, 2011 )*

**ભારત સરકાર**

**વિધિ અને ન્યાય મંત્રાલય**

# ભારતનું સંવિધાન

**(ચતુર્થ આવૃત્તિ)**

**(૩૦મી એપ્રિલ, ૨૦૧૧ સુધી સુધાર્યા પ્રમાણે)**

**૨૦૧૧**

# પ્રસ્તાવના

ગુજરાતી ભાષામાં ભારતના સંવિધાનની આ ચતુર્થ આવૃત્તિ છે. ભારત સરકાર વતી, ભારતના સંવિધાનની છેલ્લી આવૃત્તિ ગુજરાત સરકારના વૈધાનિક અને સંસદીય બાબતોના વિભાગના સક્રિય સહયોગ અને સહાયથી વર્ષ ૧૯૯૪માં પ્રસિદ્ધ કરવામાં આવી હતી, જેમાં સંવિધાન (છોંતેરમા સુધારા) અધિનિયમ, ૧૯૯૪ સુધીના સુધારા, વિધિ અને ન્યાય મંત્રાલય, વૈધાનિક વિભાગ, નવી દિલ્હી પાસે મંજૂર કરાવીને આમેજ કરવામાં આવ્યા હતા.

૨. છેલ્લા સત્તર વર્ષ દરમિયાન કરવામાં આવેલા સંવિધાનના બીજા સુધારા આમેજ કરીને, ગુજરાત સરકારના વૈધાનિક અને સંસદીય બાબતોના વિભાગ દ્વારા ભારતના સંવિધાનની હાલની આવૃત્તિ તૈયાર કરવામાં આવી છે અને જાહેર જનતા સંવૈધાનિક આજ્ઞાનું પાલન કરવા માટે દેશના કાયદા તેના સાચા અર્થમાં સમજી શકે તે માટે ભારતનું સંવિધાન અને બીજા કેન્દ્રીય કાયદા જાહેર જનતા માટે તેમની પ્રાદેશિક રાજભાષામાં ઉપલબ્ધ કરાવવાના કેન્દ્ર સરકારના નિર્ણયના અમલીકરણના ભાગ રૂપે, ભારત સરકાર, વિધિ અને ન્યાય મંત્રાલય, વૈધાનિક વિભાગ, ઓ. એલ. વિંગ (પ્રાદેશિક ભાષા એકમ), નવી દિલ્હી દ્વારા તેની હાલની આવૃત્તિની ઝીણવટપૂર્વક ચકાસણી કરીને તેને અદ્યાવત કરવામાં આવેલ છે.

૩. આ આવૃત્તિમાં, સંવિધાન (પંચાણુમા સુધારા) અધિનિયમ, ૨૦૦૯ સુધીના તમામ સુધારા જરૂરી ફૂટનોટ સાથે આમેજ કરવામાં આવેલ છે. અમે આશા રાખીએ છીએ કે, આ આવૃત્તિ પણ વકીલમંડળ (બાર)ના સભ્યો, ન્યાયાલય, કાયદાશાખાના વિદ્યાર્થીઓ અને જાહેર જનતાને ઉપયોગી થશે.

નવી દિલ્હી;
નવેમ્બર, ૨૦૧૦.

**વી. કે. ભસીન,**
**ભારત સરકારના સચિવ.**
**વૈધાનિક વિભાગ,**
**વિધિ અને ન્યાય મંત્રાલય.**

# *PREFACE*

This is the Fourth Edition of the Constitution of India in Gujarati language. The last Edition of the Gujarati version of the Constitution of India was published on behalf of the Government of India by the active cooperation and assistance of the Legislative and Parliamentary Affairs Department, Government of Gujarat, in the year 1994 incorporating therein amendments to the Constitution up to the Constitution (Seventy Sixth Amendment) Act, 1994 with the approval of the Ministry of Law and Justice, Legislative Department, New Delhi.

2. Incorporating further amendments to the Constitution made during the past seventeen years, the present edition of the Constitution of India has been prepared by the Legislative and Parliamentary Affairs Department, Government of Gujarat, and the same has been scrutinized and updated by the Government of India, Ministry of Law and Justice, Legislative Department, Official Languages Wing (Regional Languages Unit), New Delhi as part of the implementation of the decision of the Central Government to make available the Constitution of India and other Central laws to the general public in their own regional official languages to enable them to understand the Law of the land in their true spirit to fulfill the Constitutional mandate.

3. In this Edition all the amendments up to the Constitution (Ninety fifth Amendment) Act, 2009 have been incorporated with necessary footnotes. We hope, edition will also be useful to members of the Bar, the Bench, the students of Law and the general public.

New Delhi;<br>The November, 2010.

**V. K. BHASIN**<br>**Secretary to the Govt. of India.**<br>**Legislative Department**<br>**Ministry of Law & Justice**

# ભારતનું સંવિધાન

## અનુક્રમણિકા

## અનુસૂચિઓ



------------

# ભારતનું સંવિધાન

## આમુખ

અમે ભારતના લોકો ભારતને એક સાર્વભૌમ સમાજવાદી બિનસાંપ્રદાયિક લોકતંત્રાત્મક પ્રજાસત્તાક તરીકે સંસ્થાપિત કરવાનો
તથા તેના સર્વ નાગરિકોને :
સામાજિક, આર્થિક અને રાજકીય ........................... ન્યાય
વિચાર, અભિવ્યક્તિ, માન્યતા,
ધર્મ અને ઉપાસનાની .....................................સ્વતંત્રતા
દરજ્જા અને તકની .......................................સમાનતા
પ્રાપ્ત થાય તેમ કરવાનો,
અને તેઓ સર્વમાં
વ્યક્તિનું ગૌરવ અને રાષ્ટ્રની
એકતા અને અખંડતા સુદૃઢ કરે એવી .....................બંધુતા
વિકસાવવાનો
ગંભીરતાપૂર્વક સંકલ્પ કરીને

અમારી સંવિધાન સભામાં ૨૬ નવેમ્બર, ૧૯૪૯ના રોજ
આથી આ સંવિધાન અપનાવી, તેને અધિનિયમિત કરી
અમને પોતાને અર્પિત કરીએ છીએ.

## ભાગ ૧
## સંઘ અને તેનું રાજ્યક્ષેત્ર

**૧.** (૧) ઈન્ડિયા અર્થાત ભારત રાજ્યોનો સંઘ રહેશે. **સંઘનું નામ અને તેનું રાજ્યક્ષેત્ર.**

[૧][(૨) તેના રાજ્યો અને રાજ્યક્ષેત્રો પહેલી અનુસૂચિમાં નિર્દિષ્ટ કર્યા મુજબ રહેશે.]

(૩) ભારતનું રાજ્યક્ષેત્ર,

(ક) રાજ્યોનાં રાજ્યક્ષેત્રોનું;

[૨][(ખ) પહેલી અનુસૂચિમાં નિર્દિષ્ટ કરેલાં સંઘ રાજ્યક્ષેત્રોનું; અને]

(ગ) સંપાદિત કરવામાં આવે તેવાં બીજા રાજ્યક્ષેત્રોનું,

બનશે.

**૨.** કાયદાથી સંસદ પોતાને ઉચિત લાગે તેવી બોલીઓ અને શરતોએ સંઘમાં નવાં રાજ્યોને દાખલ કરી શકશે અથવા તેમની સ્થાપના કરી શકશે. **નવા રાજ્યોને દાખલ કરવા અથવા તેમની સ્થાપના કરવા બાબત.**

[૩][૨.ક સિક્કિમને સંઘ સાથે સંબંધિત રાખવા બાબત] સંવિધાન (છત્રીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૫ની કલમ ૫ થી રદ કર્યો છે. (તારીખ ૨૬-૪-૧૯૭૫થી અમલી).

**૩.** સંસદ, કાયદાથી - **નવા રાજ્યોની રચના અને વિદ્યમાન રાજ્યોના વિસ્તારો, સીમાઓ અથવા નામોમાં ફેરફાર.**

(ક) કોઈ રાજ્યમાંથી પ્રદેશ અલગ પાડીને અથવા બે કે વધારે રાજ્યો કે રાજ્યોના ભાગોને જોડીને અથવા કોઈ પ્રદેશને કોઈ રાજ્યના ભાગ સાથે જોડીને નવું રાજ્ય રચી શકશે;

(ખ) કોઈ રાજ્યનો વિસ્તાર વધારી શકશે;

(ગ) કોઈ રાજ્યનો વિસ્તાર ઘટાડી શકશે;

(ઘ) કોઈ રાજ્યની સીમાઓ બદલી શકશે;

(ચ) કોઈ રાજ્યનું નામ બદલી શકશે :

[૪][પરંતુ કોઈપણ વિધેયક રાષ્ટ્રપતિની ભલામણ સિવાય અને તે વિધેયકમાંની દરખાસ્ત[૫]*** કોઈપણ રાજ્યના વિસ્તાર, સીમાઓ અથવા નામને અસર પહોંચાડતી હોય ત્યાં, રાષ્ટ્રપતિ તે વિધેયક તે રાજ્યના વિધાનમંડળ ઉપર, નિર્દિષ્ટ કરવામાં આવે તે મુદતની અંદર અથવા તેઓ આપે તેટલી વધુ મુદતની અંદર, તેની ઉપર તેનાં મંતવ્યો દર્શાવવા માટે મોકલી આપે અને તે રીતે નિર્દિષ્ટ કરેલી અથવા છૂટ આપેલી મુદત પૂરી થાય તે સિવાય, તે હેતુ માટે એ વિધેયક સંસદના બેમાંથી એકે ગૃહમાં રજૂ કરી શકાશે નહિ][૬].

[૭][**સ્પષ્ટીકરણ ૧ :-** આ અનુચ્છેદના ખંડ (ક) થી (ચ) માં આવતા ''રાજ્ય'' શબ્દમાં સંઘ રાજ્યક્ષેત્રનો સમાવેશ થાય છે, પણ પરંતુકમાં ''રાજ્ય'' શબ્દમાં સંઘ રાજ્યક્ષેત્રનો સમાવેશ થતો નથી.

**સ્પષ્ટીકરણ ૨ :-** ખંડ (ક) થી સંસદને અપાયેલી સત્તામાં, કોઈ રાજ્ય કે સંઘ રાજ્યક્ષેત્રનો કોઈ ભાગ બીજા કોઈ રાજ્ય કે સંઘ રાજ્યક્ષેત્ર સાથે જોડીને નવું રાજ્ય કે સંઘ રાજ્યક્ષેત્ર રચવાની સત્તાનો સમાવેશ થાય છે.]

---

૧. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨ થી અસલ ખંડ (૨) ને સ્થાને આ ખંડ મૂક્યો છે.

૨. એજનની કલમ ૨ થી અસલ પેટા-ખંડ (ખ)ને સ્થાને આ પેટા-ખંડ મૂક્યો છે.

૩. સંવિધાન (પાંત્રીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૪ની કલમ ૨ થી અનુચ્છેદ ૨ક દાખલ કર્યો હતો. (તારીખ ૧-૩-૧૯૭૫ થી અમલી)

૪. સંવિધાન (પાંચમા સુધારા) અધિનિયમ, ૧૯૫૫ની કલમ ૨ થી અસલ પરંતુકને સ્થાને આ પરંતુક મૂક્યો છે.

૫. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૯ અને અનુસૂચિથી ''પહેલી અનુસૂચિના ભાગ-ક અથવા ભાગ-ખ માં નિર્દિષ્ટ કરેલા'' એ શબ્દો અને એ અક્ષરો કમી કર્યા છે.

૬. જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડે ત્યારે, અનુચ્છેદ ૩માં નીચેનો વધુ પરંતુક ઉમેરવામાં આવશે :-
''વધુમાં, જમ્મુ અને કાશ્મીર રાજ્યનો વિસ્તાર વધારવા કે ઘટાડવા અથવા તે રાજ્યના નામ કે સીમામાં ફેરફાર કરવા માટે જોગવાઈ કરતું વિધેયક તે રાજ્યના વિધાનમંડળની સંમતિ સિવાય સંસદમાં રજૂ કરી શકશે નહિ''.

૭. સંવિધાન (અઢારમા સુધારા) અધિનિયમ, ૧૯૬૬ની કલમ ૨ થી આ સ્પષ્ટીકરણ ઉમેર્યા છે.

**અનુચ્છેદ ૨ અને ૩ હેઠળ કરેલા કાયદામાં પહેલી અને ચોથી અનુસૂચિઓના સુધારા અને પૂરક, આનુષંગિક અને પારિણામિક બાબતો માટે જોગવાઈ કરવા બાબત.**

**૪.** (૧) અનુચ્છેદ ૨ અથવા અનુચ્છેદ ૩માં ઉલ્લેખેલા કોઈ કાયદામાં પહેલી અનુસૂચિ અને ચોથી અનુસૂચિના સુધારા માટે તે કાયદાની જોગવાઈઓને અમલમાં લાવવા માટે જરૂરી જોગવાઈઓનો સમાવેશ થશે અને તેમાં સંસદને જરૂરી જણાય તેવી પૂરક, આનુષંગિક અને પારિણામિક જોગવાઈઓનો પણ (એવા કાયદાથી અસર પામેલા રાજ્ય કે રાજ્યોના સંસદમાંના અને વિધાનમંડળ કે વિધાનમંડળોમાંના પ્રતિનિધિત્વ અંગેની જોગવાઈઓ સહિત) સમાવેશ થઈ શકશે.

(૨) ઉપર જણાવ્યા પ્રમાણેનો કોઈ કાયદો અનુચ્છેદ ૩૬૮ ના હેતુ માટે આ સંવિધાનનો સુધારો ગણાશે નહિ.

# ભાગ ૨[૧]

## નાગરિકતા

**આ સંવિધાનના આરંભે નાગરિકતા.**

**૫.** આ સંવિધાનના આરંભે જેનો ભારતના રાજ્યક્ષેત્રમાં વસવાટ હોય અને-

(ક) જે ભારતના રાજ્યક્ષેત્રમાં જન્મેલ હોય; અથવા

(ખ) જેનાં માતાપિતામાંથી કોઈ ભારતના રાજ્યક્ષેત્રમાં જન્મેલ હોય; અથવા

(ગ) જે આવા આરંભની તરત પહેલાં ઓછામાં ઓછાં પાંચ વર્ષથી ભારતના રાજ્યક્ષેત્રમાં સામાન્ય રીતે રહેતી આવી હોય,

તેવી દરેક વ્યક્તિ ભારતની નાગરિક ગણાશે.

**પાકિસ્તાનમાંથી ભારતમાં સ્થળાંતર કરી આવેલી કેટલીક વ્યક્તિઓના નાગરિકતા હક.**

**૬.** અનુચ્છેદ ૫માં ગમે તે મજકૂર હોય તે છતાં, અત્યારે પાકિસ્તાનમાં સમાવિષ્ટ રાજ્યક્ષેત્રમાંથી ભારતના રાજ્યક્ષેત્રમાં સ્થળાંતર કરી આવેલી વ્યક્તિ-

(ક) જેનો અથવા જેના માતાપિતામાંથી કોઈનો અથવા જેનાં દાદા-દાદીમાંથી કોઈનો જન્મ (મૂળ અધિનિયમિત કર્યા પ્રમાણેના) હિંદ રાજ્ય વહીવટ અધિનિયમ, ૧૯૩૫માં વ્યાખ્યા કર્યા પ્રમાણેના ભારતમાં થયેલો હોય; અને

(ખ) (૧) જેણે સન ૧૯૪૮ના જુલાઈ મહિનાની ઓગણીસમી તારીખ પહેલાં આ રીતે સ્થળાંતર કર્યું હોય અને સ્થળાંતરની તારીખથી સામાન્ય રીતે ભારતના રાજ્યક્ષેત્રમાં રહેતી આવી હોય, અથવા

(૨) જેણે સન ૧૯૪૮ના જુલાઈ મહિનાની ઓગણીસમી તારીખે અથવા તે પછી આ રીતે સ્થળાંતર કર્યુ હોય અને હિંદ ડુમિનિયનની સરકારે નિયત કરેલ નમૂનામાં અને તે રીતે સરકારે આ કાર્ય માટે નીમેલા અધિકારીને આ સંવિધાનના આરંભ પહેલાં તે માટે આપેલી અરજી ઉપરથી એ અધિકારીએ જેને ભારતની નાગરિક તરીકે નોંધી હોય,

તેને, આ સંવિધાનના આરંભે ભારતની નાગરિક ગણવામાં આવશે :

પરંતુ જે વ્યક્તિએ અરજી કર્યાની તારીખની તરત પહેલાંના ઓછામાં ઓછા છ મહિના સુધી ભારતના રાજ્યક્ષેત્રમાં નિવાસ કર્યો ન હોય, તેની એ રીતે નોંધણી કરવામાં આવશે નહિ.

**પાકિસ્તાનમાં સ્થળાંતર કરી ગયેલી અમુક વ્યક્તિઓના નાગરિકતા હક.**

**૭.** અનુચ્છેદો ૫ અને ૬ માં ગમે તે મજકૂર હોય તે છતાં, સન ૧૯૪૭ના માર્ચ મહિનાની પહેલી તારીખ પછી ભારતના રાજ્યક્ષેત્રમાંથી અત્યારે પાકિસ્તાનમાં સમાવિષ્ટ રાજ્યક્ષેત્રમાં સ્થળાંતર કરી ગયેલી વ્યક્તિ ભારતની નાગરિક ગણાશે નહિ :

પરંતુ અત્યારે પાકિસ્તાનમાં સમાવિષ્ટ રાજ્યક્ષેત્રોમાં આ રીતે સ્થળાંતર કરી ગયા પછી કોઈ કાયદાના અધિકારની રૂએ કે તે હેઠળ પુનર્વસવાટ કે કાયમી પુનરાગમન માટે કઢાવેલી પરમિટ હેઠળ ભારતના રાજ્યક્ષેત્રમાં પાછી ફરેલી વ્યક્તિને આ અનુચ્છેદમાંનો કોઈ મજકૂર લાગુ પડશે નહિ અને અનુચ્છેદ ૬ ના ખંડ (ખ) ના હેતુ માટે એવી દરેક વ્યક્તિએ સન ૧૯૪૮ના જુલાઈ મહિનાની ઓગણીસમી તારીખ પછી ભારતના રાજ્યક્ષેત્રમાં સ્થળાંતર કરેલું ગણાશે.[૨]

---

૧. આ ભાગ જમ્મુ અને કાશ્મીર રાજ્યને, સન ૧૯૫૦ના જાન્યુઆરી મહિનાની ૨૬મી તારીખથી લાગુ પાડવામાં આવેલો ગણાશે.

૨. જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડે ત્યારે, અનુચ્છેદ ૭માં નીચેનો વિશેષ પરંતુક ઉમેરવામાં આવશે :-
''વધુમાં, હવે પાકિસ્તાનમાં સમાવિષ્ટ રાજ્યક્ષેત્રમાં આ રીતે સ્થળાંતર કરી ગયા પછી જમ્મુ અને કાશ્મીર રાજ્યના વિધાનમંડળે કરેલા કોઈ કાયદાના અધિકારની રૂએ કે તે હેઠળ રાજ્યમાં પુનર્વસવાટ માટે અથવા કાયમી પુનરાગમન માટે કઢાવેલી પરમિટ હેઠળ તે રાજ્યના રાજ્યક્ષેત્રમાં પાછી ફરતી તે રાજ્યની કાયમી નિવાસી વ્યક્તિને આ અનુચ્છેદમાંનો કોઈ મજકૂર લાગુ પડશે નહિ અને એવી દરેક વ્યક્તિ ભારતની નાગરિક ગણાશે''.

**૮.** અનુચ્છેદ ૫ માં ગમે તે મજકૂર હોય તે છતાં, જેનો પોતાનો અથવા જેનાં માતા-પિતામાંથી કોઈનો અથવા જેનાં દાદા-દાદીમાંથી કોઈનો જન્મ (મૂળ અધિનિયમિત કર્યા પ્રમાણેના) હિંદ રાજ્યવહીવટ અધિનિયમ, ૧૯૩૫માંની વ્યાખ્યા પ્રમાણેના ભારતમાં થયો હોય, અને જે એ વ્યાખ્યા પ્રમાણેના ભારતની બહારના કોઈ દેશમાં સામાન્ય રીતે વસતી હોય, તે વ્યક્તિએ તે સમયે પોતે જ્યાં વસતી હોય તે દેશમાંના ભારતના રાજનયિક કે વાણિજ્યિક પ્રતિનિધિને આ સંવિધાનના આરંભ પહેલાં કે પછી, હિંદ ડુમિનિયનની સરકારે અથવા ભારત સરકારે નિયત કરેલ નમૂનામાં અને રીતે, તે માટે તેણે કરેલી અરજી ઉપરથી એ રાજનયિક અથવા વાણિજ્યિક પ્રતિનિધિએ તેની ભારતના નાગરિક તરીકે નોંધણી કરી હોય, તો તે ભારતની નાગરિક ગણાશે. **ભારતની બહાર વસતી અમુક ભારતીય મૂળની વ્યક્તિઓના નાગરિકતા હક.**

**૯.** પોતાની રાજીખુશીથી કોઈ વિદેશી રાજ્યની નાગરિકતા પ્રાપ્ત કરનાર વ્યકિત અનુચ્છેદ ૫ની રૂએ ભારતની નાગરિક રહેશે નહિ અથવા અનુચ્છેદ ૬ અથવા અનુચ્છેદ ૮ ની રૂએ ભારતની નાગરિક પણ ગણાશે નહિ. **પોતાની રાજીખુશીથી વિદેશી રાજ્યની નાગરિકતા પ્રાપ્ત કરનાર વ્યક્તિઓને નાગરિકો નહિ ગણવા બાબત.**

**૧૦.** આ ભાગની કોઈ પૂર્વવર્તી જોગવાઈ અનુસાર ભારતની નાગરિક હોય અથવા ગણાતી હોય તેવી દરેક વ્યક્તિ, સંસદ કરે તે કાયદાની જોગવાઈઓને અધીન રહીને, એવા નાગરિક તરીકે ચાલુ રહેશે. **નાગરિકતા હકોનું સાતત્ય.**

**૧૧.** નાગરિકતાની પ્રાપ્તિ અને સમાપ્તિ અને નાગરિકતા સંબંધી બીજી તમામ બાબતો અંગે જોગવાઈ કરવાની સંસદની સત્તામાં આ ભાગની પૂર્વવર્તી જોગવાઈઓના કોઈ મજકૂરથી ઘટાડો થશે નહિ. **સંસદે કાયદાથી નાગરિકતા હકોનું નિયમન કરવા બાબત.**

# ભાગ ૩

## મૂળભૂત હકો

### સામાન્ય

**૧૨.** આ ભાગમાં, સંદર્ભથી અન્યથા અપેક્ષિત ન હોય તો, ''રાજ્ય''માં ભારતની સરકાર અને સંસદ તથા રાજ્યો પૈકી દરેક રાજ્યની સરકાર અને તેનું વિધાનમંડળ તથા ભારતના રાજ્યક્ષેત્રોની અંદરના અથવા ભારત સરકારના નિયંત્રણ હેઠળના તમામ સ્થાનિક કે બીજા સત્તામંડળોનો સમાવેશ થાય છે. **વ્યાખ્યા.**

[૧]**૧૩.**(૧) આ સંવિધાનના આરંભની તરત પહેલાં ભારતના પ્રદેશમાં અમલમાં હોય તે તમામ કાયદા, આ ભાગની જોગવાઈઓ સાથે અસંગત હોય, તો તે અસંગતતા પૂરતા રદબાતલ ગણાશે. **મૂળભૂત હકો સાથે અસંગત હોય તેવા અથવા તેમાં ઘટાડો કરતા કાયદા.**

(૨) આ ભાગથી અપાયેલા હકો લઈ લેતો અથવા ઓછા કરતો કોઈ કાયદો રાજ્ય કરી શકશે નહિ અને આ ખંડને ઉલ્લંઘન કરીને કરેલો એવો કોઈ કાયદો, તે ઉલ્લંઘન પૂરતો રદબાતલ ગણાશે.

(૩) આ અનુચ્છેદમાં, સંદર્ભથી અન્યથા અપેક્ષિત ન હોય તો-

(ક) ''કાયદા''માં ભારતના રાજ્યક્ષેત્રમાં કાયદાનો પ્રભાવ ધરાવતા વટહુકમ, હુકમ, ઉપ-નિયમ, નિયમ, વિનિયમ, જાહેરનામું, રૂઢિ અથવા પ્રથાનો સમાવેશ થાય છે;

---

૧. જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડતી હોય ત્યાં, અનુચ્છેદ ૧૩માં સંવિધાનના આરંભના ઉલ્લેખો, સંવિધાન, (જમ્મુ અને કાશ્મીરને લાગુ પાડવા બાબત) હુકમ, ૧૯૫૪ના આરંભના એટલે કે સન ૧૯૫૪ના મે મહિનાની ૧૪મી તારીખ વિષેના ઉલ્લેખો છે એમ સમજવું.

(ખ) ''અમલમાં હોય તેવા કાયદા''માં, આ સંવિધાનના આરંભ પહેલાં, ભારતના રાજ્યક્ષેત્રના કોઈ વિધાનમંડળે પસાર કરેલા અથવા અન્ય યોગ્ય સત્તાધિકારીએ કરેલા અને અગાઉ રદ નહિ થયેલા કાયદાનો, તે અથવા તેનો કોઈ ભાગ તે વખતે ક્યાંય પણ અથવા અમુક વિસ્તારમાં અમલમાં ન હોય તો પણ સમાવેશ થાય છે.

[૧][(૪) આ અનુચ્છેદમાંનો કોઈ મજકૂર અનુચ્છેદ ૩૬૮ હેઠળ સંવિધાનમાં કરેલા કોઈ સુધારાને લાગુ પડશે નહિ].

### સમાનતાનો હક

**કાયદા સમક્ષ સમાનતા.**

**૧૪.** ભારતના રાજ્યક્ષેત્રની અંદર કોઈ વ્યક્તિને, રાજ્યથી કાયદા સમક્ષ સમાનતાની અથવા કાયદાના સમાન રક્ષણની ના પાડી શકાશે નહિ.

**ધર્મ, જાતિ,જ્ઞાતિ, લિંગ અથવા જન્મસ્થાનને કારણે કરાતા ભેદભાવનો નિષેધ.**

**૧૫.** (૧) કોઈ નાગરિકની સામે ફક્ત ધર્મ, જાતિ, જ્ઞાતિ, લિંગ, જન્મસ્થાન અથવા એમાંના કોઈ કારણે રાજ્ય ભેદભાવ કરી શકશે નહિ.

(૨) ફક્ત ધર્મ, જાતિ, જ્ઞાતિ, લિંગ, જન્મસ્થાનને અથવા એમાંના કોઈ કારણે કોઈપણ નાગરિક-

(ક) દુકાનો, જાહેર રેસ્ટોરાં, હોટલો અને જાહેર મનોરજનનાં સ્થળોમાં પ્રવેશ; અથવા

(ખ) રાજ્ય નાણાંમાંથી પૂર્ણતઃ કે અંશતઃ નિભાવાતા અથવા આમ જનતાના ઉપયોગ માટે અર્પણ કરાયેલાં કૂવા, તળાવો, સ્નાનઘાટો, રસ્તા અને સાર્વજનિક સ્થળોના ઉપયોગ,

ને લગતી કોઈ નિર્યોગ્યતા, દાયિત્વ, નિયંત્રણ અથવા શરતને અધીન રહેશે નહિ.

(૩) આ અનુચ્છેદના કોઈ મજકૂરથી રાજ્યને સ્ત્રીઓ અને બાળકોને માટે કોઈ ખાસ જોગવાઈઓ કરવામાં બાધ આવશે નહિ.

[૨][(૪) સામાજિક અને શૈક્ષિણક રીતે પછાત વર્ગોના નાગરિકોના કોઈ વર્ગોના ઉત્કર્ષ અથવા અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત આદિજાતિઓ માટે ખાસ જોગવાઈઓ કરવામાં રાજ્યને આ અનુચ્છેદના અથવા અનુચ્છેદ ૨૯ના ખંડ (૨) ના કોઈ મજકૂરથી બાધ આવશે નહિ][૩].

[૪][(૫) સામાજિક અને શૈક્ષણિક રીતે પછાત નાગરિકોના કોઈ વર્ગોના ઉત્કર્ષ અથવા અનુસૂચિત જાતિઓ અથવા અનુસૂચિત આદિજાતિઓ માટે, કાયદાથી, ખાસ જોગવાઈઓ કરવામાં, જયાં સુધી આવી ખાસ જોગવાઈઓ, અનુચ્છેદ ૩૦ના ખંડ(૧)માં ઉલ્લેખેલ લઘુમતીઓની શિક્ષણ સંસ્થાઓ સિવાયની રાજય દ્વારા સહાયિત અથવા બિન-સહાયિત ખાનગી શિક્ષણ સંસ્થાઓ સહિતની શિક્ષણ સંસ્થાઓમાં તેઓના પ્રવેશને સંબંધિત છે ત્યાં સુધી, રાજયને આ અનુચ્છેદમાંના અથવા અનુચ્છેદ ૧૯ના ખંડ (૧)ના પેટા-ખંડ (જ)માંના કોઈ મજકૂરથી બાધ આવશે નહિ.].

**જાહેર નોકરીની બાબતોમાં તકની સમાનતા.**

**૧૬.** (૧) રાજ્ય હેઠળની નોકરી અથવા કોઈ હોદ્દા ઉપર નિમણૂક અંગેની બાબતમાં તમામ નાગરિકો માટે તકની સમાનતા રહેશે.

(૨) કોઈ નાગરિક ફકત ધર્મ, જાતિ, જ્ઞાતિ, લિંગ, કુળ, જન્મસ્થાન, નિવાસ અથવા એમાંના કોઈ કારણે રાજ્ય હેઠળની કોઈ નોકરી અથવા હોદ્દા માટે અપાત્ર ગણાશે નહિ અથવા તેની સામે ભેદભાવ કરી શકાશે નહિ.

---

૧. સંવિધાન (ચોવીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૧ની કલમ ૨ થી આ ખંડ ઉમેર્યો છે.
૨. સંવિધાન (પ્રથમ સુધારા) અધિનિયમ, ૧૯૫૧ની કલમ ૨થી આ ખંડ ઉમેર્યો છે.
૩. જમ્મુ અને કાશ્મીર રાજયને લાગુ પડતો હોય ત્યાં, અનુચ્છેદ ૧૫ના ખંડ(૪)માં અનુસૂચિત આદિજાતિ વિશેના ઉલ્લેખો કમી કરવામાં આવશે.
૪. સંવિધાન (ત્રાણુમા સુધારા) અધિનિયમ, ૨૦૦૫ની કલમ ૨ થી આ ખંડ દાખલ કર્યો છે. (૨૦-૧-૨૦૦૬ થી અમલી)

[૧](૩) [૨][રાજ્યની અથવા સંઘ રાજ્યક્ષેત્રની સરકાર હેઠળની અથવા તેમાના કોઈ સ્થાનિક કે અન્ય સત્તામંડળ હેઠળની] કોઈ નોકરી અથવા હોદ્દા ઉપરની નિમણૂક પહેલા, એવી નોકરી અથવા નિમણૂકના વર્ગ અથવા વર્ગોના સંબંધમાં, તે રાજ્યની [૩][કે સંઘ રાજ્યક્ષેત્રની અંદર] નિવાસ કરવાનું આવશ્યક હોવાનું ઠરાવતો કોઈ કાયદો કરવામાં સંસદને, આ અનુચ્છેદના કોઈ મજકૂરથી બાધ આવશે નહિ.

(૪) રાજ્યના અભિપ્રાય પ્રમાણે રાજ્ય હેઠળની નોકરીઓમાં જેમને પૂરતું પ્રતિનિધિત્વ મળ્યું ન હોય તેવા કોઈ પછાત વર્ગના નાગરિકોના લાભમાં નિમણૂકો અથવા જગાઓ અનામત રાખવાની જોગવાઈ કરવામાં રાજ્યને આ અનુચ્છેદના કોઈ મજકૂરથી બાધ આવશે નહિ.

[૪][(૪ક) રાજ્યના અભિપ્રાય મુજબ રાજ્ય હેઠળની નોકરીઓમાં જેમને પૂરતું પ્રતિનિધિત્વ મળ્યું ન હોય તેવા અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત આદિજાતિઓની તરફેણમાં રાજ્ય હેઠળની સેવાઓમાં [૫][કોઈપણ વર્ગ અથવા વર્ગોની જગાઓ પર, પારિણામિક પ્રવરતા સહિત, બઢતી આપવાની બાબતમાં] અનામત રાખવા માટેની કોઈપણ જોગવાઈ કરવામાં રાજ્યને આ અનુચ્છેદના કોઈ મજકૂરથી, બાધ આવશે નહિ.].

[૬][(૪ખ) આ ખંડમાંના કોઈ મજકૂરથી, રાજ્યને કોઈ વર્ષની વણભરાયેલી ખાલી જગાઓ જે ખંડ (૪) અથવા ખંડ (૪ક) હેઠળની અનામતની જોગવાઈઓ અનુસાર તે વર્ષમાં ભરવાની થતી હોય તેની ત્યારપછીના કોઈ વર્ષ અથવા વર્ષોમાં ભરવાની ખાલી જગાઓના વર્ગ તરીકે વિચારણા કરતાં અટકાવી શકાશે નહિ, અને ખાલી જગાઓના એવા વર્ગને તે જે વર્ષમાં ભરવાની થતી હોય તે વર્ષની ખાલી જગાઓની કુલ સંખ્યા પરની અનામતની પચાસ ટકાની ટોચમર્યાદા નક્કી કરવા માટે વિચારણામાં લેવી જોઈશે નહિ.].

(૫) કોઈ ધાર્મિક અથવા સાંપ્રદાયિક સંસ્થાના કામકાજ સંબંધમાં હોદ્દો ધરાવનાર અથવા તેવી સંસ્થાના સંચાલક મંડળનો કોઈ સભ્ય અમુક ધર્મ અથવા સંપ્રદાયનો હોવો જોઈએ એવી જોગવાઈવાળા કોઈ કાયદાના અમલને આ અનુચ્છેદના કોઈ મજકૂરથી બાધ આવશે નહિ.

**૧૭.** ''અસ્પૃશ્યતા'' નાબૂદ કરવામાં આવે છે અને કોઈ પણ રૂપમાં એના આચરણની મના કરવામાં આવે છે. ''અસ્પૃશ્યતા''માંથી ઉદ્‌ભવતી કોઈ નિર્યોગ્યતા લાગુ પાડવી તે કાયદા અનુસાર શિક્ષાપાત્ર ગુનો ગણાશે. **અસ્પૃશ્યતા નાબૂદી.**

**૧૮.** (૧) લશ્કરી અથવા શૈક્ષણિક વિશિષ્ટમાન ન હોય તેવો કોઈ ખિતાબ રાજ્યથી એનાયત કરી શકાશે નહિ. **ખિતાબોની નાબૂદી.**

(૨) ભારતના કોઈ નાગરિકથી કોઈ વિદેશી રાજ્ય પાસેથી કોઈ ખિતાબ સ્વીકારી શકાશે નહિ.

(૩) ભારતની નાગરિક ન હોય તેવી કોઈપણ વ્યકિત રાજ્ય હેઠળનો કોઈ લાભદાયક અથવા વિશ્વાસનો હોદ્દો ધરાવતી હોય તે દરમિયાન તેમનાથી રાષ્ટ્રપતિની સંમતિ વિના કોઈ વિદેશી રાજ્ય પાસેથી કોઈ ખિતાબ સ્વીકારી શકાશે નહિ.

(૪) રાજ્ય હેઠળનો કોઈ લાભદાયક અથવા વિશ્વાસનો હોદ્દો ધરાવતી કોઈપણ વ્યકિતથી, રાષ્ટ્રપતિની સંમતિ વિના કોઈ વિદેશી રાજ્ય પાસેથી કોઈ ભેટ કે મળતર અથવા તેની હેઠળ કોઈ પ્રકારનો હોદ્દો સ્વીકારી શકાશે નહિ.

### સ્વાતંત્ર્યનો હક

[૭]**૧૯.** (૧) સર્વ નાગરિકોને- **વાણી સ્વાતંત્ર્ય વગેરે સંબંધી અમુક હકોનું રક્ષણ.**

(ક) વાણીના અને અભિવ્યક્તિના સ્વાતંત્ર્યનો;

---

૧. અનુચ્છેદ ૧૬ના ખંડ (૩)માં, રાજ્યના ઉલ્લેખમાં જમ્મુ અને કાશ્મીર રાજ્યના ઉલ્લેખનો સમાવેશ થતો નથી એમ સમજવું.

૨. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૯ અને અનુસૂચિથી ''પહેલી અનુસૂચિમાં નિર્દિષ્ટ કરેલ કોઈ રાજ્ય અથવા તેના પ્રદેશની અંદરના કોઈ સ્થાનિક કે અન્ય સત્તામંડળ હેઠળની'' એ શબ્દોને સ્થાને આ શબ્દો મૂકયા છે.

૩. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૯ અને અનુસૂચિથી ''રાજ્યની'' એ શબ્દ પછી આ શબ્દો મૂકયા છે.

૪. સંવિધાન (સિત્યોતેરમા સુધારા) અધિનિયમ, ૧૯૯૫ની કલમ ૨થી આ ખંડ દાખલ કર્યો છે.

૫. સંવિધાન (પંચાશીમા સુધારા) અધિનિયમ, ૨૦૦૧ ની કલમ ૨થી ''કોઈપણ વર્ગ અથવા વર્ગોની જગાઓ પર બઢતી આપવાની બાબતમાં'' એ શબ્દોને બદલે આ શબ્દો મૂક્યા છે. (તા.૧૭-૦૬-૧૯૯૫થી અમલી.)

૬. સંવિધાન (એક્યાશીમા સુધારા) અધિનિયમ, ૨૦૦૦ની કલમ ૨ થી આ ખંડ દાખલ કર્યો છે. (તા.૯-૦૬-૨૦૦૦થી અમલી.)

૭. જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડે ત્યારે, કલમ ૧૯, સન ૧૯૫૪ના મે મહિનાની ૧૪મી તારીખથી પચીસ વર્ષની મુદત માટે નીચેના ફેરફારોને અધીન રહેશે :-

(૧) ખંડો (૩) અને (૪)માં, અનુક્રમે ''જાહેર વ્યવસ્થાના હિતમાં'' અને ''જાહેર વ્યવસ્થા અથવા નીતિમત્તાના હિતમાં'' એ શબ્દોને સ્થાને અનુક્રમે ''રાજ્યની સલામતી અથવા જાહેર વ્યવસ્થાના હિતમાં'' અને ''રાજ્યની સલામતી અથવા જાહેર વ્યવસ્થા અથવા નીતિમત્તાના હિતમાં'' એ શબ્દો મૂકવામાં આવશે.

(૨) ખંડ (૫)માં, ''કોઈ અનુસૂચિત આદિજાતિના હિતોના રક્ષણ માટે'' એ શબ્દોને સ્થાને ''રાજ્યની સલામતીના હિતમાં'' એ શબ્દો મૂકવામાં આવશે; અને

(૩) નીચેનો નવો ખંડ ઉમેરવામાં આવશે :-

''(૭) ખંડો (૨), (૩), (૪) અને (૫)માં આવતા વાજબી નિયંત્રણો'' એ શબ્દોનો અર્થ ''સમુચિત વિધાનમંડળ વાજબી ગણે તેવાં નિયંત્રણો થાય છે એમ સમજવું''.

(ખ) શાંતિપૂર્વક અને હથિયારો વગર એકઠા થવાનો;

(ગ) મંડળો અથવા સંઘો રચવાનો ;

(ઘ) ભારતના રાજ્યક્ષેત્રમાં સર્વત્ર મુકતપણે ફરવાનો ;

(ચ) ભારતના રાજ્યક્ષેત્રના ગમે તે ભાગમાં નિવાસ કરવાનો અને સ્થાયી થવાનો; [૧][અને]

[૨](છ) * * * *

(જ) ગમે તે વ્યવસાય કરવાનો અથવા ગમે તે કામકાજ, વેપાર અથવા ધંધો કરવાનો, હક રહેશે.

[૩][(૨) કોઈ વિદ્યમાન કાયદો કે રાજ્ય કરે તેવો કોઈ કાયદો, [૪][ભારતનાં સાર્વભૌમત્વ અને અખંડતા,] રાજ્યની સલામતી, વિદેશી રાજ્યો સાથેના મૈત્રીસંબંધ, જાહેર વ્યવસ્થા, શિષ્ટતા કે નીતિમત્તાના હિતમાં અથવા ન્યાયાલયના તિરસ્કાર, બદનક્ષી કે ગુના માટેની ઉશ્કેરણી અંગે ખંડ (૧) ના પેટા-ખંડ (ક) થી અપાયેલા હક ભોગવવા ઉપર વાજબી નિયંત્રણો મૂકતો હોય તેટલે અંશે સદરહુ પેટા-ખંડમાંના કોઈ મજકૂરથી એવા વિદ્યમાન કાયદાના અમલને બાધ આવશે નહિ અથવા રાજ્યને એવો કોઈ કાયદો કરવામાં બાધ આવશે નહિ].

(૩) સદરહુ ખંડના પેટા-ખંડ (ખ)ના કોઈ મજકૂરથી, સદરહુ પેટા-ખંડથી અપાયેલા હક ભોગવવા ઉપર [૪][ભારતનાં સાર્વભૌમત્વ અને અખંડતા અથવા] જાહેર વ્યવસ્થાના હિતમાં કોઈ વિદ્યમાન કાયદો વાજબી નિયંત્રણો મૂકતો હોય તેટલે અંશે તેના અમલને બાધ આવશે નહિ અથવા તેવાં નિયંત્રણો મૂકતો કોઈ કાયદો કરવામાં રાજ્યને બાધ આવશે નહિ.

(૪) સદરહુ ખંડના પેટા-ખંડ (ગ)ના કોઈ મજકૂરથી, સદરહુ પેટા-ખંડથી અપાયેલ હક ભોગવવા ઉપર [૪][ભારતનાં સાર્વભૌમત્વ અને અખંડતા અથવા] જાહેર વ્યવસ્થા અથવા નીતિમત્તાના હિતમાં કોઈ વિદ્યમાન કાયદો વાજબી નિયંત્રણો મૂકતો હોય તેટલે અંશે તેના અમલને બાધ આવશે નહિ અથવા તેવાં નિયંત્રણો મૂકતો કોઈ કાયદો કરવામાં રાજ્યને બાધ આવશે નહિ.

(૫) સદરહુ ખંડના [૫][પેટા-ખંડો (ઘ)અને (ચ)ના] કોઈ મજકૂરથી, સદરહુ પેટા-ખંડથી અપાયેલ કોઈપણ હક ભોગવવા ઉપર આમ જનતાના હિતમાં અથવા કોઈ અનુસૂચિત આદિજાતિનાં હિતના રક્ષણ માટે વિદ્યમાન કાયદો વાજબી નિયંત્રણો મૂકતો હોય તેટલે અંશે તેના અમલને બાધ આવશે નહિ અથવા તેવા નિયંત્રણો મૂકતો કોઈ કાયદો કરવામાં રાજ્યને બાધ આવશે નહિ.

(૬) સદરહુ ખંડના પેટા-ખંડ (જ)ના કોઈ મજકૂરથી, સદરહુ પેટા-ખંડથી અપાયેલ હક ભોગવવા ઉપર આમ જનતાના હિતમાં કોઈ વિદ્યમાન કાયદો વાજબી નિયંત્રણો મૂકતો હોય તેટલે અંશે તેના અમલને બાધ આવશે નહિ અથવા તેવાં નિયંત્રણો મૂકતો કોઈ કાયદો કરવામાં રાજ્યને બાધ આવશે નહિ, અને ખાસ કરીને [૬][સદરહુ પેટા-ખંડના કોઈ મજકૂરથી વિદ્યમાન કાયદો-

(૧) કોઈ વ્યવસાય અથવા કામકાજ, વેપાર કે ધંધો કરવા માટે જરૂરી વ્યાવસાયિક અથવા ટેકનિકલ લાયકાતો; અથવા

(૨) રાજ્ય દ્વારા અથવા રાજ્યની માલિકી કે નિયંત્રણ હેઠળના કોઈ કોર્પોરેશન દ્વારા નાગરિકોને પૂર્ણતઃ કે અંશતઃ બાકાત રાખીને કે બીજી રીતે થતા કોઈ વેપાર, ધંધો, ઉદ્યોગ અથવા સેવાને લગતો હોય તેટલે અંશે તેના અમલને બાધ આવશે નહિ અથવા તે સંબંધમાં કોઈ કાયદો કરવામાં રાજ્યને બાધ આવશે નહિ.].

**ગુના માટે દોષિત ઠરાવવા અંગે રક્ષણ.**

**૨૦.** (૧) કોઈ વ્યકિત ઉપર જે કૃત્ય માટે ગુનાનું તહોમત મૂકાયું હોય તે કૃત્ય કરતી વખતે અમલમાં હોય તે કાયદાનો તેણે ભંગ કર્યો હોય તે સિવાયના કોઈ ગુના માટે તેને દોષિત ઠરાવી શકાશે નહિ તેમજ તેને ગુનો કરતી વખતે અમલમાં હોય તે કાયદા અનુસાર કરી શકાઈ હોત તેથી વધુ શિક્ષા કરી શકાશે નહિ.

---

૧. સંવિધાન (ચુંમાળીસમાં સુધારા) અધિનિયમ, ૧૯૭૮ની કલમ ૨(ક) (૧) થી આ શબ્દ અંતે ઉમેર્યો છે.

૨. સંવિધાન (ચુંમાળીસમાં સુધારા) અધિનિયમ, ૧૯૭૮ની કલમ ૨(ક)(૨) થી આ ખંડ કાઢી નાખ્યો છે.

૩. સંવિધાન (પ્રથમ સુધારા) અધિનિયમ, ૧૯૫૧ ની કલમ ૩ થી અસલ ખંડ (૨) ને સ્થાને આ ખંડ (ભૂતલક્ષી અસરથી) મૂકયો છે.

૪. સંવિધાન (સોળમા સુધારા) અધિનિયમ, ૧૯૬૩ ની કલમ ૨ થી આ શબ્દો ઉમેર્યા છે.

૫. સંવિધાન (ચુંમાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૮ ની કલમ (૨)(ખ) થી ''પેટા-ખંડો (ગ), (ચ) અને (છ)'' એ શબ્દોને આ શબ્દો મૂક્યા છે.

૬. સંવિધાન (પ્રથમ સુધારા) અધિનિયમ, ૧૯૫૧ની કલમ ૩ થી અમુક અસલ શબ્દોને સ્થાને આ શબ્દો મૂકયા છે.

(૨) એક જ ગુના માટે કોઈ પણ વ્યક્તિ ઉપર એકથી વધુ વાર કામ ચલાવીને તેને શિક્ષા કરી શકાશે નહિ.

(૩) કોઈ ગુનાનો આરોપ મૂકાયેલો હોય એવી કોઈ વ્યક્તિને પોતાની વિરૂદ્ધ સાક્ષી બનવાની ફરજ પાડી શકાશે નહિ.

**જીવન અને શરીર સ્વાતંત્ર્યનું રક્ષણ.**

**૨૧.** કાયદાથી સ્થાપિત કાર્યરીતિ અનુસાર હોય તે સિવાય કોઈ વ્યક્તિનું જીવન કે શરીર-સ્વાતંત્ર્ય છીનવી લઈ શકાશે નહિ.

**શિક્ષણનો હક.**

[૧] [''**૨૧ક.** રાજય, છથી ચૌદ વર્ષની વય સુધીના તમામ બાળકોને, મફત અને ફરજિયાત શિક્ષણ આપવા માટે રાજય કાયદાથી નક્કી કરે તેવી રીતે, જોગવાઈ કરશે''.].

**અમુક દાખલામાં ધરપકડ અને અટકાયત સામે રક્ષણ.**

**૨૨.** (૧) ધરપકડ કરાયેલી કોઈ વ્યક્તિને બનતી ત્વરાએ તેની ધરપકડના કારણો જણાવ્યા વિના અટકમાં રાખી શકાશે નહિ તેમજ તેની પસંદગીના ધારાશાસ્ત્રીની સલાહ લેવાનો અને તેની મારફત પોતાનો બચાવ કરવાના તેના હકનો ઈન્કાર કરી શકાશે નહિ.

(૨) ધરપકડ કરાયેલી અને અટકમાં રાખેલી દરેક વ્યક્તિને, તેની ધરપકડના સ્થળથી મેજિસ્ટ્રેટના ન્યાયાલય સુધીની મુસાફરી માટેનો જરૂરી સમય બાદ કરતાં, ધરપકડથી ચોવીસ કલાકની અંદર નજીકમાં નજીકના મેજિસ્ટ્રેટ સમક્ષ રજૂ કરવી જોઈશે અને તે વ્યક્તિને સદરહુ મુદત વીત્યા પછી, મેજિસ્ટ્રેટની પરવાનગી વિના અટકમાં રાખી શકાશે નહિ.

(૩) ખંડો (૧) અને (૨) નો કોઈ મજકૂર-

(ક) તે સમયે શત્રુ દેશની હોય તેવી કોઈ વ્યક્તિને, અથવા

(ખ) નિવારક અટકાયત માટેની જોગવાઈ કરતા કોઈ કાયદા અનુસાર ધરપકડ કરાયેલી અથવા અટકમાં રાખેલી કોઈ વ્યક્તિને,

લાગુ પડશે નહી.

[૨][[૩](૪) નિવારક અટકાયતની જોગવાઇ કરતા કોઇ કાયદાથી, કોઇ વ્યક્તિની ત્રણ મહિના કરતા વધુ મુદત સુધીની અટકાયતને અધિકૃત કરી શકાશે નહિ સિવાય કે-

(ક) ઉચ્ચ ન્યાયાલયના ન્યાયાધીશ તરીકે નીમાવાને લાયક હોય અથવા લાયક ઠરેલ હોય તેવી વ્યક્તિઓના બનેલા સલાહકાર બોર્ડે સદરહુ ત્રણ મહિનાની મુદત પૂરી થતા પહેલાં તેના અભિ- ાયમાં, એવી અટકાયત માટેનું પૂરતું કારણ છે એવો રિપોર્ટ, કર્યો હોયઃ

પરંતુ સંસદે ખંડ (૭)ના પેટા-ખંડ (ખ) હેઠળ કરેલા કોઇ કાયદાથી ઠરાવેલી વધુમાં વધુ મુદત ઉપરાંતની કોઇ વ્યક્તિની અટકાયતને, આ પેટા-ખંડના કોઇપણ મજકૂરથી અધિકૃત કરી શકાશે નહિ; અથવા

(ખ) સંસદે ખંડ (૭)ના પેટા-ખંડો (ક) અને (ખ) હેઠળ કરેલા કોઇ કાયદાની જોગવાઇ અનુસાર એવી વ્યક્તિની અટકાયત કરેલી હોય.]

---

૧. સંવિધાન (છ્યાશીમા સુધારા) અધિનિયમ, ૨૦૦૨ની કલમ ૨ થી આ અનુચ્છેદ દાખલ કર્યો છે. (તા.૧-૦૪-૨૦૧૦થી અમલી.)

૨. સંવિધાન (ચુંમાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૮ની કલમ ૩ના અમલથી આ અનુચ્છેદ ૨૨, સદરહુ અધિનિયમની કલમ ૩ મુજબ નીચે જણાવ્યા પ્રમાણે સુધારેલ ગણાશે (જે હજી અમલી થયો નથી, તારીખ જાહેર કરવાની બાકી છે):-

'' (૪) નિવારક અટકાયત માટેની જોગવાઈ કરતા કોઈ કાયદાથી કોઈ વ્યક્તિની બે મહિના કરતાં વધુ મુદતની અટકાયતને સમુચિત ઉચ્ચ ન્યાયાલયના મુખ્ય ન્યાયાધીશની ભલામણો અનુસાર બનેલા સલાહકાર બોર્ડે, એવી અટકાયત માટે પૂરતું કારણ છે એવો રિપોર્ટ સદરહુ બે મહિનાની મુદત પૂરી થયા પહેલાં કર્યો હોય તે સિવાય, અધિકૃત કરી શકાશે નહિ :

પરંતુ સલાહકાર બોર્ડમાં અધ્યક્ષનો તેમજ ઓછામાં ઓછા બીજા બે સભ્યોનો સમાવેશ થશે અને અધ્યક્ષ સમુચિત ઉચ્ચ ન્યાયાલયના ચાલુ ન્યાયાધીશ હોવા જોઈશે અને બીજા સભ્યો કોઈપણ ઉચ્ચ ન્યાયાલયના ચાલુ અથવા નિવૃત્ત ન્યાયાધીશો હોવા જોઈશે :

વધુમાં, સંસદે ખંડ (૭) ના પેટા-ખંડ (ખ) હેઠળ કરેલા કોઈ કાયદાથી ઠરાવેલી વધુમાં વધુ મુદત પછી કોઈ વ્યક્તિની અટકાયતને આ પેટા-ખંડના કોઈ મજકૂરથી અધિકૃત કરી શકાશે નહિ.

**સ્પષ્ટીકરણ :-** આ ખંડમાં ''સમુચિત ઉચ્ચ ન્યાયાલય'' એટલે-

(૧) ભારત સરકારે અથવા તે સરકારના તાબા નીચેના અધિકારીએ અથવા સત્તાધિકારીએ કરેલા અટકાયતના હુકમ અનુસાર કોઈ વ્યક્તિની અટકાયતની બાબતમાં, દિલ્હીના સંઘ રાજ્યક્ષેત્ર માટેનું ઉચ્ચ ન્યાયાલય;

(૨) (સંઘ રાજ્યક્ષેત્ર સિવાયના) કોઈ રાજ્યની સરકારે કરેલા અટકાયતના હુકમ અનુસાર કોઈ વ્યક્તિની અટકાયતની બાબતમાં, તે રાજ્યનું ઉચ્ચ ન્યાયાલય; અથવા

(૩)સંઘ રાજ્યક્ષેત્રના વહીવટકર્તાએ અથવા એવા વહીવટકર્તાના તાબા નીચેના કોઈ અધિકારીએ અથવા સત્તાધિકારીએ કરેલા અટકાયતના હુકમ અનુસાર કોઈ વ્યક્તિની અટકાયતની બાબતમાં સંસદે આ અર્થે કરેલા કોઈપણ કાયદાથી અથવા તે હેઠળ નિર્દિષ્ટ કરવામાં આવે તેવું ઉચ્ચ-ન્યાયાલય. ''

૩.જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડે ત્યારે, કલમ ૨૨ના ખંડ (૪)માં, ''સંસદ'' એ શબ્દને સ્થાને, ''રાજ્યનું વિધાનમંડળ'' એ શબ્દો મૂકવા.

(૫) નિવારક અટકાયતની જોગવાઈ કરતા કોઈ કાયદા હેઠળ કરેલા હુકમ અનુસાર કોઈ વ્યક્તિને અટકાયતમાં રાખી હોય, ત્યારે હુકમ કરનાર અધિકારીએ તે હુકમ કયા કારણે કરવામાં આવ્યો છે તેની તે વ્યક્તિને બનતી ત્વરાએ જાણ કરવી જોઈશે અને તે હુકમ વિરૂદ્ધ રજૂઆત કરવાની તેને વહેલામાં વહેલી તક આપવી જોઈશે.

(૬) ખંડ (૫) માંના કોઈપણ મજકૂરથી, તે ખંડમાં ઉલ્લેખેલો હુકમ કરનાર અધિકારી જે હકીકતો પ્રગટ કરવાનું પોતે જાહેર હિતની વિરૂદ્ધ સમજતો હોય તે પ્રગટ કરવા તેને ફરજ પાડી શકશે નહિ.

[૧][(૭) સંસદ, કાયદાથી -

[૨][(ક) ખંડ (૪)ના પેટા-ખંડ (ક)ની જોગવાઇઓ અનુસાર, સલાહકાર બોર્ડનો અભિ- ાય મેળવ્યા સિવાય, નિવારક અટકાયત માટે જોગવાઇ કરતા કોઇ કાયદા હેઠળ ત્રણ મહિનાથી વધુ મુદત સુધી, જે સંજોગોમાં અને જે વર્ગ અને વર્ગોના કિસ્સામાં કોઇ વ્યક્તિની અટકાયત કરી શકાશે તે;

[૨][(ખ) નિવારક અટકાયતની જોગવાઈ કરતા કોઈ કાયદા અનુસાર કોઈ વર્ગ કે વર્ગોના દાખલાઓમાં કોઈ વ્યક્તિને વધુમાં વધુ કેટલી મુદત માટે અટકમાં રાખી શકાય તે મુદત, અને;

[૩][(ગ) [૩] [ખંડ (૪)ના પેટા-ખંડ (ક)] હેઠળની તપાસમાં સલાહકાર બોર્ડે, કઈ કાર્યરીતિને અનુસરવું તે, ઠરાવી શકશે.

## શોષણ સામેનો હક

**મનુષ્ય-વેપાર અને બળજબરીથી કરાવાતી મજૂરી ઉપરનો પ્રતિબંધ.**

**૨૩.** (૧) મનુષ્ય-વેપાર અને વેઠ તેમજ તેના જેવી બળજબરીથી કરાવાતી બીજા કોઈ પ્રકારની મજૂરીનો પ્રતિબંધ કરવામાં આવે છે અને આ જોગવાઈનું ઉલ્લંઘન કાયદા અનુસાર શિક્ષાપાત્ર ગુનો ગણાશે.

(૨) જાહેર હેતુઓ માટે ફરજિયાત સેવા કરાવવામાં રાજ્યને આ અનુચ્છેદમાંના કોઈ મજકૂરથી બાધ આવશે નહિ અને એવી સેવા કરાવવામાં ફક્ત ધર્મ, જાતિ, જ્ઞાતિ, વર્ગ કે તેમાંના કોઈ કારણે રાજ્યથી કશો ભેદભાવ રાખી શકાશે નહિ.

**કારખાના, વગેરેમાં બાળકોને નોકરીએ રાખવાનો પ્રતિબંધ.**

**૨૪.** ચૌદ વર્ષથી નીચેની વયના બાળકને કોઈ કારખાનામાં કે ખાણમાં કામે રાખી શકાશે નહિ તેમજ બીજા કોઈ જોખમવાળા કામમાં રોકી શકાશે નહિ.

## ધર્મસ્વાતંત્ર્યનો હક

**અંતઃકરણનું અને મુક્ત રીતે ધર્મની માન્યતા, પાલન અને પ્રચારનું સ્વાતંત્ર્ય.**

**૨૫.** (૧) જાહેર વ્યવસ્થા, નીતિમત્તા અને સ્વાસ્થ્યને બાધ ન આવે એ રીતે અને આ ભાગની અન્ય જોગવાઈઓને અધીન રહીને, તમામ લોકોને અંતઃકરણની સ્વતંત્રતાનો અને મુક્ત રીતે ધર્મ માનવાનો, પાળવાનો અને તેનો પ્રચાર કરવાનો સમાન હક રહેશે.

(૨) આ અનુચ્છેદના કોઈ મજકૂરથી-

(ક) ધાર્મિક આચાર સાથે સંકળાયેલી કોઈ આર્થિક, નાણાકીય, રાજકીય અથવા અન્ય ધર્મેતર પ્રવૃત્તિનું નિયમન અથવા નિયંત્રણ કરતા,

(ખ) સામાજિક કલ્યાણ અને સુધારાની અથવા હિન્દુઓના તમામ વર્ગો અને વિભાગો માટે સાર્વજનિક સ્વરૂપની હિન્દુ ધાર્મિક સંસ્થાઓ ખુલ્લી રખાવવાની જોગવાઈ કરતા,

કોઈ વિદ્યમાન કાયદાના અમલને બાધ આવશે નહિ તેમજ એવો કોઈ કાયદો કરવામાં રાજ્યને બાધ આવશે નહિ.

---

૧. જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડે ત્યારે, અનુચ્છેદ ૨૨ના ખંડ (૭)માં ''સંસદ'' એ શબ્દને સ્થાને ''રાજ્યનું વિધાનમંડળ'' એ શબ્દો મૂકવા.

૨. સંવિધાન (ચુંમાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૮ની કલમ ૩(ખ)(૧)થી પેટા-ખંડ (ક) કાઢી નાખેલો ગણાશે અને કલમ ૩(ખ) (૨) થી પેટા-ખંડ (ખ)ને (ક) તરીકે ફરી નંબર આપેલો ગણાશે, જે હજી અમલી થયો નથી, તારીખ હવે પછી જાહેર કરવામાં આવશે.

૩. એજનની કલમ ૩(ખ) (૩)થી, પેટા-ખંડ (ગ) ને (ખ) તરીકે ફરી નંબર આપેલો ગણાશે અને એમ ફરી નંબર આપેલા પેટા-ખંડમાં ''ખંડ ૪ના પેટા-ખંડ (ક)'' એ શબ્દો, અક્ષર, કૌંસ અને આંકડાને સ્થાને આ શબ્દ, કૌંસ અને આંકડો મૂકેલા હોવાનું ગણાશે, જે હજી અમલી થયો નથી, તારીખ હવે પછી જાહેર કરવામાં આવશે.

**સ્પષ્ટીકરણ ૧.**- શીખ ધર્મની માન્યતામાં કિરપાણો ધારણ કરવાનો અને તે સાથે લઈને ફરવાનો સમાવેશ થાય છે એમ ગણાશે.

**સ્પષ્ટીકરણ ૨.**- ખંડ (૨) ના પેટા-ખંડ (ખ)માં હિન્દુઓના ઉલ્લેખમાં શીખ, જૈન અથવા બૌદ્ધ ધર્મ પાળનારાઓ અંગેના ઉલ્લેખનો સમાવેશ થાય છે એમ સમજવું અને હિન્દુ ધાર્મિક સંસ્થાઓના ઉલ્લેખનું પણ તેમ જ સમજવું.

ધાર્મિક બાબતોનો વહીવટ કરવાનું સ્વાતંત્ર્ય.

**૨૬.** જાહેર વ્યવસ્થા, નીતિમત્તાના અને સ્વાસ્થ્યને બાધ ન આવે એ રીતે દરેક ધાર્મિક સંપ્રદાય અથવા તેના કોઈ વિભાગને-

(ક) ધાર્મિક અને સખાવતી હેતુઓ માટે સંસ્થાઓ સ્થાપવાનો તથા નિભાવવાનો,

(ખ) ધાર્મિક બાબતોમાં, પોતાની બાબતોનો પોતે વહીવટ કરવાનો,

(ગ) સ્થાવર અને જંગમ મિલકતની માલિકીનો અને સંપાદનનો, અને

(ઘ) એવી મિલકતનો કાયદા અનુસાર વહીવટ કરવાનો, હક રહેશે.

કોઈ ખાસ ધર્મની અભિવૃદ્ધિ માટે ભરવાના કર અંગે સ્વતંત્રતા.

**૨૭.** જેની આવકનો અમુક ધર્મ કે સંપ્રદાયની અભિવૃદ્ધિ અથવા નિભાવ માટેનું ખર્ચ ચૂકવવા ખાસ રીતે વિનિયોગ થતો હોય તેવો કર ભરવાની કોઈપણ વ્યક્તિને ફરજ પાડી શકાશે નહિ.

અમુક શિક્ષણ-સંસ્થાઓમાં ધાર્મિક શિક્ષણ અથવા ધાર્મિક ઉપાસનામાં હાજરી અંગે સ્વતંત્રતા.

**૨૮.** (૧) રાજ્યના નાણાંમાંથી પૂરેપૂરી નિભાવાતી શિક્ષણ સંસ્થામાં કોઈ પ્રકારનું ધાર્મિક શિક્ષણ આપી શકાશે નહિ.

(૨) રાજ્ય જેનો વહીવટ કરતું હોય પણ ધાર્મિક શિક્ષણ આપવાનું ફરજિયાત બનાવતી કોઈ દેણગી કે ટ્રસ્ટ હેઠળ સ્થાપવામાં આવેલી હોય તેવી શિક્ષણ સંસ્થાને ખંડ (૧) નો કોઈ મજકૂર લાગુ પડશે નહિ.

(૩) રાજ્યે માન્ય કરેલી અથવા રાજ્યનાં નાણાંમાંથી સહાય મેળતી શિક્ષણ સંસ્થામાં શિક્ષણ લેતી કોઈ વ્યક્તિને એવી સંસ્થામાં અપાતા ધાર્મિક શિક્ષણમાં ભાગ લેવાની અથવા એવી સંસ્થામાં અથવા તેને સંલગ્ન કોઈ મકાનમાં ચલાવાતી કોઈ ધાર્મિક ઉપાસનામાં હાજર રહેવાની ફરજ પાડી શકાશે નહિ, સિવાય કે તે વ્યક્તિએ અથવા તે વ્યક્તિ સગીર હોય તો તેના વાલીએ એ માટે પોતાની સંમતિ આપી હોય.

## સાંસ્કારિક અને શૈક્ષણિક હકો

લઘુમતીઓના હિતોનું રક્ષણ.

**૨૯.** (૧) ભારતના રાજ્યક્ષેત્રમાં અથવા તેના કોઈ ભાગમાં વસતા અને પોતાની અલાયદી ભાષા, લિપિ અથવા સંસ્કાર ધરાવતા નાગરિકોના કોઈ વિભાગને તે જાળવી રાખવાનો હક રહેશે.

(૨) રાજ્ય વડે નિભાવાતી કે રાજ્યનાં નાણાંમાંથી સહાય મેળવતી કોઈ શિક્ષણ સંસ્થામાં ફક્ત ધર્મ, જાતિ, જ્ઞાતિ, ભાષા અથવા એમાંના કોઈ કારણે કોઈ નાગરિકને પ્રવેશનો ઈન્કાર કરી શકાશે નહિ.

શિક્ષણ સંસ્થાઓ સ્થાપવાનો અને તેમનો વહીવટ કરવાનો લઘુમતીઓનો હક.

**૩૦.** (૧) ધર્મ કે ભાષા ઉપર આધારિત તમામ લઘુમતીઓને પોતાની પસંદગીની શિક્ષણ સંસ્થાઓ સ્થાપવાનો અને તેમનો વહીવટ કરવાનો હક રહેશે.

[1][(૧ક) ખંડ (૧)માં ઉલ્લેખેલ લઘુમતી દ્વારા સ્થાપિત અને સંચાલિત કોઈ શિક્ષણ સંસ્થાની કોઈ મિલકતનું ફરજિયાત સંપાદન કરવા માટે જોગવાઈ કરતા કોઈ પણ કાયદા કરતી વેળા, આવી મિલકતનું સંપાદન કરવા માટેના એ કાયદાથી ઠરાવેલી અથવા તે હેઠળ નક્કી કરેલી રકમો તે ખંડ હેઠળ બાંયધરી આપેલા હકને નિયંત્રિત અથવા રદ કરે નહિ તેવી હોય એવી ખાતરી રાજ્યે કરવી જોઈશે].

(૨) કોઈ શિક્ષણ સંસ્થા ધર્મ અથવા ભાષા ઉપર આધારિત કોઈ લઘુમતિના વહીવટ હેઠળ હોય એ કારણે શિક્ષણ સંસ્થાઓને સહાયક અનુદાન આપતી વખતે રાજ્યથી, તેની સામે ભેદભાવ રાખી શકાશે નહિ.

[2]૨ * * *

---

૧. સંવિધાન (ચુંમાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૮ની કલમ ૪થી આ ખંડ દાખલ કર્યો છે.

૨. એજનની કલમ ૫થી આ પેટા-શીર્ષક કાઢી નાંખ્યું છે.

**૩૧.** [મિલકતનું ફરજિયાત સંપાદન] સંવિધાન (ચુંમાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૮ ની કલમ ૬ થી આ અનુચ્છેદ રદ કર્યો છે.[૧]

## [૨][**અમુક કાયદા અંગે અપવાદ**]

એસ્ટેટ, વગેરેનું સંપાદન કરવાની જોગવાઈ કરતા કાયદા અંગે અપવાદ.

[૩][**૩૧ક.** [૪][(૧) અનુચ્છેદ ૧૩ માં ગમે તે મજકૂર હોય તે છતાં,-

(ક) રાજ્યે કોઈ એસ્ટેટ કે તેની અંદરના કોઈ હક સંપાદન કરવા માટે અથવા તેવા કોઈ હકની નાબૂદી કે તેમાં ફેરફાર કરવા માટે; અથવા

(ખ) કોઈ મિલકતનો વહીવટ જાહેર હિતમાં કે તેનો યોગ્ય વહીવટ થાય તે માટે, કોઈ મર્યાદિત મુદત સુધી રાજ્યહસ્તક લેવા માટે; અથવા

(ગ) બે અથવા વધારે નિગમોનું જાહેર હિતમાં અથવા તેમાંના કોઈ નિગમના યોગ્ય વહીવટ માટે એકત્રીકરણ કરવા માટે; અથવા

(ઘ) નિગમના મેનેજિંગ એજન્ટો, સેક્રેટરીઓ અને ટ્રેઝરરો, મેનેજિંગ ડિરેક્ટરો, ડિરેક્ટરો અથવા મેનેજરોના કોઈ હકના અથવા તેના શેરહોલ્ડરોના કોઈ મતાધિકારની નાબૂદી અથવા ફેરફાર કરવા માટે; અથવા

(ચ) કોઈ ખનિજ અથવા ખનિજ તેલ શોધવાના અથવા તે મેળવવાના હેતુથી થયેલા કોઈ કબૂલાતનામા, પટા અથવા લાઈસન્સથી મળતા કોઈ હકોની નાબૂદી અથવા ફેરફાર કરવા માટે અથવા એવા કોઈ કબૂલાતનામા, પટા અથવા લાઈસન્સની મુદત પૂરી થયા પહેલાં તે સમાપ્ત કરવા કે રદ કરવા માટે,

જોગવાઈ કરતો કોઈ કાયદો [૫][અનુચ્છેદ ૧૪ અથવા અનુચ્છેદ ૧૯] ની રૂએ અપાયેલા હકોમાંના કોઈ હક સાથે અસંગત હોય અથવા તે હક લઈ લેતો હોય અથવા તેમાં ઘટાડો કરતો હોય એ કારણે રદબાતલ ગણાશે નહિ :

[૬][પરંતુ એવો કોઈ કાયદો કોઈ રાજ્યના વિધાનમંડળે કરેલો હોય અને રાષ્ટ્રપતિની વિચારણા માટે રાખ્યા પછી તેને તેમની અનુમતિ મળી ન હોય તો તે કાયદાને આ અનુચ્છેદની જોગવાઈઓ લાગુ પડશે નહિ] ]:

[૭][વધુમાં, કોઈ કાયદાથી જોગવાઈ કરવામાં આવી હોય કે રાજ્ય કોઈ એસ્ટેટનું સંપાદન કરી શકશે ત્યારે, તે એસ્ટેટમાં આવતી જમીન કોઈ વ્યક્તિ જાતે ખેતી કરવા માટે ધરાવતી હોય ત્યારે, તે સમયે અમલમાં હોય તે કાયદા હેઠળ તેને લાગુ પડતી ટોચ-મર્યાદામાં આવતા તે જમીનના કોઈ ભાગનું અથવા તેની ઉપરના કે સંલગ્ન કોઈ મકાન અથવા બાંધકામનું સંપાદન કરવાનું, એ જમીન, મકાન અથવા બાંધકામ સંપાદન કરવા માટે તેની બજાર-કિંમત કરતાં ઓછા નહિ તેવા દરે વળતર આપવાની કાયદાથી જોગવાઈ કરવામાં આવી ન હોય તો તે રાજ્ય માટે કાયદેસર ગણાશે નહિ.] .

---

૧. જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડે ત્યારે, જુઓ સંવિધાન (જમ્મુ અને કાશ્મીરને લાગુ પડવા બાબત) હુકમ, ૧૯૫૪ની કલમ ૨ (૪)(છ).
૨. સંવિધાન (બેંતાળીસમાં સુધારા) અધિનિયમ, ૧૯૭૬ની કલમ ૩થી આ પેટા-શીર્ષક મૂક્યું છે.
૩. સંવિધાન (પ્રથમ સુધારા) અધિનિયમ, ૧૯૫૧ની કલમ ૪થી આ અનુચ્છેદ(ભૂતલક્ષી અસરથી) ઉમેર્યો છે.
૪. સંવિધાન (ચોથા સુધારા) અધિનિયમ, ૧૯૫૫ની કલમ ૩થી મૂળ ખંડને સ્થાને (ભૂતલક્ષી અસરથી) આ ખંડ મૂક્યો છે.
૫. સંવિધાન (ચુંમાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૮ની કલમ ૭ થી અસલને સ્થાને આ મજકૂર મૂક્યો છે.
૬. જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડે ત્યારે, કલમ ૩૧-કના ખંડ (૧)નો પરંતુક કમી કરવો.
૭. સંવિધાન (સત્તરમા સુધારા) અધિનિયમ, ૧૯૬૪ની કલમ ૨થી આ વિશેષ પરંતુક દાખલ કર્યો છે.

(૨) આ અનુચ્છેદમાં-

[૧][[૨](ક) કોઈ સ્થાનિક વિસ્તાર સંબંધમાં ''એસ્ટેટ'' એ શબ્દનો અર્થ, તે વિસ્તારમાં અમલમાં હોય તેવા જમીન સત્તા પ્રકાર સંબંધી વિદ્યમાન કાયદામાં તે શબ્દનો અથવા તેના સ્થાનિક પર્યાયનો જે અર્થ થતો હોય તે જ થશે અને તેમાં નીચેનાનો પણ સમાવેશ થશે :-

(૧) કોઈ જાગીર, ઈનામ કે માફી અથવા તેના જેવું બીજું કોઈ અનુદાન અને [૩][તામિલનાડુ] અને કેરળ રાજ્યોમાં, જન્મ હક;

(૨) રૈયતવારી જમાબંધી હેઠળની કોઈ જમીન;

(૩) જમીન ખેડનારાઓના, ખેતમજૂરોના અને ગ્રામ કારીગરોના ભોગવટાની પડતર જમીન, જંગલ જમીન, ગૌચર જમીન અથવા મકાનો માટેની અને બીજા બાંધકામોની જગાઓ સહિત ખેતીના અથવા ખેતીના સહાયક હેતુઓ માટે ધરાવેલી અથવા ભાડે રાખેલી કોઈ જમીન; ]

(ખ) કોઈ એસ્ટેટના સંબંધમાં ''હક'' એ શબ્દમાં માલિક, પેટા-માલિક, અધીન-માલિક, સત્તા પ્રકાર ધરાવનાર [૪][રૈયત,-અધીન-રૈયત] કે બીજી મધ્યસ્થ વ્યક્તિમાં નિહિત કોઈ હકના અને જમીન મહેસૂલ અંગેના કોઈ હક અથવા વિશેષાધિકારોનો સમાવેશ થશે.].

**અમુક અધિનિયમો અને વિનિયમો કાયદેસર ઠરાવવા બાબત.**

[૫][ **૩૧ખ.** અનુચ્છેદ ૩૧માં સમાવાયેલી જોગવાઈઓની વ્યાપકતાને બાધ આવ્યા સિવાય, નવી અનુસૂચિમાં નિર્દિષ્ટ કરેલ કોઈ અધિનિયમો અને વિનિયમો તેમજ તેમાંની કોઈ જોગવાઈઓ, આ ભાગની કોઈ જોગવાઈઓથી અપાયેલા કોઈ હક સાથે અસંગત હોય અથવા તે લઈ લેતાં હોય અથવા તેમાં ઘટાડો કરતાં હોય એ કારણે એ અધિનિયમ, વિનિયમ કે જોગવાઈ રદબાતલ થયાનું અથવા કદી રદબાતલ થયા હોવાનું ગણાશે નહિ અને કોઈ ન્યાયાલય કે ટ્રિબ્યુનલનો ચુકાદો, હુકમનામું કે હુકમ તેથી વિરૂદ્ધ હોય તે છતાં, સદરહુ દરેક અધિનિયમ તથા વિનિયમ તેને રદ કરવાની અથવા તેમાં સુધારો કરવાની સત્તા ધરાવતા વિધાનમંડળની સત્તાને અધીન રહીને અમલમાં ચાલુ રહેશે. ]

---

૧. સંવિધાન (સત્તરમા સુધારા) અધિનિયમ, ૧૯૬૪ની કલમ ૨થી પેટા-ખંડ (ક)ને બદલે (ભૂતલક્ષી અસરથી) આ પેટા-ખંડ મૂક્યો છે.

૨. જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડે ત્યારે, કલમ ૩૧-કના ખંડ (૨)ના પેટા-ખંડ (ક)ને બદલે, નીચેનો પેટા-ખંડ મૂકવો :-

''(ક) ''એસ્ટેટ'' એટલે ખેતીના કે ખેતીના સહાયક હેતુઓ માટે અથવા ગૌચર માટે ભોગવટામાં રાખેલી કે ભાડે આપેલી જમીન, અને તેમાં,-

(૧) એવી જમીન ઉપરનાં મકાનો અને બીજા બાંધકામોની જગાઓનો,

(૨) એવી જમીન ઉપરના ઝાડનો,

(૩) જંગલની જમીન અને જંગલવાળી પડતર જમીનનો,

(૪) પાણીથી ઢંકાયેલા વિસ્તાર અથવા પાણી ઉપર તરતાં ખેતરોનો,

(૫) જંડારો અને ઘરાતોની જગાઓને,

(૬) કોઈ જાગીર, ઈનામ, માફી, અથવા મુકરરી અથવા તેના જેવી બીજી અનુદાનોનો, સમાવેશ થશે, પરંતુ તેનાં-

(૧) કોઈ નગર કે નગરવિસ્તાર અથવા ગ્રામ આબાદીમાંના કોઈ મકાનની જગા અથવા એવા કોઈ મકાન અથવા જગા સાથે સંલગ્ન કોઈ જમીનનો,

(૨) નગર અથવા ગામની જગા તરીકે ભોગવટામાં રાખેલી કોઈ જમીનનો, અથવા

(૩) કોઈ નગરપાલિકામાં અથવા જાહેર કરાવેલા વિસ્તારમાં અથવા કેન્ટોનમેન્ટ અથવા નગર વિસ્તારમાં અથવા જે વિસ્તાર માટે નગરરચના યોજના મંજૂર કરવામાં આવી હોય તે વિસ્તારમાં મકાનના હેતુ માટે અનામત રખાયેલી કોઈ જમીનનો, સમાવેશ થતો નથી;''.

૩. મદ્રાસ રાજ્ય (નામ ફેરફાર) અધિનિયમ, ૧૯૬૮ની કલમ-૪થી ''મદ્રાસ'' એ શબ્દને સ્થાને આ શબ્દ મૂક્યો છે. (તારીખ ૧૪-૧-૧૯૬૯થી અમલી).

૪. સંવિધાન (ચોથા સુધારા) અધિનિયમ, ૧૯૫૫ની કલમ-૩થી (ભૂતલક્ષી અસરથી) આ મજકૂર ઉમેર્યો છે.

૫. સંવિધાન (પ્રથમ સુધારા) અધિનિયમ, ૧૯૫૫ની કલમ-૫થી આ અનુચ્છેદ ઉમેર્યો છે.

**અમુક માર્ગદર્શક સિદ્ધાંતોનો અમલ કરતા કાયદા અંગે અપવાદ.**

[1][**૩૧ગ.** અનુચ્છેદ ૧૩માં ગમે તે મજકૂર હોય તે છતાં][2][ભાગ-જમાં જણાવેલ સિદ્ધાંતો પૈકી તમામ અથવા કોઈપણ સિદ્ધાંતો] કાર્યાન્વિત કરવાની રાજ્યની નીતિ અમલમાં મૂકતો કોઈ કાયદો, [3][અનુચ્છેદ-૧૪ અથવા અનુચ્છેદ-૧૯]ની રૂએ અપાયેલા હકોમાંના કોઈ હક સાથે અસંગત હોય અથવા તે હક લઈ લેતો હોય અથવા તેમાં ઘટાડો કરતો હોય એ કારણે રદબાતલ ગણાશે નહિ;

[4][અને એવી નીતિને અમલમાં મૂકવા માટે છે તેવી જાહેરાત કરતો કોઈ કાયદો, એવી નીતિને અમલમાં મૂકતો ન હોય એ કારણે તેની સામે કોઈ ન્યાયાલયમાં વાંધો ઉઠાવી શકાશે નહિઃ

પરંતુ રાજ્યના વિધાનમંડળે એવો કાયદો કર્યો હોય ત્યારે, એવા કાયદાને રાષ્ટ્રપતિની વિચારણા માટે રાખવામાં આવ્યા પછી, તેમની અનુમતિ મળી ન હોય તો, આ અનુચ્છેદની જોગવાઈઓ તેને લાગુ પડશે નહિ.]

**૩૧-ઘ.**[રાષ્ટ્રવિરોધી પ્રવૃત્તિઓ સંબંધી કાયદા અંગે અપવાદ-સંવિધાન (તેંતાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૭ની કલમ-૨ થી રદ કર્યો છે.]

## સંવિધાનમાંના ઉપાયોનો હક

**આ ભાગથી અપાયેલા હકોના અમલ કરાવવા માટેના ઉપાયો.**

**૩૨.** (૧) આ ભાગથી અપાયેલા હકોનો અમલ કરાવવા માટે યોગ્ય કાર્યવાહીથી ઉચ્ચતમ-ન્યાયાલય પાસે દાદ માગવાના હકની બાંયધરી આપવામાં આવે છે.

(૨) આ ભાગથી અપાયેલા કોઈપણ હકનો અમલ કરાવવા માટે આદેશો અથવા હુકમો અથવા રિટ, જેમાં બંદી-પ્રત્યક્ષીકરણ (હેબીયસ કોરપસ), પરમ આદેશ (મેન્ડેમસ), પ્રતિષેધ (પ્રોહિબિશન), અધિકાર-પૃચ્છા (ક્વો વોરેન્ટો) અને ઉત્પ્રેષણ (સર્શિયોરરી) જેવી રિટનો સમાવેશ થાય છે, તેમાંથી યોગ્ય જણાય તે કાઢવાની ઉચ્ચતમ ન્યાયાલયને સત્તા રહેશે.

[5][(૩) ખંડો(૧) અને (૨) થી ઉચ્ચતમ ન્યાયાલયને અપાયેલી સત્તાને બાધ આવ્યા સિવાય, સંસદ અન્ય કોઈ ન્યાયાલયને તેની પોતાની હકૂમતને સ્થાનિક હદની અંદર ઉચ્ચતમ ન્યાયાલયને ખંડ (૨) અનુસાર વાપરવાની તમામ અથવા તેમાંની કોઈ સત્તા વાપરવાનો અધિકાર કાયદાથી આપી શકશે.]

(૪) આ સંવિધાનથી અન્યથા જોગવાઈ કરી ન હોય તો આ અનુચ્છેદથી બાંયધરી આપેલો હક મોકૂફ રાખી શકાશે નહિ.

[6][**૩૨ક.**[અનુચ્છેદ ૩૨ હેઠળની કાર્યવાહીમાં રાજ્ય કાયદાઓની સંવૈધાનિક કાયદેસરતા વિચારણામાં ન લેવા બાબત સંવિધાન (તેંતાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૭ની કલમ ૩ (૧)થી રદ કર્યો છે.]

**આ ભાગથી અપાયેલા હકો, દળો, વગેરેને લાગુ પડતા હોય ત્યાં તે હકોમાં સુધારાવધારા કરવાની સંસદની સત્તા.**

[7][**૩૩.** આ ભાગથી અપાયેલા કોઈ હક,

(ક) સશસ્ત્ર દળોના સભ્યોને; અથવા

(ખ) જાહેર વ્યવસ્થા જાળવવાની કામગીરી સંભાળનાર દળોના સભ્યોને; અથવા

(ગ) બાતમી અથવા સામી બાતમીના હેતુઓ માટે રાજ્યે સ્થાપેલા કોઈ બ્યુરો કે અન્ય સંગઠનમાં કામે રાખેલી વ્યકિતઓને; અથવા

---

૧. સંવિધાન (પચીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૧ની કલમ ૩થી અનુચ્છેદ ૩૧ગ દાખલ કર્યો છે. (તારીખ ૨૦-૪-૧૯૭૨થી અમલી), જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડતી નથી.

૨. સંવિધાન (બેંતાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ની કલમ ૪થી ''અનુચ્છેદ ૩૯ના ખંડ(ખ) અથવા ખંડ(ગ)માં નિર્દિષ્ટ કરેલા સિદ્ધાંત'' એ શબ્દો, કૌંસ, આંકડા અને અક્ષરોને સ્થાને આ શબ્દો અને આંકડા મૂકયા છે.

૩. સંવિધાન (ચુંમાળીસમા સુધારા) અધિનિયમ,૧૯૭૮ ની કલમ ૮ થી અસલને સ્થાને આ મજકુર દાખલ કર્યો છે.

૪. આ જોગવાઈ ઉચ્ચતમ ન્યાયાલયે ''કેશવાનંદ ભારતી વિરૂદ્ધ કેરળ રાજ્ય, (૧૯૭૩)'' ના કેસમાં ગેરકાયદેસર ઠરાવેલ છે.

૫. જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડે ત્યારે, અનુચ્છેદ ૩૨નો ખંડ (૩) કમી કરવો.

૬. સંવિધાન (બેંતાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ની કલમ ૬ થી આ અનુચ્છેદ દાખલ કર્યો હતો.

૭. સંવિધાન (પચાસમા સુધારા) અધિનિયમ, ૧૯૮૪ થી અસલ મજકૂરને બદલે આ મજકુર મૂક્યો છે.

(ઘ) ખંડો (ક) થી (ગ)માં ઉલ્લેખેલ કોઈ દળ, બ્યુરો કે સંગઠનના હેતુઓ માટે સ્થાપેલી ટેલિકોમ્યુનિકેશન પદ્ધતિઓમાં કે તેના સંબંધમાં કામે રાખેલી વ્યકિતઓને,

લાગુ પડતો હોય ત્યાં, તેમની ફરજો યોગ્ય રીતે પળાય અને તેમની અંદર શિસ્ત જળવાય તે માટે હકો કેટલે અંશે નિયંત્રિત કરવા અથવા ઘટાડવા તે સંસદ કાયદાથી નક્કી કરી શકશે.]

**કોઈ વિસ્તારમાં લશ્કરી કાયદો અમલમાં હોય તે દરમિયાન આ ભાગથી અપાયેલા હકો ઉપર નિયંત્રણ.**

**૩૪.** આ ભાગની પૂર્વવર્તી જોગવાઈઓમાં ગમે તે મજકૂર હોય તે છતાં, સંઘની અથવા તેમાંના કોઈ રાજ્યની નોકરીમાંની અથવા બીજી કોઈ વ્યકિતને, જ્યાં લશ્કરી કાયદો અમલમાં હોય એવા ભારતના રાજ્યક્ષેત્રની અંદરના કોઈ વિસ્તારમાં તેણે વ્યવસ્થા જાળવવા અથવા સ્થાપવા અંગે લીધેલા કોઈ પગલાંની જવાબદારીમાંથી સંસદ કાયદાથી મુકિત આપી શકશે અથવા એવા વિસ્તારમાં લશ્કરી કાયદા અનુસાર ફરમાવેલી સજાને, કરેલી શિક્ષાને, રાજ્ય-દાખલ કરવાના હુકમને અથવા લીધેલાં બીજા કોઈ પગલાંને કાયદેસર ઠરાવી શકશે.

**આ ભાગની જોગવાઈઓને અસરકારક બનાવવા માટે કાયદા કરવા બાબત.**

[1][ **૩૫.** આ સંવિધાનમાં ગમે તે મજકૂર હોય તે છતાં,--

(ક) નીચેની બાબતમાં કાયદો કરવાની સત્તા, સંસદને રહેશે, પણ કોઈ રાજ્યના વિધાનમંડળને રહેશે નહિ.-

(૧) અનુચ્છેદ ૧૬ના ખંડ (૩), અનુચ્છેદ ૩૨ના ખંડ (૩), અનુચ્છેદ ૩૩ અને અનુચ્છેદ ૩૪ હેઠળ, કાયદાથી સંસદ જે બાબતોને માટે જોગવાઈ કરી શકે તે પૈકી કોઈ બાબત અંગે, અને

(૨) જે કૃત્યો આ ભાગ હેઠળ ગુના તરીકે જાહેર થયા હોય તે માટે શિક્ષા ઠરાવવા માટે;

અને સંસદે આ સંવિધાનના આરંભ પછી બનતી ત્વરાએ પેટા-ખંડ (૨) માં ઉલ્લેખેલાં કૃત્યો માટે શિક્ષા ઠરાવવા કાયદા કરવા જોઈશે;

(ખ) ખંડ (ક)ના પેટા-ખંડ (૧) માં ઉલ્લેખેલ કોઈ બાબત અંગે અથવા તે ખંડના પેટા-ખંડ (૨)માં ઉલ્લેખેલ કોઈ કૃત્ય માટે શિક્ષાની જોગવાઈ કરતો, આ સંવિધાનના આરંભની તરત પહેલાં ભારતના રાજ્યક્ષેત્રમાં અમલમાં હોય તે કાયદો, તેની જોગવાઈઓ અને અનુચ્છેદ ૩૭૨ હેઠળ તેમાં જે કંઈ અનુકૂળ ફેરફારો અને સુધારાવધારા કરવામાં આવે તેને અધીન રહીને, સંસદ તેમાં ફેરફાર ન કરે  અથવા તેને રદ ન કરે અથવા તેમાં સુધારો ન કરે ત્યાં સુધી અમલમાં ચાલુ રહેશે.

**સ્પષ્ટીકરણઃ-** આ અનુચ્છેદમાં ''અમલમાં હોય તે કાયદો'' એ શબ્દોનો અર્થ, અનુચ્છેદ ૩૭૨માં છે તે જ થાય છે.][2]

---

૧. જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડે ત્યારે અનુચ્છેદ ૩૫માં--

(૧) સંવિધાનના આરંભ વિષેના ઉલ્લેખો સંવિધાન (જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પાડવા બાબતના) હુકમ, ૧૯૫૪ના આરંભ (૧૪મી મે ૧૯૫૪) ના ઉલ્લેખો છે એમ સમજવું;

(૨) ખંડ (ક)(૧)માં, '' અનુચ્છેદ ૧૬ના ખંડ(૩), અનુચ્છેદ ૩૨ના ખંડ(૩)'' એ શબ્દો, આંકડા અને કૌંસ કમી કરવા; અને

(૩) ખંડ (ખ) પછી નીચેનો ખંડ ઉમેરવો :-

''(ગ) ''સંવિધાન (જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પાડવા બાબતના) હુકમ, ૧૯૫૪''ના આરંભની પહેલાં અથવા પછી, જમ્મુ અને કાશ્મીર રાજયના વિધાનમંડળે કરેલો નિવારક અટકાયત સંબંધી કાયદો, આ ભાગની કોઈ જોગવાઈ સાથે અસંગત હોય એ કારણસર રદબાતલ થશે નહિ, પણ સદરહુ હુકમના આરંભથી પચીસ વર્ષ પૂરા થયે, તે મુદત પૂરી થયા પહેલાં કરેલા અથવા નહિ કરેલા કોઇ કાર્ય સંબંધી હોય તે સિવાય, એવી અસંગતતા પૂરતો તે કાયદો અમલમાં રહેશે નહિ''.

૨. જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડે ત્યારે, અનુચ્છેદ ૩૫ પછી નીચેનો નવો અનુચ્છેદ ઉમેરવો :-

''૩૫-ક સ્થાયી નિવાસીઓ અને તેમના હકો સંબંધી કાયદા અંગે અપવાદ-આ સંવિધાનમાં ગમે તે મજકૂર હોય તે છતાં, --

(ક) જમ્મુ અને કાશ્મીર રાજયના સ્થાયી નિવાસી હોય અથવા થનાર હોય તે વ્યકિતઓના વર્ગોની વ્યાખ્યા કરતો; અથવા

(ખ) (૧) રાજ્ય સરકાર હેઠળની નોકરી,

(૨) રાજયમાં સ્થાવર મિલકતનું સંપાદન,

(૩) રાજયમાં વસવાટ, અથવા

(૪) શિષ્યવૃત્તિઓ અને રાજ્ય સરકાર જોગવાઈ કરે તેવા સ્વરૂપની બીજી સહાયતા મેળવવાના હક,

અંગે એવા સ્થાયી નિવાસીઓને કોઈ ખાસ હકો અને વિશેષાધિકારો આપતો અથવા બીજી વ્યકિતઓ ઉપર કોઈ નિયંત્રણ મૂકતો, જમ્મુ અને કાશ્મીર રાજયમાં અમલમાં હોય તેવો કોઈ વિદ્યમાન કાયદો હવે પછી રાજયનું વિધાનમંડળ કરે તે કાયદો, આ ભાગની કોઈ જોગવાઈથી ભારતના બીજા નાગરિકોને અપાયેલ કોઈ પણ હક સાથે અસંગત હોય અથવા તે લઈ લેતો હોય કે તેમાં ઘટાડો કરતો હોય એ કારણે રદબાતલ ગણાશે નહિ''.

## [1]ભાગ ૪

## રાજ્યનીતિના માર્ગદર્શક સિદ્ધાંતો

વ્યાખ્યા.

**૩૬.** આ ભાગમાં સંદર્ભથી અન્યથા અપેક્ષિત ન હોય તો, ''રાજ્ય'' નો અર્થ ભાગ-૩માં છે તે જ થશે.

આ ભાગમાં સમાવિષ્ટ સિદ્ધાંતો લાગુ પાડવા બાબત.

**૩૭.** કોઈ ન્યાયાલયથી આ ભાગમાંની જોગવાઈઓનો અમલ કરાવી શકાશે નહિ, છતાં તેમાં દર્શાવેલા સિદ્ધાંતો દેશના રાજ્ય વહીવટમાં મૂળભૂત છે અને કાયદા કરતી વખતે આ સિદ્ધાંતો લાગુ પાડવા તે રાજ્યની ફરજ રહેશે.

લોકકલ્યાણની વૃદ્ધિ માટે રાજ્યે સર્જવાની સામાજિક વ્યવસ્થા.

**૩૮.** [2][(૧)] રાજ્યે લોકકલ્યાણને ઉત્તેજન આપવા રાષ્ટ્રજીવનની તમામ સંસ્થાઓમાં સામાજિક, આર્થિક અને રાજકીય ન્યાય ઉપલબ્ધ થઈ શકે તેવી શકય હોય તેટલી અસરકારક સામાજિક વ્યવસ્થા સર્જવા તથા તેનું સંરક્ષણ કરવા સતત -યત્નશીલ રહેવું જોઇશે.

[2][(૨) રાજ્ય વિશેષ કરીને, આ વ્યકિતઓ વચ્ચે જ નહિ પણ જુદા જુદા વિસ્તારોમાં રહેતા અથવા જુદા જુદા વ્યવસાયોમાં રોકાયેલા લોકોનાં જૂથો વચ્ચે પણ આવકમાં અસમાનતા ઓછી કરવાનો પ્રયત્ન કરશે તેમજ દરજ્જો, સગવડો અને તકોની અસમાનતા નાબૂદ કરવાનો પ્રયત્ન કરશે.]

રાજ્યે અનુસરવાના નીતિના અમુક સિદ્ધાંતો.

**૩૯.** રાજ્ય વિશેષ કરીને, એવી નીતિ અખત્યાર કરશે કે જેથી નીચેની બાબતો સિદ્ધ થાય :-

(ક) પુરૂષ અને સ્ત્રી નાગરિકોને આજીવિકાનું પૂરતું સાધન મેળવવાનો સમાન હક રહે;

(ખ) સમાજની ભૌતિક સાધનસામગ્રીની માલિકી અને નિયંત્રણનું વિતરણ લોકહિત ઉત્તમ રીતે સધાય એ રીતે થાય;

(ગ) અર્થતંત્રનું સંચાલન, સંપત્તિ અને ઉત્પાદનનાં સાધનોની લોકહિતને નુકશાન કરે તેવી જમાવટમાં પરિણમે નહિ;

(ઘ) પુરૂષો અને સ્ત્રીઓ, બંનેને સરખા કામ માટે સરખો પગાર મળે;

(ચ) પુરૂષ અને સ્ત્રી કામદારોના આરોગ્ય અને શકિતનો અને બાળકોની કુમળી વયનો દુરુપયોગ ન થાય અને આર્થિક જરૂરિયાતને કારણે નાગરિકોને તેમની વય કે શકિતને માફક ન હોય તેવાં રોજગારમાં ન પડવું પડે;

[3][(છ) બાળકોને સ્વસ્થ રીતે અને સ્વાતંત્ર્ય અને ગૌરવભરી સ્થિતિમાં વિકસવાની તકો અને સગવડો આપવામાં આવે અને બાળકો તથા કિશોરોને શોષણ સામે અને તેમની નૈતિક અને આર્થિક ઉપેક્ષા સામે રક્ષણ મળે.]

સમાન ન્યાય અને મફત-કાનૂની સહાય.

[4] [**૩૯ ક.** રાજ્ય, કાનૂની પદ્ધતિના અમલથી સમાન તકના ધોરણે ન્યાયનો ઉત્કર્ષ સધાય તેમ કરશે અને ખાસ કરીને, આર્થિક અથવા અન્ય અસમર્થતાઓને કારણે પણ નાગરિકને ન્યાય મેળવવા માટેની તકોનો ઈનકાર કરવામાં આવે નહિ એ માટે યોગ્ય કાયદા અથવા યોજનાઓ દ્વારા અથવા બીજી કોઈ રીતે, મફત કાનૂની સહાય પૂરી પાડશે.]

ગ્રામ પંચાયતોની રચના.

**૪૦.** ગ્રામ પંચાયતોની રચના કરવા માટે રાજ્ય પગલાં ભરશે અને સ્વરાજ્યના એકમો તરીકે તેઓ કાર્ય કરી શકે તે માટે તેમને જરૂરી સત્તા અને અધિકાર આપશે.

કામ, શિક્ષણ અને અમુક પ્રસંગે જાહેર સહાય મેળવવાનો હક.

**૪૧.** રાજ્ય, પોતાની આર્થિક શકિત અને વિકાસની મર્યાદામાં રહીને, કામનો, શિક્ષણનો અને બેકારી, વૃદ્ધાવસ્થા, માંદગી અને અપંગતાના પ્રસંગે અને વગર વાંકે વેઠવી પડતી તંગીના અન્ય પ્રસંગે જાહેર સહાયનો હક મળી રહે તેમ કરવા કાર્યસાધક જોગવાઈ કરશે.

---

૧. જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડશે નહિ.

૨. સંવિધાન (ચુંમાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૮ની કલમ ૯ થી, અનુચ્છેદ ૩૮ને તેના ખંડ (૧) તરીકે નંબર આપ્યો છે. અને ખંડ (૨) દાખલ કરેલ છે.

૩. સંવિધાન (બેતાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ની કલમ ૭થી અસલ ખંડ (છ)ને સ્થાને આ ખંડ મૂકયો છે.

૪. એજનની કલમ ૮થી આ અનુચ્છેદ દાખલ કર્યો છે.

**૪૨.** કામ અંગેની ન્યાયી અને માનવોચિત પરિસ્થિતિ સિદ્ધ કરવા માટે અને પ્રસૂતિ-સહાયતા માટે રાજ્ય જોગવાઈ કરશે.

**કામ અંગેની ન્યાયી અને માનવોચિત પરિસ્થિતિ અને પ્રસૂતિ-સહાયતા માટે જોગવાઈ.**

**૪૩.** રાજ્ય, ઘટતા કાયદા કરીને કે આર્થિક વ્યવસ્થા દ્વારા અથવા બીજી કોઈ રીતે ખેતીના, ઉદ્યોગના કે અન્ય પ્રકારના તમામ કામદારોને કામ, નિર્વાહ-વેતન તેમ જ શિષ્ટ જીવનધોરણની અને ફૂરસદના અને સામાજિક અને સાંસ્કારિક તકોના પૂરેપૂરા ઉપયોગની ખાતરી આપતી કામની પરિસ્થિતિ સિદ્ધ કરવા માટે પ્રયત્ન કરશે અને ખાસ કરીને, ગ્રામ વિસ્તારોમાં વ્યકિતગત અથવા સહકારી ધોરણે ગૃહઉદ્યોગોની અભિવૃદ્ધિ કરવાનો પ્રયત્ન કરશે.

**કામદારો માટે નિર્વાહ વેતન, વગેરે**

[1][**૪૩-ક.** રાજ્ય, યોગ્ય કાયદા દ્વારા અથવા બીજી કોઈ રીતે, કોઈ ઉદ્યોગમાં રોકાયેલાં ઉપક્રમો, સંસ્થાઓ અથવા બીજા સંગઠનોના વહીવટોમાં કામદારો ભાગ લેતા થાય તેમ કરવા પગલાં લેશે.]

**ઉદ્યોગોના વહીવટમાં કામદારોની ભાગીદારી.**

**૪૪.** ભારતના સમગ્ર રાજ્યક્ષેત્રમાં નાગરિકો માટે એકસરખો દીવાની કાયદો થાય તેમ કરવા માટે રાજ્ય પ્રયત્ન કરશે.

**નાગરિકો માટે એક સરખો દીવાની કાયદો.**

[2] [**૪૫.** રાજ્ય, તમામ બાળકોને, તેમની છ વર્ષની વય પૂરી થાય ત્યાં સુધી, શરૂઆતની બાલ્યાવસ્થા દરમિયાન સંભાળ અને શિક્ષણ આપવાની જોગવાઈ કરવાનો પ્રયત્ન કરશે.]

**છ વર્ષથી ઓછી વયના બાળકો માટે શરૂઆતની બાલ્યાવસ્થા દરમિયાન સંભાળ અને શિક્ષણની જોગવાઈ.**

**૪૬.** નબળા વર્ગોના લોકોના અને ખાસ કરીને અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત આદિજાતિઓના શૈક્ષણિક અને આર્થિક હિતોની અભિવૃદ્ધિ રાજ્ય વિશેષ કાળજીથી કરશે અને સામાજિક ન્યાય અને તમામ પ્રકારના શોષણ સામે તેમનું રક્ષણ કરશે.

**અનુસૂચિત જાતિઓ, અનુસૂચિત આદિજાતિઓ અને બીજા નબળા વર્ગોના શૈક્ષણિક તથા આર્થિક હિતોની અભિવૃદ્ધિ.**

**૪૭.** રાજ્યમાં લોકોના પોષણની કક્ષા અને જીવનધોરણ ઊંચા લાવવા અને જાહેર આરોગ્ય સુધારવું, તેને રાજ્ય પોતાની પ્રાથમિક ફરજોમાં ગણશે અને ખાસ કરીને રાજ્ય, ઔષધના હેતુઓ સિવાય, માદક પીણાંના તેમજ આરોગ્યને હાનિકારક પદાર્થોના ઉપયોગ ઉપર પ્રતિબંધ મૂકવાનો પ્રયત્ન કરશે.

**પોષણ અને જીવનધોરણ ઊંચા લાવવાની તથા જાહેર આરોગ્ય સુધારવાની રાજ્યની ફરજ.**

**૪૮.** ખેતી અને પશુપાલનની આધુનિક અને વૈજ્ઞાનિક ધોરણે વ્યવસ્થા કરવાનો રાજ્ય પ્રયત્ન કરશે અને ખાસ કરીને ગાયો અને વાછરડાં અને બીજાં દૂધાળાં અને ભારવાહક ઢોરની ઓલાદો જાળવી રાખવા અને સુધારવા અને તેમની કતલ ઉપર પ્રતિબંધ મૂકવા પગલાં ભરશે.

**ખેતી અને પશુપાલનની વ્યવસ્થા.**

[3][**૪૮.-ક.** રાજ્ય, પર્યાવરણનું જતન અને એમાં સુધારણા કરવાનો અને દેશનાં જંગલો અને વન્ય પશુપક્ષીઓનું રક્ષણ કરવાનો પ્રયત્ન કરશે.]

**પર્યાવરણનું જતન અને સુધારણા તથા જંગલો અને વન્ય પશુપક્ષીઓનાં રક્ષણ બાબત.**

**૪૯.** [4][સંસદે ઘડેલ કાયદાથી અથવા તે હેઠળ રાષ્ટ્રીય મહત્વના જાહેર કરેલા] દરેક કલાત્મક કે ઐતિહાસિક મહત્ત્વના સ્મારક અથવા સ્થળ અથવા વસ્તુનું યથાપ્રસંગ, લૂંટફાટ, વિકૃતિ, વિનાશ, સ્થાનાંતર, નિકાલ અથવા નિકાસ સામે રક્ષણ કરવાની રાજ્યની ફરજ રહેશે.

**રાષ્ટ્રીય મહત્વના સ્મારકો અને સ્થળો અને વસ્તુઓનું રક્ષણ.**

---

૧. સંવિધાન (બેતાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ની કલમ ૯થી આ અનુચ્છેદ દાખલ કર્યો છે.

૨. સંવિધાન (છ્યાશીમા સુધારા) અધિનિયમ, ૨૦૦૨ની કલમ ૩ થી અસલને બદલે આ અનુચ્છેદ મૂકયો છે. (૧-૪-૨૦૧૦ થી અમલમાં લાવવામાં આવ્યો).

૩. સંવિધાન (બેંતાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ ની કલમ ૧૦ થી આ અનુચ્છેદ દાખલ કર્યો છે.

૪. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૭થી ''કાયદાથી સંસદે'' એ શબ્દોને સ્થાને આ શબ્દો મૂક્યા છે.

**ન્યાયતંત્રને કારોબારી તંત્રથી અલગ કરવા બાબત.**

**૫૦.** રાજ્ય-સેવાઓમાં ન્યાયતંત્રને કારોબારીતંત્રથી અલગ કરવા રાજ્ય પગલાં ભરશે.

**આંતરરાષ્ટ્રીય શાંતિ અને સલામતીની અભિવૃદ્ધિ.**

**૫૧.** રાજ્ય -

(ક) આંતરરાષ્ટ્રીય શાંતિ અને સલામતીની અભિવૃદ્ધિ કરવા;

(ખ) રાષ્ટ્રો વચ્ચે ન્યાયી તથા માનભર્યા સંબંધો નિભાવવા;

(ગ) સંગઠિત પ્રજાઓના એકબીજા સાથેના વ્યવહારમાં આંતરરાષ્ટ્રીય કાયદા અને સંધિઓને લગતી ફરજો પ્રત્યેનો આદર વધારવા; અને

(ઘ) લવાદી દ્વારા આંતરરાષ્ટ્રીય તકરારોની પતાવટ કરવાને ઉત્તેજન આપવા;

પ્રયત્નશીલ રહેશે.

## [૧][ભાગ ૪ ક

## મૂળભૂત ફરજો

**મૂળભૂત ફરજો.**

**૫૧.ક** ભારતના દરેક નાગરિકની ફરજ નીચે મુજબ રહેશે :-

(ક) સંવિધાનને વફાદાર રહેવાની અને તેના આદર્શો અને સંસ્થાઓના રાષ્ટ્રધ્વજનો અને રાષ્ટ્રગીતનો આદર કરવાની;

(ખ) આઝાદી માટેની આપણી રાષ્ટ્રીય લડતને પ્રેરણા આપનાર ઉમદા આદર્શોને હૃદયમાં પ્રતિષ્ઠિત કરવાની અને અનુસરવાની;

(ગ) ભારતનાં સાર્વભૌમત્વ, એકતા અને અખંડિતતાનું સમર્થન કરવાની અને તેમનું રક્ષણ કરવાની;

(ઘ) દેશનું રક્ષણ કરવાની અને રાષ્ટ્રીય સેવા બજાવવાની હાકલ થતાં તેમ કરવાની;

(ચ) ધાર્મિક, ભાષાકીય, પ્રાદેશિક અથવા સાંપ્રદાયિક ભેદોથી પર રહીને, ભારતના તમામ લોકોમાં સુમેળ અને સમાન બંધુતાની ભાવનાની વૃદ્ધિ કરવાની; સ્ત્રીઓના ગૌરવને અપમાનિત કરે તેવા વ્યવહારો ત્યજી દેવાની;

(છ) આપણી સમન્વિત સંસ્કૃતિના સમૃદ્ધ વારસાનું મૂલ્ય સમજી તે જાળવી રાખવાની;

(જ) જંગલો, તળાવો, નદીઓ અને વન્ય પશુપક્ષીઓ સહિત કુદરતી પર્યાવરણનું જતન કરવાની અને તેની સુધારણા કરવાની અને જીવો પ્રત્યે અનુકંપા રાખવાની;

(ઝ) વૈજ્ઞાનિક માનસ, માનવતાવાદ અને જિજ્ઞાસા તથા સુધારણાની ભાવના કેળવવાની;

(ટ) જાહેર મિલકતનું રક્ષણ કરવાની અને હિંસાનો ત્યાગ કરવાની;

(ઠ) રાષ્ટ્ર પુરુષાર્થ અને સિદ્ધિના વધુ ઉન્નત સોપાનો ભણી સતત પ્રગતિ કરતું રહે એ માટે, વૈયક્તિક અને સામૂહિક પ્રવૃત્તિના તમામ ક્ષેત્રે શ્રેષ્ઠતા હાંસલ કરવાનો પ્રયત્ન કરવાની.];

[૨][(ડ) માતા-પિતાએ અથવા વાલીએ, છ વર્ષથી ચૌદ વર્ષ સુધીની વયના પોતાના બાળક અથવા યથાપ્રસંગ, પાલ્યને શિક્ષણની તકો પૂરી પાડવાની.].

---

૧. સંવિધાન (બેંતાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ની કલમ ૧૧થી આ ભાગ દાખલ કર્યો છે.

૨. સંવિધાન (છયાંસીમા સુધારા) અધિનિયમ, ૨૦૦૨ની કલમ ૪થી આ ખંડ ઉમેર્યો છે.

# ભાગ ૫

## સંઘ

## પ્રકરણ ૧ કારોબારી

## રાષ્ટ્રપતિ અને ઉપ-રાષ્ટ્રપતિ

**૫૨.** ભારતના એક રાષ્ટ્રપતિ રહેશે. **ભારતના રાષ્ટ્રપતિ.**

**૫૩.** (૧) સંઘની કારોબારી સત્તા રાષ્ટ્રપતિમાં નિહિત થશે અને આ સંવિધાન અનુસાર તેઓ પોતે અથવા પોતાના તાબાના અધિકારીઓ મારફત તે વાપરશે. **સંઘની કારોબારી સત્તા.**

(૨) પૂર્વવર્તી જોગવાઈની વ્યાપકતાને બાધ આવ્યા સિવાય, સંઘના સંરક્ષણ દળોનું સર્વોપરી આધિપત્ય રાષ્ટ્રપતિમાં નિહિત થશે અને તેના અમલનું નિયમન કાયદાથી થશે.

(૩) આ અનુચ્છેદમાંના કોઈ મજકૂરથી-

(ક) કોઈ વિદ્યમાન કાયદાથી કોઈ રાજ્યની સરકારને કે બીજા સત્તાધિકારીને અપાયેલાં કાર્યો રાષ્ટ્રપતિને સોંપાયેલ ગણાશે નહિ, અથવા

(ખ) રાષ્ટ્રપતિ સિવાયના બીજા સત્તાધિકારીઓને કાયદાથી કાર્યો સોંપવામાં સંસદને બાધ આવશે નહિ.

**૫૪.** રાષ્ટ્રપતિની ચૂંટણી- **રાષ્ટ્રપતિની ચૂંટણી**

(ક) સંસદના બન્ને ગૃહોના ચૂંટાયેલા સભ્યોના, અને

(ખ) રાજ્યોની વિધાનસભાઓના ચૂંટાયેલા સભ્યોના,

બનેલા મતદારગણના સભ્યો કરશે.

[૧][**સ્પષ્ટીકરણ.**- આ અનુચ્છેદમાં અને અનુચ્છેદ ૫૫માં, ''રાજ્યમાં'' દિલ્હી રાષ્ટ્રીય રાજધાનીના રાજ્યક્ષેત્ર અને *પોંડિચેરીના સંઘ રાજ્યક્ષેત્રનો સમાવેશ થાય છે.]

[૨][**૫૫.** (૧) રાષ્ટ્રપતિની ચૂંટણીના પ્રસંગે જુદા જુદા રાજ્યોના પ્રતિનિધિત્વના પ્રમાણમાં બની શકે ત્યાં સુધી એકરૂપતા રહેશે. **રાષ્ટ્રપતિની ચૂંટણીની રીત.**

(૨) રાજ્યોમાં અંદરોઅંદર આવી એકરૂપતા અને તેમના સમગ્ર સમૂહ તથા સંઘ વચ્ચે સમાનત્વ જાળવવાના હેતુ માટે સંસદના તેમજ દરેક રાજ્યની વિધાનસભાના ચૂંટાયેલા દરેક સભ્યને એવી ચૂંટણી પ્રસંગે કેટલા મત આપવાનો હક રહેશે તે નીચેની રીતે નક્કી કરવામાં આવશે :-

(ક) રાજ્યની વિધાનસભાના ચૂંટાયેલા દરેક સભ્યને તે રાજ્યની વસ્તીના સંખ્યાકને તે સભાના ચૂંટાયેલ સભ્યોની કુલ સંખ્યા વડે ભાગતા જે ભાગાકાર આવે તેમાં એક હજારના જેટલા ગુણાંક હોય તેટલા મતો રહેશે.

(ખ) એક હજારના સદરહુ ગુણાંકો કાઢયા પછી, શેષ પાંચસોથી ઓછી ન રહેતી હોય તો, પેટા-ખંડ (ક)માં ઉલ્લેખેલા દરેક સભ્યના મતોમાં એક મતનો ઉમેરો કરવામાં આવશે.

(ગ) પેટા-ખંડો (ક) અને (ખ) હેઠળ રાજ્યોની વિધાનસભાઓના સભ્યો માટે મુકરર કરાયેલા મતોની કુલ સંખ્યાને સંસદના બન્ને ગૃહોના ચૂંટાયેલા સભ્યોની કુલ સંખ્યા વડે ભાગતાં અને એક દ્વિતીયાંશ ઉપરના અપૂર્ણાંકને એક તરીકે ગણતાં અને તેથી ઓછા અપૂર્ણાંકોને ગણતરીમાં નહિ લેતાં જે સંખ્યા આવે તેટલા મતો સંસદના બન્ને ગૃહોનાં ચૂંટાયેલા દરેક સભ્યને રહેશે.

(૩) રાષ્ટ્રપતિની ચૂંટણી પ્રમાણસર પ્રતિનિધિત્વ અનુસાર ક્રમિક મતપદ્ધતિથી કરવામાં આવશે અને એ ચૂંટણી પ્રસંગે મતદાન ગુપ્ત મતદાનથી થશે.

---

૧. સંવિધાન (સિત્તેરમા સુધારા) અધિનિયમ, ૧૯૯૨ની કલમ ૨થી આ મજકૂર દાખલ કરેલ છે.

૨. આ અધિનિયમના હેતુઓ માટે જમ્મુ અને કાશ્મીર રાજ્યની વસ્તી ત્રેંસઠ લાખની ગણવામાં આવશે.

* હવે પુડુચેરી, જુઓ પોંડિચેરી (નામ ફેરફાર) અધિનિયમ, ૨૦૦૬, કલમ-૩ (તારીખ ૧-૧૦-૨૦૦૬થી અમલી)

[1][**સ્પષ્ટીકરણ.**- આ અનુચ્છેદમાં ''વસ્તી'' શબ્દનો અર્થ, જેને લગતા આંકડા પ્રસિદ્ધ થઈ ગયા હોય એવી છેલ્લી વસ્તી-ગણતરીમાં નક્કી કર્યા પ્રમાણેની વસ્તી એવો થાય છે :

પરંતુ આ સ્પષ્ટીકરણમાં જેને લગતા આંકડા પ્રસિદ્ધ થઈ ગયા હોય એવી છેલ્લી વસ્તી ગણતરીના ઉલ્લેખનો અર્થ, સન [2][૨૦૨૬] પછી કરેલી પ્રથમ વસ્તી-ગણતરીને લગતા આંકડા પ્રસિદ્ધ કરવામાં ન આવે ત્યાં સુધી, સન ૧૯૭૧ની વસ્તી-ગણતરીના ઉલ્લેખ તરીકે કરવો રહેશે.]

**રાષ્ટ્રપતિના હોદ્દાની મુદત.**

**૫૬.** (૧) રાષ્ટ્રપતિના હોદ્દાની મુદત, તેઓ પોતાનો હોદ્દો સંભાળે તે તારીખથી પાંચ વર્ષની રહેશે :

પરંતુ-

(ક) રાષ્ટ્રપતિ, ઉપ-રાષ્ટ્રપતિને સંબોધીને પોતાની સહીથી કરેલા લખાણથી પોતાના હોદ્દાનું રાજીનામું આપી શકશે;

(ખ) સંવિધાનના ઉલ્લંઘન માટે રાષ્ટ્રપતિને અનુચ્છેદ ૬૧માં જોગવાઈ કર્યા પ્રમાણે મહાઆરોપ દ્વારા હોદ્દા ઉપરથી દૂર કરી શકાશે;

(ગ) રાષ્ટ્રપતિ, પોતાના હોદ્દાની મુદત પૂરી થવા છતાં, પોતાના ઉત્તરાધિકારી હોદ્દો સંભાળે ત્યાં સુધી, હોદ્દા ઉપર ચાલુ રહેશે.

(૨) ખંડ (૧) ના પરંતુકના ખંડ (ક) હેઠળ પોતાને સંબોધાયેલા રાજીનામાની જાણ ઉપ-રાષ્ટ્રપતિએ લોકસભાના અધ્યક્ષને તરત કરવી પડશે.

**ફરી ચૂંટાવાની પાત્રતા.**

**૫૭.** રાષ્ટ્રપતિ તરીકેનો હોદ્દો ધરાવતી અથવા ધરાવી ચૂકેલી વ્યક્તિ આ સંવિધાનની બીજી જોગવાઈઓને અધીન રહીને, એ હોદ્દા ઉપર ફરી ચૂંટાવવાને પાત્ર ગણાશે.

**રાષ્ટ્રપતિ તરીકેની ચૂંટણી માટેની લાયકાતો.**

**૫૮.** (૧) કોઈપણ વ્યક્તિ-

(ક) ભારતની નાગરિક ન હોય,

(ખ) પાંત્રીસ વર્ષની ઉંમર પૂરી કરી ચૂકી ન હોય, અને

(ગ) લોકસભાના સભ્ય તરીકે ચૂંટાવા માટે લાયક ન હોય,

તો તે રાષ્ટ્રપતિ તરીકે ચૂંટાવાને પાત્ર ગણાશે નહિ.

(૨) ભારત સરકાર અથવા કોઈ રાજ્યની સરકાર હેઠળ અથવા સદરહુ સરકારો પૈકીના કોઈના નિયંત્રણને અધીન કોઈ સ્થાનિક કે બીજા સત્તાધિકારી હેઠળ કોઈ લાભદાયક હોદ્દો ધરાવતી વ્યક્તિ રાષ્ટ્રપતિ તરીકે ચૂંટાવા માટે પાત્ર ગણાશે નહિ.

**સ્પષ્ટીકરણ.**-આ અનુચ્છેદના હેતુઓ માટે, કોઈ વ્યક્તિ સંઘની રાષ્ટ્રપતિ કે ઉપ-રાષ્ટ્રપતિ હોય અથવા કોઈ રાજ્યની રાજ્યપાલ [3]* * * હોય અથવા સંઘની કે કોઈ રાજ્યની મંત્રી હોય એટલા જ કારણે તે કોઈ લાભદાયક હોદ્દો ધરાવે છે એમ ગણાશે નહિ.

**રાષ્ટ્રપતિના હોદ્દાની શરતો.**

**૫૯.** (૧) રાષ્ટ્રપતિ, સંસદના બેમાંથી કોઈ ગૃહના અથવા કોઈ રાજ્યના વિધાનમંડળના કોઈ ગૃહના સભ્ય હોવા જોઈશે નહિ અને સંસદના બેમાંથી કોઈ ગૃહના અથવા કોઈ રાજ્યના વિધાનમંડળના કોઈ ગૃહના સભ્ય જો રાષ્ટ્રપતિ તરીકે ચૂંટાય તો તેઓ રાષ્ટ્રપતિ તરીકે પોતાનો હોદ્દો સંભાળે તે તારીખે તેમણે તે ગૃહમાંની પોતાની બેઠક ખાલી કરી ગણાશે.

---

૧. સંવિધાન (બેંતાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ની કલમ ૧૨થી અસલ સ્પષ્ટીકરણને સ્થાને આ સ્પષ્ટીકરણ મૂક્યું છે.

૨. સંવિધાન (ચોર્યાશીમા સુધારા) અધિનિયમ, ૨૦૦૧ની કલમ ૨ થી, ''૨૦૦૦'' એ આંકડાને બદલે ''૨૦૨૬'' એ આંકડા મૂક્યા છે.

૩. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૯ અને અનુસૂચિથી ''કે રાજપ્રમુખ કે ઉપ-રાજપ્રમુખ'' એ શબ્દો કમી કર્યા છે.

(૨) રાષ્ટ્રપતિ બીજો કોઈ લાભદાયક હોદ્દો ધરાવી શકશે નહિ.

(૩) રાષ્ટ્રપતિને ભાડું આપ્યા વગર પોતાના હોદ્દાકીય નિવાસનો ઉપયોગ કરવાનો તેમજ કાયદાથી સંસદ ઠરાવે તે મળતરો, ભથ્થાં અને વિશેષાધિકારોનો હક રહેશે, અને તે અર્થે એ રીતે જોગવાઈ કરવામાં ન આવે ત્યાં સુધી, બીજી અનુસૂચિમાં નિર્દિષ્ટ કર્યા પ્રમાણેનાં મળતરો, ભથ્થાં અને વિશેષાધિકારોનો હક રહેશે.

(૪) રાષ્ટ્રપતિનાં મળતરો અને ભથ્થા તેમના હોદ્દાની મુદત દરમિયાન ઘટાડી શકાશે નહિ.

રાષ્ટ્રપતિએ લેવાના શપથ અથવા પ્રતિજ્ઞા.

**૬૦.** દરેક રાષ્ટ્રપતિએ અને રાષ્ટ્રપતિ તરીકે કાર્ય કરતી અથવા રાષ્ટ્રપતિનાં કાર્યો બજાવતી દરેક વ્યક્તિએ પોતાનો હોદ્દો સંભાળતા પહેલાં ભારતના મુખ્ય ન્યાયમૂર્તિની અથવા તેમની ગેરહાજરીમાં ઉચ્ચતમ ન્યાયાલયના ઉપલભ્ય ન્યાયાધીશોમાંથી સૌથી સિનિયર ન્યાયાધીશની હાજરીમાં નીચેના નમૂનામાં શપથ અથવા પ્રતિજ્ઞા લેવી જોઈશે અને તેના ઉપર પોતાની સહી કરવી જોઈશે.

''હું, અ. બ., ઈશ્વરના નામે સોગંદ લઉં છું/ગંભીરતાપૂર્વક પ્રતિજ્ઞા કરું છું કે હું ભારતના રાષ્ટ્રપતિના હોદ્દાની ફરજો નિષ્ઠાપૂર્વક અદા કરીશ (અથવા રાષ્ટ્રપતિના કાર્યો બજાવીશ) અને મારી પૂરી શક્તિથી સંવિધાન અને કાયદાની જાળવણી, રક્ષણ અને બચાવ કરીશ અને ભારતના લોકોની સેવા અને કલ્યાણમાં રત રહીશ''.

રાષ્ટ્રપતિ ઉપરના મહાઆરોપની કાર્યરીતિ.

**૬૧.** (૧) રાષ્ટ્રપતિ ઉપર સંવિધાનના ઉલ્લંઘન માટે મહાઆરોપ મૂકવાનો હોય ત્યારે સંસદનાં બેમાંથી કોઈ એક ગૃહે તહોમત મૂકવું જોઈશે.

(૨) એવું કોઈ તહોમત,-

(ક) તે મૂકવાની દરખાસ્તવાળો ઠરાવ તે ગૃહના સભ્યોની કુલ સંખ્યાના ઓછામાં ઓછો એક ચતુર્થાંશ સભ્યોએ તેને રજૂ કરવાના પોતાના ઈરાદાની પોતાની સહીઓ સાથેની ઓછામાં ઓછી ૧૪ દિવસની લેખિત નોટિસ આપ્યા બાદ રજૂ કરવામાં આવેલ ન હોય, અને

(ખ) એવો ઠરાવ તે ગૃહની કુલ સભ્ય સંખ્યાની ઓછામાં ઓછી બે તૃતીયાંશ બહુમતીથી પસાર થયો ન હોય,

તો મૂકી શકાશે નહિ.

(૩) સંસદનાં બેમાંથી કોઈ એક ગૃહે આ રીતે તહોમત મૂક્યું હોય ત્યારે બીજા ગૃહે એ તહોમતની તપાસ કરવી અથવા કરાવડાવવી જોઈશે અને રાષ્ટ્રપતિને એવી તપાસ વખતે હાજર રહેવાનો અને પોતાના વતી રજૂઆત કરાવવાનો હક રહેશે.

(૪) તપાસના પરિણામે તે તહોમતની તપાસ કરનાર અથવા કરાવનાર ગૃહની કુલ સભ્ય સંખ્યાની ઓછામાં ઓછી બે તૃતીયાંશ બહુમતીથી રાષ્ટ્રપતિની સામે મુકાયેલું તહોમત ટકી રહે છે એમ જાહેર કરતો ઠરાવ પસાર થાય તો તે ઠરાવની અસર તે પસાર થયાની તારીખથી રાષ્ટ્રપતિને તેમના હોદ્દા ઉપરથી દૂર કર્યા બરાબર છે.

રાષ્ટ્રપતિનો હોદ્દો ખાલી પડે તો તે ભરવા માટે ચૂંટણી કરવાનો સમય અને પ્રસંગોપાત ખાલી પડતી જગા ભરવા ચૂંટાયેલી વ્યક્તિના હોદ્દાની મુદત.

**૬૨.** (૧) રાષ્ટ્રપતિના હોદ્દાની મુદત પૂરી થવાથી ખાલી પડતી જગા ભરવા માટેની ચૂંટણી તે મુદત પૂરી થતાં પહેલાં કરી લેવી જોઈશે.

(૨) રાષ્ટ્રપતિના મૃત્યુ, રાજીનામા કે પદભ્રંશને અથવા બીજા કોઈ કારણે તેમના હોદ્દાની જગા ખાલી પડે, તો જગા ખાલી પડ્યાની તારીખ પછી બનતી ત્વરાએ અને કોઈપણ સંજોગોમાં છ મહિના વીતે તે પહેલાં તે ભરવા માટે ચૂંટણી કરવામાં આવશે અને ખાલી પડેલી જગા ઉપર ચૂંટાયેલી વ્યક્તિને અનુચ્છેદ ૫૬ની જોગવાઈઓને અધીન રહીને પોતે હોદ્દો સંભાળે તે તારીખથી પાંચ વર્ષની પૂરી મુદત સુધી હોદ્દો ધરાવવાનો હક રહેશે.

ભારતના ઉપ-રાષ્ટ્રપતિ.

**૬૩.** ભારતના એક ઉપ-રાષ્ટ્રપતિ રહેશે.

ઉપ-રાષ્ટ્રપતિ હોદ્દાની રૂએ રાજ્યસભાના સભાપતિ રહેશે.

**૬૪.** ઉપ-રાષ્ટ્રપતિ, હોદ્દાની રૂએ, રાજ્યસભાના સભાપતિ રહેશે અને બીજો કોઈ લાભદાયક હોદ્દો ધરાવી શકશે નહિ :

પરંતુ કોઈ મુદત દરમિયાન ઉપ-રાષ્ટ્રપતિ અનુચ્છેદ ૬૫ હેઠળ રાષ્ટ્રપતિ તરીકે કાર્ય કરે અથવા રાષ્ટ્રપતિના કાર્યો બજાવે, ત્યારે તે રાજ્યસભાના સભાપતિના હોદ્દાની ફરજો બજાવી શકશે નહિ અને તેમને અનુચ્છેદ ૯૭ હેઠળ રાજ્યસભાના સભાપતિને અપાતો પગાર કે ભથ્થાં મેળવવાનો હક રહેશે નહિ.

**રાષ્ટ્રપતિનો હોદ્દો પ્રસંગોપાત ખાલી રહે તે દરમિયાન અથવા તેમની ગેરહાજરી દરમિયાન ઉપ-રાષ્ટ્રપતિ, રાષ્ટ્રપતિ તરીકે કાર્ય કરશે અથવા તેમના કાર્યો બજાવશે.**

**૬૫.** (૧) રાષ્ટ્રપતિના મૃત્યુ, રાજીનામા કે પદભ્રંશને અથવા બીજા કારણે રાષ્ટ્રપતિના હોદ્દાની જગા ખાલી પડે તે પ્રસંગે, આ પ્રકરણની જોગવાઈઓ અનુસાર ચૂંટાયેલા નવા રાષ્ટ્રપતિ એ રીતે ખાલી પડેલી જગાનો પોતાનો હોદ્દો સંભાળે તે તારીખ સુધી ઉપ-રાષ્ટ્રપતિ, રાષ્ટ્રપતિ તરીકે કાર્ય કરશે.

(૨) ગેરહાજરીના, માંદગીના અથવા બીજા કોઈ કારણે રાષ્ટ્રપતિ પોતાના કાર્યો બજાવી શકે તેમ ન હોય, ત્યારે તેઓ પોતાની ફરજો ફરી સંભાળે તે તારીખ સુધી ઉપ-રાષ્ટ્રપતિ તેમનાં કાર્યો બજાવશે.

(૩) ઉપ-રાષ્ટ્રપતિ એ રીતે રાષ્ટ્રપતિ તરીકે કાર્ય કરતા હોય અથવા રાષ્ટ્રપતિનાં કાર્યો બજાવતા હોય તે સમય દરમિયાન અને તે અંગે તેમને રાષ્ટ્રપતિની સર્વ સત્તાઓ અને મુક્તિઓ રહેશે અને તેઓને કાયદાથી સંસદ ઠરાવે તેવાં મળતરો, ભથ્થાં અને વિશેષાધિકારોનો અને એ અર્થે આવી જોગવાઈ ન થાય ત્યાં સુધી બીજી અનુસૂચિમાં નિર્દિષ્ટ કર્યા મુજબ, મળતરો, ભથ્થાં, અને વિશેષાધિકારોનો હક રહેશે.

**ઉપ-રાષ્ટ્રપતિની ચૂંટણી.**

**૬૬.** (૧) [૧][સંસદનાં બન્ને ગૃહોના સભ્યોના બનેલા મતદારગણના સભ્યો] પ્રમાણસર પ્રતિનિધિત્વ અનુસાર ક્રમિક મતપદ્ધતિથી ઉપ-રાષ્ટ્રપતિની ચૂંટણી કરશે અને એવી ચૂંટણી પ્રસંગે મતદાન, ગુપ્ત મતદાનથી થશે.

(૨) ઉપ-રાષ્ટ્રપતિ સંસદના બેમાંથી કોઈ ગૃહના/અથવા કોઈ રાજ્યના વિધાન મંડળના કોઈ ગૃહના સભ્ય હોવા જોઈશે નહિ, અને સંસદના બેમાંથી કોઈ ગૃહના અથવા રાજ્યના વિધાનમંડળના કોઈ ગૃહના સભ્ય ઉપ-રાષ્ટ્રપતિ તરીકે ચૂંટાય તો તેઓ ઉપ-રાષ્ટ્રપતિ તરીકે હોદ્દો સંભાળે તે તારીખે તેમણે તે ગૃહમાંની પોતાની બેઠક ખાલી કરી ગણાશે.

(૩) કોઈપણ વ્યક્તિ-

(ક) ભારતની નાગરિક ન હોય;

(ખ) પાંત્રીસ વર્ષની ઉંમર પૂરી કરી ચૂકી ન હોય; અને

(ગ) રાજ્યસભાના સભ્ય તરીકે ચૂંટાવા માટે લાયક ન હોય,

તો તે ઉપ-રાષ્ટ્રપતિ તરીકે ચૂંટાવાને પાત્ર ગણાશે નહિ.

(૪) ભારત સરકાર અથવા કોઈ રાજ્ય સરકાર હેઠળ અથવા સદરહુ સરકારો પૈકી કોઈના નિયંત્રણને અધીન કોઈ સ્થાનિક કે બીજા સત્તામંડળ હેઠળ કોઈ લાભદાયક હોદ્દો ધરાવતી વ્યક્તિ, ઉપ-રાષ્ટ્રપતિ તરીકે ચૂંટાવા માટે પાત્ર ગણાશે નહિ.

**સ્પષ્ટીકરણ.**- આ અનુચ્છેદના હેતુઓ માટે, કોઈ વ્યક્તિ સંઘની રાષ્ટ્રપતિ કે ઉપ-રાષ્ટ્રપતિ હોય અથવા રાજ્યની રાજ્યપાલ [૨]* * * હોય અથવા સંઘની અથવા કોઈ રાજ્યની મંત્રી હોય એટલા જ કારણે તે લાભદાયક હોદ્દો ધરાવે છે એમ ગણાશે નહિ.

**ઉપ-રાષ્ટ્રપતિના હોદ્દાની મુદત.**

**૬૭.** ઉપ-રાષ્ટ્રપતિના હોદ્દાની મુદત, તેઓ પોતાનો હોદ્દો સંભાળે તે તારીખથી પાંચ વર્ષની રહેશે.

પરંતુ-

(ક) ઉપ-રાષ્ટ્રપતિ, રાષ્ટ્રપતિને સંબોધીને પોતાની સહીથી કરેલા લખાણથી પોતાના હોદ્દાનું રાજીનામું આપી શકશે.

(ખ) રાજ્યસભાના તે વખતના તમામ સભ્યોની બહુમતીથી પસાર થયેલા અને લોકસભાએ સંમતિ આપેલા રાજ્યસભાના ઠરાવથી ઉપ-રાષ્ટ્રપતિને તેમના હોદ્દા ઉપરથી દૂર કરી શકાશે; પણ આ ખંડના હેતુ માટેનો કોઈ ઠરાવ, તે રજૂ કરવાના ઈરાદાથી ઓછામાં ઓછા ચૌદ દિવસની નોટિસ અપાઈ ન હોય તો રજૂ કરી શકાશે નહિ.

---

૧. સંવિધાન (અગિયારમા સુધારા) અધિનિયમ, ૧૯૬૧ની કલમ ૨ થી ''સંસદનાં બંને ગૃહની સંયુક્ત બેઠકમાં ભેગા મળેલા સભ્યો'' એ શબ્દોને સ્થાને આ શબ્દો મૂક્યા છે.
૨. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૯ અને અનુસૂચિથી ''કે રાજપ્રમુખ કે ઉપ-રાજપ્રમુખ'' એ શબ્દો કમી કર્યા છે.

(ગ) પોતાના હોદ્દાની મુદત પૂરી થવા છતાં પોતાના ઉત્તરાધિકારી હોદ્દો સંભાળે ત્યાં સુધી ઉપ-રાષ્ટ્રપતિ હોદ્દા ઉપર ચાલુ રહેશે.

**૬૮.** (૧) ઉપ-રાષ્ટ્રપતિના હોદ્દાની મુદત પૂરી થવાથી ખાલી પડતી જગા ભરવા માટેની ચૂંટણી તે મુદત પૂરી થતાં પહેલાં કરી લેવી જોઈશે.

**ઉપ-રાષ્ટ્રપતિનો હોદ્દો ખાલી પડે તો તે ભરવા માટે ચૂંટણી કરવાનો, સમય અને પ્રસંગોપાત્ત ખાલી પડતી જગા ભરવા ચૂંટાયેલ વ્યક્તિના હોદ્દાની મુદત.**

(૨) ઉપ-રાષ્ટ્રપતિના મૃત્યુ, રાજીનામા કે પદભ્રંશને અથવા બીજા કારણે તેમના હોદ્દાની જગા ખાલી પડે તો, જગા ખાલી પડ્યાની તારીખ પછી બનતી ત્વરાએ ભરવા માટે ચૂંટણી કરવામાં આવશે અને ખાલી પડેલી જગા ઉપર ચૂંટાયેલી વ્યક્તિને, અનુચ્છેદ ૬૭ની જોગવાઈઓને અધીન રહીને, પોતે હોદ્દો સંભાળે તે તારીખથી પાંચ વર્ષની પૂરી મુદત સુધી હોદ્દો ધરાવવાનો હક રહેશે.

**૬૯.** દરેક ઉપ-રાષ્ટ્રપતિએ હોદ્દો સંભાળતા પહેલાં, રાષ્ટ્રપતિ અથવા તેમણે આ માટે નીમેલી વ્યક્તિ સમક્ષ નીચેના નમૂનામાં શપથ અથવા પ્રતિજ્ઞા લેવી જોઈશે અને તેના ઉપર પોતાની સહી કરવી જોઈશે-

**ઉપ-રાષ્ટ્રપતિએ લેવાના શપથ અથવા પ્રતિજ્ઞા.**

''હું, અ. બ., ઈશ્વરના નામે સોગંદ લઉં છું/ગંભીરતાપૂર્વક પ્રતિજ્ઞા કરું છું કે કાયદાથી સ્થાપિત ભારતના સંવિધાન પ્રત્યે હું સાચી શ્રદ્ધા અને નિષ્ઠા ધરાવીશ અને હું સ્વીકારી રહ્યો છું તે કર્તવ્ય નિષ્ઠાપૂર્વક બજાવીશ.''

**૭૦.** આ પ્રકરણમાં જેને માટે જોગવાઈ કરી ન હોય એવા કોઈ આકસ્મિક પ્રસંગે રાષ્ટ્રપતિના કાર્યો બજાવવા માટે સંસદ પોતાને યોગ્ય લાગે તેવી જોગવાઈ કરી શકશે.

**અન્ય આકસ્મિક પ્રસંગે રાષ્ટ્રપતિના કાર્યો બજાવવા બાબત.**

[1][**૭૧.**(૧)રાષ્ટ્રપતિ અથવા ઉપ-રાષ્ટ્રપતિની ચૂંટણીમાંથી ઊભી થતી અથવા તે સંબંધી તમામ શંકાઓ અને તકરારોની તપાસ તથા તેનો નિર્ણય ઉચ્ચત્તમ ન્યાયાલયે કરવો જોઈશે, જેનો નિર્ણય છેવટનો ગણાશે.

**રાષ્ટ્રપતિ અથવા ઉપ-રાષ્ટ્રપતિની ચૂંટણી અંગેની અથવા તે સંબંધી બાબતો.**

(૨) કોઈ વ્યક્તિની રાષ્ટ્રપતિ અથવા ઉપ-રાષ્ટ્રપતિ તરીકેની ચૂંટણી ઉચ્ચતમ ન્યાયાલયે રદબાતલ જાહેર કરી હોય, તો તેણે ઉચ્ચત્તમ ન્યાયાલયના નિર્ણયની તારીખે અથવા તે પહેલાં, યથાપ્રસંગ, રાષ્ટ્રપતિ અથવા ઉપ-રાષ્ટ્રપતિના હોદ્દાની સત્તા વાપરતાં તથા ફરજો બજાવતાં કરેલાં કાર્યો તે જાહેરાતને કારણે ગેરકાયદેસર ઠરાવી શકાશે નહિ.

(૩) આ સંવિધાનની જોગવાઈઓને અધીન રહીને, સંસદ રાષ્ટ્રપતિ અથવા ઉપ-રાષ્ટ્રપતિની ચૂંટણી અંગેની અથવા તેની સાથે સંકળાયેલી કોઈ બાબતનું કાયદાથી નિયમન કરી શકશે.

(૪) કોઈ વ્યક્તિની રાષ્ટ્રપતિ અથવા ઉપ-રાષ્ટ્રપતિ તરીકેની ચૂંટણી સામે તેમને ચૂંટનાર મતદારગણના સભ્યોમાંથી ગમે તે કારણે કોઈની જગા ખાલી હોવાના કારણે વાંધો ઉઠાવી શકાશે નહિ.]

**૭૨.** (૧) રાષ્ટ્રપતિને-

**માફી, વગેરે આપવાની તથા અમુક દાખલાઓમાં સજા મુલતવી રાખવાની, તેમાંથી મુક્તિ આપવાની અથવા તે ઘટાડવાની રાષ્ટ્રપતિની સત્તા.**

(ક) જ્યાં લશ્કરી ન્યાયાલયે શિક્ષા અથવા સજા કરી હોય તેવા તમામ કેસોમાં;

(ખ) સંઘની કારોબારી સત્તા જે બાબત સુધી વિસ્તરતી હોય તે સંબંધી કોઈ કાયદા વિરૂદ્ધના ગુના માટે શિક્ષા અથવા સજા થઈ હોય તેવા તમામ કેસોમાં;

(ગ) મોતની સજા થઈ હોય તેવા તમામ કેસોમાં;

કોઈ ગુના માટે દોષિત ઠરેલી વ્યક્તિને થયેલી શિક્ષા માફ કરવાની, તેનો અમલ મોકૂફ રાખવાની, તે ઓછી રાખવાની કે તેમાંથી મુકિત આપવાની અથવા ફરમાવાયેલી સજાને મુલતવી રાખવાની, તેમાંથી મુક્તિ આપવાની અથવા તે ઘટાડવાની સત્તા રહેશે.

(૨) લશ્કરી ન્યાયાલયે ફરમાવેલી સજા મુલતવી રાખવાની, તેમાંથી મુક્તિ આપવાની કે તેને હળવી કરવાની સંઘના સશસ્ત્ર દળોના કોઈ અધિકારીને કાયદાથી અપાયેલી સત્તાને ખંડ (૧) ના પેટા-ખંડ (ક) ના મજકૂરથી બાધ આવશે નહિ.

---

૧. સંવિધાન (ચુંમાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૮ની કલમ ૧૦થી અસલને સ્થાને આ અનુચ્છેદ દાખલ કર્યો છે.

(૩) તે સમયે અમલમાં હોય તેવા કોઈ કાયદા હેઠળ મોતની સજા મુલતવી રાખવાની, તેમાંથી મુક્તિ આપવાની અથવા તે હળવી કરવાની કોઈ રાજ્યના રાજ્યપાલ [૧]** વાપરી શકે તેવી સત્તાને ખંડ (૧) ના પેટા-ખંડ (ગ) ના કોઈ મજકૂરથી બાધ આવશે નહિ.

**સંઘની કારોબારી સત્તાનો વિસ્તાર.**

**૭૩.** (૧) આ સંવિધાનની જોગવાઈઓને અધીન રહીને, સંઘની કારોબારી સત્તા-

(ક) જેને અંગે સંસદને કાયદા કરવાની સત્તા હોય તેવી બાબતો સુધી, અને

(ખ) કોઈ સંધિ કે કરારની રૂએ ભારત સરકાર ભોગવી શકે તેવા હકો, અધિકાર તથા હકૂમત વાપરવા સુધી,

વિસ્તરશે :

પરંતુ આ સંવિધાનમાં અથવા સંસદે કરેલા કોઈ કાયદામાં સ્પષ્ટપણે જોગવાઈ કરવામાંઆવી હોય તે સિવાય, પેટા-ખંડ (ક)માં ઉલ્લેખેલી કારોબારી સત્તા [૨]* * * કોઈ રાજ્યમાં, જેને અંગે તે રાજ્યના વિધાનમંડળે પણ કાયદા કરવાની સત્તા હોય તે બાબતો સુધી તે રાજ્યમાં વિસ્તરશે નહિ.

(૨) સંસદ અન્યથા જોગવાઈ ન કરે ત્યાં સુધી, આ અનુચ્છેદમાં ગમે તે મજકૂર હોય તે છતાં, જે બાબતો અંગે સંસદને કોઈ રાજ્ય માટે કાયદા કરવાની સત્તા હોય તેવી બાબતો અંગે, આ સંવિધાનના આરંભની તરત પહેલાં તે રાજ્ય અથવા તેના અધિકારી કે સત્તાધિકારી વાપરી શકતા હોય તેવી કારોબારી સત્તા વાપરવાનું અથવા તેવાં કાર્યો બજાવવાનું, રાજ્ય અને તેના કોઈ અધિકારી કે સત્તાધિકારી ચાલુ રાખી શકશે.

## મંત્રીમંડળ

**રાષ્ટ્રપતિને મદદ કરવા અને સલાહ આપવા માટે મંત્રીમંડળ.**

**૭૪.** [૩][(૧) રાષ્ટ્રપતિને સહાય કરવા માટે તથા સલાહ આપવા માટે પ્રધાનમંત્રી જેના વડા હોય તેવું એક મંત્રીમંડળ રહેશે; રાષ્ટ્રપતિ પોતાના કર્તવ્યો અદા કરતી વખતે તેની સલાહને અનુસરીને કાર્ય કરશે :]

[૪][પરંતુ રાષ્ટ્રપતિ એવી સલાહની સામાન્ય રીતે અથવા અન્યથા ફેરવિચારણા કરવા મંત્રીમંડળને કહી શકશે અને એવી ફેરવિચારણા પછી અપાયેલી સલાહ પ્રમાણે રાષ્ટ્રપતિ કાર્ય કરશે.]

(૨) મંત્રીઓએ રાષ્ટ્રપતિને કોઈ સલાહ આપી હતી કે કેમ, અને આપી હોય તો શી આપી હતી એ પ્રશ્નની કોઈ ન્યાયાલયમાં તપાસ કરી શકાશે નહિ.

**મંત્રીઓ અંગેની બીજી જોગવાઈઓ.**

**૭૫.** (૧) પ્રધાનમંત્રીને રાષ્ટ્રપતિ નીમશે અને પ્રધાનમંત્રીની સલાહથી રાષ્ટ્રપતિ બીજા મંત્રીઓને નીમશે.

[૫][(૧ક) મંત્રીમંડળમાં પ્રધાનમંત્રી સહિત મંત્રીઓની કુલ સંખ્યા લોકસભાના સભ્યોની કુલ સંખ્યાના પંદર ટકાથી વધુ હોવી જોઈશે નહિ.

(૧ખ) કોઈપણ રાજકીય પક્ષના સંસદના બેમાંથી કોઈપણ ગૃહના સભ્ય જેઓ, દસમી અનુસૂચિના પરિચ્છેદ ૨ હેઠળ તે ગૃહના સભ્ય હોવા માટે ગેરલાયક ઠર્યા હોય તેઓ પોતાની ગેરલાયકાતની તારીખથી શરૂ થતી અને એવા સભ્ય તરીકે પોતાના હોદ્દાની મુદત પૂરી થાય તે તારીખ સુધીની અથવા આવી મુદત પૂરી થાય તે પહેલાં પોતે સંસદના કોઈપણ ગૃહની કોઈ ચૂંટણી લડતા હોય, તો તેમને ચૂંટાયેલા જાહેર કરવામાં આવે તે તારીખ સુધીની, બેમાંથી જે વહેલી હોય તે, મુદત માટે ખંડ(૧) હેઠળ મંત્રી તરીકે નીમાવા માટે પણ ગેરલાયક ગણાશે.].

---

૧. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૯ અને અનુસૂચિથી ''અથવા રાજપ્રમુખ'' એ શબ્દો કમી કર્યા છે.

૨. એજનની કલમ ૨૯ અને અનુસૂચિથી ''પહેલી અનુસૂચિના ભાગ ક અથવા ખમાં નિર્દિષ્ટ કરેલા'' એ શબ્દો અને અક્ષરો કમી કર્યા છે.

૩. સંવિધાન (બેંતાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ની કલમ ૧૩થી અસલ ખંડ (૧)ને સ્થાને આ ખંડ મૂક્યો છે.

૪. સંવિધાન (ચુંમાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૮ની કલમ ૧૧થી આ પરંતુક દાખલ કર્યો છે.

૫. સંવિધાન (એકાણુમા સુધારા) અધિનિયમ, ૨૦૦૩ની કલમ ૨થી આ ખંડો દાખલ કર્યા છે.

(૨) મંત્રીઓ રાષ્ટ્રપતિની મરજી હોય ત્યાં સુધી હોદ્દો ધરાવશે.

(૩) મંત્રીમંડળ લોકસભાને સામૂહિક રીતે જવાબદાર રહેશે.

(૪) કોઈ મંત્રી પોતાનો હોદ્દો સંભાળે તે પહેલાં રાષ્ટ્રપતિ તેમની પાસે, ત્રીજી અનુસૂચિમાં એ હેતુ માટે આપવામાં આવેલા નમૂના અનુસાર હોદ્દાના અને ગુપ્તતાના શપથ લેવડાવશે.

(૫) સતત છ મહિનાની મુદત સુધી સંસદમાં બેમાંથી કોઈ ગૃહના સભ્ય ન હોય તે મંત્રી, એ મુદત પૂરી થયે, મંત્રી તરીકે રહી શકશે નહિ.

(૬) મંત્રીઓના પગાર અને ભથ્થાં સંસદ વખતોવખત કાયદાથી ઠરાવે તેવાં રહેશે, અને સંસદ એ રીતે ન ઠરાવે ત્યાં સુધી, બીજી અનુસૂચિમાં નિર્દિષ્ટ કર્યા પ્રમાણે રહેશે.

## ભારતના એટર્ની જનરલ

**૭૬.** (૧) રાષ્ટ્રપતિ ઉચ્ચત્તમ ન્યાયાલયના ન્યાયાધીશ તરીકે નિમાવાને લાયક હોય તેવી કોઈ વ્યક્તિને ભારતના એટર્ની જનરલ તરીકે નીમશે. **ભારતના એટર્ની જનરલ.**

(૨) રાષ્ટ્રપતિ તરફથી વખતોવખત વિચારણા માટે મોકલવામાં આવે કે સોંપવામાં આવે તે કાયદા વિષયક બાબતોમાં ભારત સરકારને સલાહ આપવાની અને કાયદાના રૂપની બીજી ફરજો બજાવવાની અને આ સંવિધાન અથવા તે સમયે અમલમાં હોય તેવા બીજા કોઈ કાયદાથી કે તે હેઠળ તેમને સોંપાયેલાં કાર્યો બજાવવાની એટર્ની જનરલની ફરજ રહેશે.

(૩) પોતાની ફરજો બજાવવા માટે એટર્ની જનરલને ભારતના રાજ્યક્ષેત્રમાંના તમામ ન્યાયાલયોમાં સુનાવણીનો હક રહેશે.

(૪) એટર્ની જનરલ રાષ્ટ્રપતિની મરજી હોય ત્યાં સુધી હોદ્દો ધરાવશે અને તેમને રાષ્ટ્રપતિ નક્કી કરશે તે જ મહેનતાણું મળશે.

## સરકારી કામકાજનું સંચાલન

**૭૭.** (૧) ભારત સરકારનું તમામ કારોબારી કાર્ય રાષ્ટ્રપતિના નામે થયાનું કહેવાશે. **ભારત સરકારના કામકાજનું સંચાલન.**

(૨) રાષ્ટ્રપતિના નામથી કરેલા અને તેમના સહીસિક્કાવાળા હુકમો અને બીજા લેખો રાષ્ટ્રપતિએ કરવાના [૧]નિયમોમાં નિર્દિષ્ટ કરવામાં આવે તે રીતે પ્રમાણિત કરવામાં આવશે અને એ રીતે પ્રમાણિત કરેલા કોઈ હુકમ અથવા લેખની કાયદેસરતા સામે, તે હુકમ કે લેખ રાષ્ટ્રપતિએ કરેલા નથી કે તેમના સહીસિક્કાવાળા નથી એ કારણે વાંધો ઉઠાવી શકાશે નહિ.

(૩) ભારત સરકારના કામકાજના વધુ સુગમ સંચાલન માટે અને મંત્રીઓના સદરહુ કામકાજની ફાળવણી માટે રાષ્ટ્રપતિ નિયમો કરશે.

[૨][(૪) * * * *]

**૭૮.** પ્રધાનમંત્રીની ફરજો નીચે પ્રમાણે રહેશે : **રાષ્ટ્રપતિને માહિતી પૂરી પાડવા વગેરે સંબંધી પ્રધાનમંત્રીની ફરજો.**

(ક) સંઘના કામકાજના વહીવટ અને કાયદા કરવા માટેની દરખાસ્તો સંબંધી મંત્રીમંડળના તમામ નિર્ણયોની રાષ્ટ્રપતિને જાણ કરવી;

(ખ) સંઘના કામકાજના વહીવટ અને કાયદા કરવા માટેની દરખાસ્તો સંબંધી રાષ્ટ્રપતિ માગે તે માહિતી પૂરી પાડવી; અને

(ગ) જેને વિષે કોઈ મંત્રીએ નિર્ણય લીધો હોય પણ જેને વિષે મંત્રીમંડળે વિચારણા કરી ન હોય તેવી કોઈ બાબત રાષ્ટ્રપતિ ફરમાવે તો મંત્રીમંડળની વિચારણા માટે રજૂ કરવી.

---

૧. જુઓ સન ૧૯૫૮ના ભારતના રાજપત્ર અસાધારણ, ભાગ-૨, વિભાગ ૩(૨) પાના ૧૩૧૫ ઉપરનું વખતોવખત સુધાર્યા મુજબનું, સન ૧૯૫૮ના નવેમ્બર મહિનાની ૩જી તારીખનું જાહેરનામું નંબર એસ-ઓ-૨૨૯૭.

૨. સંવિધાન (ચુંમાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૮ની કલમ ૧૨થી ખંડ (૪) કાઢી નાંખ્યો છે.

## પ્રકરણ ૨ - સંસદ
## સામાન્ય

**સંસદની રચના.** **૭૯.** સંઘને માટે એક સંસદ રહેશે, જે રાષ્ટ્રપતિ અને અનુક્રમે રાજ્યસભા અને લોકસભા એ નામે ઓળખાતા બે ગૃહોની બનશે.

**રાજ્યસભાની રચના.** **૮૦.** (૧) [૧][[૨]* * *રાજ્યસભા]-

(ક) ખંડ (૩)ની જોગવાઈઓ અનુસાર, રાષ્ટ્રપતિ નિયુકત કરે તે બાર સભ્યોની, અને

(ખ) રાજ્યોના [૩][અને સંઘ રાજ્યક્ષેત્રોના] વધુમાં વધુ બસો આડત્રીસ પ્રતિનિધિઓની,

બનશે.

(૨) રાજ્યસભામા રાજ્યોના [૩][અને સંઘ રાજ્યક્ષેત્રોના] પ્રતિનિધિઓથી પૂરવાની બેઠકોની ફાળવણી ચોથી અનુસૂચિમાં તે અર્થે જણાવેલી જોગવાઈઓ અનુસાર થશે.

(૩) ખંડ (૧) ના પેટા-ખંડ (ક) હેઠળ રાષ્ટ્રપતિએ નિયુકત કરવાના સભ્યો, નીચેના વિષયોનું ખાસ જ્ઞાન અથવા પ્રત્યક્ષ અનુભવ ધરાવતા હોવા જોઈશે :-

સાહિત્ય, વિજ્ઞાન, કલા અને સમાજ સેવા.

(૪) રાજ્યસભામાના [૪]* * * દરેક રાજ્યના પ્રતિનિધિઓની ચૂંટણી રાજ્યની વિધાનસભામાંના ચૂંટાયેલા સભ્યો પ્રમાણસર પ્રતિનિધિત્વ અનુસાર ક્રમિક મતપદ્ધતિથી કરશે.

(૫) રાજ્યસભામાના [૫][સંઘ રાજ્યક્ષેત્રોના] પ્રતિનિધિઓને સંસદ કાયદાથી ઠરાવે એ રીતે પસંદ કરવામાં આવશે.

**લોકસભાની રચના.** [૬][[૭]**૮૧.** (૧) [૮][અનુચ્છેદ ૩૩૧ [૯]* * *ની જોગવાઈઓને અધીન રહીને] લોકસભા-

(ક) રાજ્યોમાંના પ્રાદેશિક મતદારમંડળોમાંથી સીધી ચૂંટણીથી પસંદ કરેલા વધુમાં વધુ [૧૦][પાંચસો ત્રીસ સભ્યો]ની, અને

(ખ) સંઘ રાજ્યક્ષેત્રોનું પ્રતિનિધિત્વ ધરાવતા અને કાયદાથી સંસદ ઠરાવે તે રીતે પસંદ કરેલા વધુમાં વધુ [૧૧][વીસ સભ્યો]ની,

બનશે.

(૨) ખંડ (૧)ના પેટા-ખંડ (ક) ના હેતુઓ માટે--

---

૧. સંવિધાન (પાંત્રીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૪ની કલમ ૩થી ''રાજયસભા'' એ શબ્દોને સ્થાને આ શબ્દો મૂકયા છે. (તા.૧-૩-૧૯૭૫થી અમલી).

૨. સંવિધાન (છત્રીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૫ની કલમ ૫(ખ)થી ''દસમી અનુસૂચિના પરિચ્છેદ ૪ની જોગવાઈને અધીન રહીને'' એ શબ્દો કમી કર્યા છે (તા.૨૬-૪-૧૯૭૫ થી અમલી).

૩. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૩થી આ શબ્દો ઉમેર્યા છે.

૪. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૩થી ''પહેલી અનુસૂચિના ભાગ ક અથવા ખ માં ઉલ્લેખેલા'' એ શબ્દો અને અક્ષરો કમી કર્યા છે.

૫. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૩થી ''પહેલી અનુસૂચિના ભાગ ગ માં નિર્દિષ્ટ કરેલાં રાજ્યો'' એ શબ્દોને સ્થાને આ શબ્દો અને અક્ષરો મૂકયા છે.

૬. એજનની કલમ ૪ થી અનુચ્છેદ ૮૧ અને ૮૨ ને બદલે આ અનુચ્છેદ દાખલ કર્યા છે.

૭. જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડે ત્યારે, અનુચ્છેદ ૮૧માં ખંડો (૨) અને (૩)ને સ્થાને નીચેના ખંડો મૂકવા :-

''(૨) ખંડ (૧) ના પેટા-ખંડ (ક) ના હેતુઓ માટે-- (ક) લોકસભાની છ બેઠકો રાજ્યને ફાળવવામાં આવશે;

(ખ) સીમાંકન કમિશન અધિનિયમ, ૧૯૭૨ હેઠળ રચાયેલ સીમાંકન કમિશનને યોગ્ય લાગે તેવી કાર્યરીતિ અનુસાર, તે કમિશન દ્વારા રાજ્યનું એક-સભ્યવાળાં પ્રાદેશિક મતદાર મંડળોમાં વિભાજન કરવામાં આવશે;

(ગ) મતદાર મંડળો, શકય હોય ત્યાં સુધી, ભૌગોલિક રીતે એકબીજા સાથે જોડાયેલા વિસ્તારો હોવા જોઈશે અને તે વિસ્તારોનું સીમાંકન કરવામાં ભૌગોલિક રચના, વહીવટી એકમોની વિદ્યમાન સીમાઓ, વાહન-વ્યવહારની સગવડો અને લોકોની અનુકૂળતા ધ્યાનમાં લેવી જોઈશે;

(ઘ) જે મતદાર મંડળોમાં રાજ્યનું વિભાજન કરવામાં આવે તેમાં પાકિસ્તાનના કબજા હેઠળના વિસ્તારનો સમાવેશ થવો જોઈશે નહિ.

(૩) સીમાંકન કમિશન અધિનિયમ, ૧૯૭૨ હેઠળ સંસદીય મતદાર મંડળના સીમાંકનને લગતા સીમાંકન કમિશનના આખરી હુકમ અથવા હુકમોની ભારતના રાજપત્રમાંની પ્રસિદ્ધિની તારીખે અસ્તિત્વમાં હોય તેવાં ગૃહોનું વિસર્જન ન થાય ત્યાં સુધી ખંડ (૩)માંના કોઈ પણ મજકૂરથી લોકસભામાં રાજ્યના પ્રતિનિધિત્વને બાધ આવશે નહિ.

(૪) (ક) સીમાંકન કમિશન રાજ્ય અંગેની પોતાની ફરજોમાં પોતાને મદદ માટે રાજ્યનું પ્રતિનિધિત્વ કરતા લોક્સભાના સભ્યો હોય તેવી પાંચ વ્યકિતઓનો સહયોગ લેશે.

(ખ) એવા સહયોગી સભ્યોની નિયુકિત લોકસભાના અધ્યક્ષ લોકસભાની રચનાને ધ્યાનમાં રાખી કરશે.

(ગ) પેટા-ખંડ (ખ) હેઠળ કરવાની પહેલી નિયુકિત લોકસભાના અધ્યક્ષે સંવિધાન (જમ્મુ અને કાશ્મીરને લાગુ પડતા) બીજા સુધારા હુકમ, ૧૯૭૪ના આરંભથી બે મહિનાની અંદર કરવી જોઈએ.

(ઘ) કોઈપણ સહયોગી સભ્યને, સીમાકંન કમિશનના કોઈ નિર્ણય ઉપર મત આપવાનો કે સહી કરવાનો હક રહેશે નહિ.

(ચ) મૃત્યુ અથવા રાજીનામાને લીધે સહયોગી સભ્યની જગા ખાલી પડે તો, તે જગા બનતી ત્વરાથી અને પેટા ખંડો (ક) અને (ખ)ની જોગવાઈઓ અનુસાર લોકસભાના અધ્યક્ષે ભરવી જોઈશે.''

૮. સંવિધાન (પાંત્રીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૪ની કલમ ૪થી '' અનુચ્છેદ ૩૩૧ ની જોગવાઈઓને અધીન રહીને'' એ શબ્દોને સ્થાને આ શબ્દો મૂકયા છે. (તા.૧-૩-૧૯૭૫થી અમલી).

૯. સંવિધાન (છત્રીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૫ની કલમ ૫ થી ''અને દસમી અનુસૂચિના પરિચ્છેદ ૪'' એ શબ્દો અને આંકડા કમી કર્યા છે. (તારીખ ૨૬-૪-૧૯૭૫થી અમલી).

૧૦. ગોવા, દમણ અને દીવ પુનર્રચના અધિનિયમ, ૧૯૮૭ (સન ૧૯૮૭ના ૧૮મા)ની કલમ ૬૩થી ''પાંચસો પચીસ સભ્યો'' એ શબ્દોને સ્થાને આ મજકૂર મૂકયો છે. (તારીખ ૩૦-૫-૧૯૮૭થી અમલી).

૧૧. એજનની કલમ ૨(ક) (૨)થી ''પચીસ સભ્યો'' એ શબ્દોને સ્થાને આ શબ્દો મૂકયા છે.

(ક) દરેક રાજ્યને લોકસભાની બેઠકોની સંખ્યા એવી રીતે ફાળવવામાં આવશે કે તે સંખ્યા અને રાજ્યની વસ્તીનું પ્રમાણ શકય હોય ત્યાં સુધી, તમામ રાજ્યો માટે એકસરખું રહે; અને

(ખ) દરેક રાજ્યનું, પ્રાદેશિક મતદારમંડળોમાં એવી રીતે વિભાજન કરવામાં આવશે કે જેથી દરેક મતદાર મંડળની વસ્તી અને તેને ફાળવવામાં આવેલી બેઠકોની સંખ્યા વચ્ચેનું પ્રમાણ, શકય હોય ત્યાં સુધી, તે રાજ્યમાં સર્વત્ર એકસરખું રહે :

[૧][પરંતુ કોઈ રાજ્યની વસ્તી સાઠ લાખથી વધુ ન હોય ત્યાં સુધી તે રાજ્યની લોકસભામાંની બેઠકોની ફાળવણીના હેતુ માટે આ ખંડના પેટા-ખંડ (ક) ની જોગવાઈઓ લાગુ પડશે નહિ.]

(૩) આ અનુચ્છેદમાં ''વસ્તી'' શબ્દનો અર્થ, જેને લગતા આંકડા પ્રસિદ્ધ થઈ ગયા હોય તેવી છેલ્લી વસ્તી ગણતરીમાં નક્કી થયા પ્રમાણેની વસ્તી, એવો થાય છે :

[૨][પરંતુ, આ ખંડમાં જેને લગતા આંકડા પ્રસિદ્ધ થઈ ગયા હોય એવી છેલ્લી વસ્તી ગણતરીના ઉલ્લેખનો અર્થ, સન [૩][૨૦૨૬] પછી કરેલી પ્રથમ વસ્તી ગણતરીને લગતા આંકડા પ્રસિદ્ધ કરવામાં ન આવે ત્યાં સુધી,

[૪][(૧) ખંડ (૨)ના પેટા-ખંડ (ક) અને તે પેટા-ખંડના પરંતુકના હેતુઓ માટે, સન ૧૯૭૧ની વસ્તી ગણતરીના ઉલ્લેખ તરીકે કરવો જોઈશે; અને

(૨) ખંડ (૨)ના પેટા-ખંડ (ખ)ના હેતુઓ માટે સન [૫][૨૦૦૧] ની વસ્તી-ગણતરીના ઉલ્લેખ તરીકે કરવો જોઈશે.] ]

**દરેક વસ્તી ગણતરી પછી ફેર ગોઠવણી.**

[૬][**૮૨.** દરેક વસ્તી ગણતરી પૂરી થયે, રાજ્યોને ફાળે આવતી લોકસભાની બેઠકોની અને દરેક રાજ્યના પ્રાદેશિક મતદાર મંડળોમાં વિભાજનની, કાયદાથી સંસદ ઠરાવે તેવા સત્તાધિકારી વડે અને તે રીતે, ફેરગોઠવણી કરવામાં આવશે :

પરંતુ તે વખતના વિદ્યમાન ગૃહનું વિસર્જન ન થાય ત્યાં સુધી આવી ફેરગોઠવણીની અસર લોકસભામાંના પ્રતિનિધિત્વ ઉપર થશે નહિ :]

[૭][વધુમાં, આવી ફેરગોઠવણી, રાષ્ટ્રપતિ હુકમ કરીને નિર્દિષ્ટ કરે તેવી તારીખથી અમલમાં આવશે અને એવી ફેરગોઠવણી અમલમાં ન આવે ત્યાં સુધી, ગૃહની કોઈપણ ચૂંટણી, આવી ફેરગોઠવણી પહેલાં વિદ્યમાન પ્રાદેશિક મતદાર મંડળોના ધોરણે કરી શકાશે :

વળી, સન [૮] [૨૦૨૬] પછી કરેલી પ્રથમ વસ્તી ગણતરીને લગતા આંકડા પ્રસિદ્ધ કરવામાં ન આવે ત્યાં સુધી, આ અનુચ્છેદ હેઠળ,

[૯][(૧) સન ૧૯૭૧ની વસ્તી ગણતરીના આધારે ફેરગોઠવણી કર્યા પ્રમાણે રાજ્યોને ફાળે આવતી લોકસભાની બેઠકોની ફેરગોઠવણી કરવાની જરૂર રહેશે નહિ; અને

(૨) સન [૧૦][૨૦૦૧]ની વસ્તી ગણતરીના આધારે ફેરગોઠવણી કરવામાં આવે તે પ્રમાણે દરેક રાજયનું પ્રાદેશિક મતદાર મંડળોમાં વિભાજન કરવાની જરૂર રહેશે નહિ.]]

---

૧. સંવિધાન (એકત્રીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૩ની કલમ ૨-ખ થી આ પરંતુક ઉમેર્યો છે.

૨. સંવિધાન (બેંતાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ની કલમ ૧૫થી આ પરંતુક ઉમેર્યો છે.

૩. સંવિધાન (ચોર્યાસીમા સુધારા) અધિનિયમ, ૨૦૦૧ની કલમ ૩(૧) થી, ''૨૦૦૦' એ આંકડાને બદલે, ''૨૦૨૬'' એ આંકડા મૂક્યા છે.

૪. સંવિધાન (ચોર્યાસીમા સુધારા) અધિનિયમ, ૨૦૦૧ની કલમ ૩(૨) થી, અસલને બદલે આ મજકૂર દાખલ કરેલ છે.

૫. સંવિધાન (સત્યાસીમા સુધારા) અધિનિયમ, ૨૦૦૩ની કલમ ૨ થી, ''૧૯૯૧'' એ આંકડાને બદલે , ''૨૦૦૧'' એ આંકડા મૂક્યા છે.

૬. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૪ થી, અસલને બદલે આ મજકૂર દાખલ કરેલ છે.

૭. સંવિધાન (બેંતાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ની કલમ ૧૬થી, આ પરંતુકો દાખલ કર્યા છે.સંવિધાન (ચોર્યાસીમા સુધારા) અધિનિયમ, ૨૦૦૧ની કલમ ૩(૨) થી, અસલને બદલે આ મજકૂર દાખલ કરેલ છે.

૮. સંવિધાન (ચોર્યાસીમા સુધારા) અધિનિયમ, ૨૦૦૧ની કલમ ૪ થી, ''૨૦૦૦' આંકડાને બદલે, ''૨૦૨૬'' એ આંકડા મૂક્યા છે.

૯. એજનની કલમ ૪થી, અસલને બદલે આ મજકૂર દાખલ કરેલ છે.

૧૦. સંવિધાન (સત્યાસીમા સુધારા) અધિનિયમ, ૨૦૦૩ની કલમ ૨ થી, ''૧૯૯૧'' એ આંકડાને બદલે , ''૨૦૦૧'' એ આંકડા મૂક્યા છે.

સંસદના ગૃહોની મુદત.

**૮૩.** (૧) રાજ્યસભાનું વિસર્જન થઈ શકશે નહિ, પરંતુ તેની એક તૃતીયાંશની શક્ય હોય તેટલી નજીકમાં નજીકની સંખ્યાના સભ્યો, સંસદે, તે અર્થે કાયદાથી કરેલી જોગવાઈઓ અનુસાર દર બીજા વર્ષને અંતે બનતી ત્વરાએ નિવૃત્ત થશે.

(૨) લોકસભાનું વહેલું વિસર્જન ન થાય તો, તેની પહેલી બેઠક માટે નક્કી થયેલી તારીખથી [૧][પાંચ વર્ષ] સુધી તે ચાલુ રહેશે, પણ તેથી વધુ નહિ; અને સદરહુ [૧][પાંચ વર્ષ]ની મુદત પૂરી થાય એટલે તે ગૃહનું વિસર્જન થયું ગણાશે :

પરંતુ સદરહુ મુદત સંસદ કાયદો કરીને કટોકટીની ઉદ્‌ઘોષણા અમલમાં હોય તે દરમિયાન એકીસાથે વધારેમાં વધારે એક વર્ષ સુધી લંબાવી શકશે, પરંતુ ઉદ્‌ઘોષણાનો અમલ બંધ થયા પછી કોઈ સંજોગોમાં તે એ મુદત છ મહિનાથી વધુ લંબાવી શકશે નહિ.

સંસદના સભ્યપદ માટેની લાયકાત.

**૮૪.** કોઈ વ્યક્તિ,-

[૨][(ક) ભારતની નાગરિક ન હોય અને ચૂંટણી કમિશને તે અર્થે અધિકાર આપેલી કોઈ વ્યક્તિ સમક્ષ ત્રીજી અનુસૂચિમાં એ હેતુ માટે આપેલા નમૂના અનુસાર જેણે શપથ અથવા પ્રતિજ્ઞા લીધી ન હોય અને તેની નીચે સહી કરી ન હોય,]

(ખ) રાજ્યસભાની બેઠક માટે ઓછામાં ઓછા ત્રીસ વર્ષની અને લોકસભાની બેઠક માટે ઓછામાં ઓછા પચીસ વર્ષની ઉંમરની ન હોય, અને

(ગ) સંસદે કરેલા કોઈ કાયદાથી કે તે હેઠળ તે અર્થે ઠરાવવામાં આવે તેવી બીજી લાયકાતો ધરાવતી ન હોય,

તો તે સંસદની કોઈ બેઠક પૂરવા માટે પસંદગી પામવાને લાયક ગણાશે નહિ.

સંસદના સત્રો, સત્રસમાપ્તિ અને વિસર્જન.

[૩][**૮૫.** (૧) રાષ્ટ્રપતિ સંસદના દરેક ગૃહની બેઠક પોતાને યોગ્ય લાગે તે સમયે અને સ્થળે વખતોવખત બોલાવશે, પણ એક સત્રમાંની તેની છેલ્લી બેઠક અને તરત પછીના સત્રમાંની તેની પહેલી બેઠક માટે નક્કી કરેલી તારીખ વચ્ચે છ મહિના કરતાં વધારે ગાળો પડવો જોઈશે નહિ.

(૨) રાષ્ટ્રપતિ વખતોવખત-

(ક) ગૃહોની અથવા બેમાંથી કોઈપણ ગૃહની સત્ર-સમાપ્તિ કરી શકશે;

(ખ) લોકસભાનું વિસર્જન કરી શકશે.]

ગૃહોને સંબોધવાનો તથા સંદેશા મોકલવાનો રાષ્ટ્રપતિનો હક.

**૮૬.** (૧) રાષ્ટ્રપતિ સંસદના બેમાંથી કોઈપણ ગૃહને અથવા એકત્રિત થયેલા બન્ને ગૃહોને સંબોધી શકશે અને તે હેતુ માટે સભ્યોને હાજર રહેવા જણાવી શકશે.

(૨) રાષ્ટ્રપતિ, સંસદના બેમાંથી કોઈપણ ગૃહને, સંસદમાં તે સમયે વિચારણા માટે બાકી હોય તેવા વિધેયક અંગે કે અન્ય બાબત અંગે સંદેશા મોકલી શકશે અને જે ગૃહને એ રીતે સંદેશો મોકલવામાં આવે તે ગૃહે સંદેશામાં વિચારણામાં લેવી આવશ્યક ગણી હોય તે બાબત, બનતી ત્વરાએ, વિચારણામાં લેવી જોઈશે.

રાષ્ટ્રપતિનું ખાસ સંબોધન.

**૮૭.** (૧) [૪][લોકસભાની દરેક સામાન્ય ચૂંટણી પછીના પહેલા સત્રને અને દરેક વર્ષના પહેલા સત્રને આરંભે] રાષ્ટ્રપતિ સંસદના એકત્રિત થયેલા બંને ગૃહોને સંબોધશે અને સંસદને બોલાવવાનાં કારણો જણાવશે.

---

૧. સંવિધાન (ચુંમાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૮ની કલમ ૧૩(૧)થી અનુચ્છેદ ૮૩ના ખંડ (૨)માં જે બે સ્થળે ''છ વર્ષ'' એ શબ્દો આવે છે ત્યાં તેને સ્થાને આ શબ્દો મૂક્યા છે.

૨. સંવિધાન (સોળમા સુધારા) અધિનિયમ, ૧૯૬૩ની કલમ ૩થી, ખંડ (ક)ને સ્થાને આ ખંડ મૂક્યો છે.

૩. સંવિધાન (પ્રથમ સુધારા) અધિનિયમ, ૧૯૫૧ની કલમ ૬થી અસલને બદલે આ અનુચ્છેદ મૂકયો છે.

૪. એજનની કલમ ૭થી ''દરેક સત્રને આરંભે'' એ શબ્દોને સ્થાને આ શબ્દો મૂક્યા છે.

(૨) એવા સંબોધનમાં ઉલ્લેખેલી બાબતોની ચર્ચા માટે સમય ફાળવવા માટે [1]* * * બેમાંથી કોઈપણ ગૃહની કાર્યરીતિનું નિયમન કરતા નિયમોથી જોગવાઈ કરવામાં આવશે.

**૮૮.** દરેક મંત્રીને અને ભારતના એટર્ની જનરલને બેમાંથી કોઈ ગૃહમાં, ગૃહોની કોઈ સંયુક્ત બેઠકમાં અને જેમાં તેમનું નામ સભ્ય તરીકે હોય તેવી સંસદની કોઈ સમિતિમાં બોલવાનો અને બીજી રીતે તેની કાર્યવાહીમાં ભાગ લેવાનો હક રહેશે, પણ તેમને આ અનુચ્છેદની રૂએ મત આપવાનો હક રહેશે નહિ. **ગૃહો અંગે મંત્રીઓ અને એટર્ની જનરલના હકો.**

## સંસદના અધિકારીઓ

**૮૯.** (૧) ભારતના ઉપ-રાષ્ટ્રપતિ, હોદ્દાની રૂએ, રાજ્યસભાના સભાપતિ રહેશે. **રાજ્યસભાના સભાપતિ અને ઉપ-સભાપતિ.**

(૨) રાજ્યસભા, બનતી ત્વરાએ, પોતાના એક સભ્યને ઉપ-સભાપતિ તરીકે પસંદ કરશે અને ઉપ-સભાપતિનો હોદ્દો ખાલી પડે ત્યારે ત્યારે બીજા સભ્યને ઉપ-સભાપતિ તરીકે પસંદ કરશે.

**૯૦.** રાજ્યસભાના ઉપ-સભાપતિ તરીકે હોદ્દો ધરાવતા સભ્ય- **ઉપ-સભાપતિનો હોદ્દો ખાલી કરવા બાબત અને તેમના રાજીનામાં અને તેમને હોદ્દા ઉપરથી દૂર કરવા બાબત.**

(ક) રાજ્યસભાના સભ્ય ન રહે તો તેમણે પોતાનો હોદ્દો ખાલી કરવો જોઈશે;

(ખ) સભાપતિને સંબોધીને પોતાની સહીથી કરેલા લખાણથી ગમે ત્યારે પોતાના હોદ્દાનું રાજીનામું આપી શકશે; અને

(ગ) રાજ્યસભાના તે વખતના તમામ સભ્યોની બહુમતીએ પસાર કરેલા ઠરાવથી તેમને પોતાના હોદ્દા ઉપરથી દૂર કરી શકાશે :

પરંતુ ખંડ (ગ)ના હેતુ માટેનો ઠરાવ, તે રજૂ કરવાના ઈરાદાથી ઓછામાં ઓછી ચૌદ દિવસની નોટિસ અપાઈ ન હોય, તો રજૂ કરી શકાશે નહિ.

**૯૧.** (૧) સભાપતિનો હોદ્દો ખાલી હોય તે દરમિયાન, અથવા ઉપ-રાષ્ટ્રપતિ, રાષ્ટ્રપતિ તરીકે કાર્ય કરતા હોય અથવા તેમના કાર્યો બજાવતા હોય તેવી કોઈ મુદત દરમિયાન, તે હોદ્દાની ફરજો ઉપ-સભાપતિ બજાવશે અથવા ઉપ-સભાપતિનો હોદ્દો પણ ખાલી હોય તો રાષ્ટ્રપતિ તે હેતુ માટે નીમે તેવા રાજ્યસભાના સભ્ય તે ફરજો બજાવશે. **સભાપતિના હોદ્દાની ફરજો બજાવવાની અથવા સભાપતિ તરીકે કાર્ય કરવાની ઉપ-સભાપતિ અથવા અન્ય વ્યક્તિની સત્તા.**

(૨) રાજ્યસભાની કોઈ બેઠકમાં સભાપતિની ગેરહાજરી દરમિયાન, ઉપ-સભાપતિ અથવા જો તેઓ પણ ગેરહાજર હોય તો રાજ્યસભાની કાર્યરીતિના નિયમોથી નક્કી કરવામાં આવે એવી વ્યક્તિ, અથવા એવી કોઈ વ્યક્તિ હાજર ન હોય, તો રાજ્યસભા નક્કી કરે એવી બીજી વ્યક્તિ, સભાપતિ તરીકે કાર્ય કરશે.

**૯૨.** (૧) રાજ્યસભાની કોઈ બેઠકમાં ઉપ-રાષ્ટ્રપતિને હોદ્દા ઉપરથી દૂર કરવા માટેના કોઈ ઠરાવ ઉપર વિચારણા ચાલતી હોય તે વખતે સભાપતિ પોતે અથવા ઉપ-સભાપતિને તેમના હોદ્દા ઉપરથી દૂર કરવા માટે કોઈ ઠરાવ ઉપર વિચારણા ચાલતી હોય તે વખતે ઉપ-સભાપતિ પોતે હાજર હોય તો પણ અધ્યક્ષસ્થાન લઈ શકશે નહિ અને અનુચ્છેદ ૯૧ ના ખંડ (૨)ની જોગવાઈઓ, યથાપ્રસંગ, સભાપતિ અથવા ઉપ-સભાપતિ જેમાં ગેરહાજર હોય તેવી બેઠકને જેમ લાગુ પડે છે તેમ, આવી દરેક બેઠકને લાગુ પડશે. **સભાપતિ અથવા ઉપ-સભાપતિને હોદ્દા ઉપરથી દૂર કરવાના ઠરાવ ઉપર વિચારણા ચાલતી હોય તે વખતે તેઓ અધ્યક્ષસ્થાન લેશે નહિ.**

(૨) ઉપ-રાષ્ટ્રપતિને હોદ્દા ઉપરથી દૂર કરવા માટેના કોઈ ઠરાવ ઉપર વિચારણા ચાલતી હોય તે વખતે, સભાપતિને રાજ્યસભામાં બોલવાનો, અને બીજી રીતે તેની કાર્યવાહીમાં ભાગ લેવાનો હક રહેશે, પણ અનુચ્છેદ ૧૦૦માં ગમે તે મજકૂર હોય તે છતાં, એવા ઠરાવ ઉપર અથવા એવી કાર્યવાહી દરમિયાન બીજી કોઈ બાબત ઉપર મત આપવાનો તેમને કોઈ હક રહેશે નહિ.

**૯૩.** લોકસભા બનતી ત્વરાએ પોતાના બે સભ્યોને, અનુક્રમે, તેના અધ્યક્ષ અને ઉપાધ્યક્ષ તરીકે પસંદ કરશે અને, યથાપ્રસંગ, અધ્યક્ષ અથવા ઉપાધ્યક્ષનો હોદ્દો ખાલી પડે ત્યારે ત્યારે ગૃહ કોઈ બીજા સભ્યને અધ્યક્ષ અથવા ઉપાધ્યક્ષ તરીકે પસંદ કરશે. **લોકસભાના અધ્યક્ષ તથા ઉપાધ્યક્ષ.**

---

૧. સંવિધાન (પ્રથમ સુધારા) અધિનિયમ, ૧૯૫૧ની કલમ ૭થી ''તથા ગૃહના બીજા કામકાજ પહેલાં આવી ચર્ચાને પસંદગી આપવા માટે'' એ શબ્દો કમી કર્યા છે.

**અધ્યક્ષ તથા ઉપાધ્યક્ષનો હોદ્દો ખાલી કરવા બાબત અને તેમના રાજીનામા અને તેમને હોદ્દા ઉપરથી દૂર કરવા બાબત.**

**૯૪.** લોકસભાના અધ્યક્ષ અથવા ઉપાધ્યક્ષ તરીકે હોદ્દો ધરાવતા સભ્ય -

(ક) લોકસભાના સભ્ય ન રહે તો તેમણે પોતાનો હોદ્દો ખાલી કરવો જોઈશે;

(ખ) એવા સભ્ય અધ્યક્ષ હોય તો ઉપાધ્યક્ષને, અને ઉપાધ્યક્ષ હોય તો અધ્યક્ષને સંબોધીને પોતાની સહીથી કરેલા લખાણથી ગમે ત્યારે પોતાના હોદ્દાનું રાજીનામું આપી શકશે; અને

(ગ) લોકસભાના તે વખતના તમામ સભ્યોની બહુમતીએ પસાર કરેલા ઠરાવથી તેમને હોદ્દા ઉપરથી દૂર કરી શકાશે :

પરંતુ ખંડ (ગ) ના હેતુ માટેનો ઠરાવ, તે રજૂ કરવાના ઈરાદાની ઓછામાં ઓછી ચૌદ દિવસની નોટિસ અપાઈ ન હોય, તો રજૂ કરી શકાશે નહિ :

વધુમાં, લોકસભાનું વિસર્જન થાય ત્યારે વિસર્જન પછીની લોકસભાની પહેલી બેઠક મળે ત્યાં સુધી, અધ્યક્ષ પોતાનો હોદ્દો ખાલી કરી શકશે નહિ.

**અધ્યક્ષના હોદ્દાની ફરજો બજાવવાની અથવા અધ્યક્ષ તરીકે કાર્ય કરવાની ઉપાધ્યક્ષ અથવા બીજી વ્યકિતની સત્તા.**

**૯૫.** (૧) અધ્યક્ષનો હોદ્દો ખાલી હોય ત્યારે ઉપાધ્યક્ષ તે હોદ્દાની ફરજો બજાવશે અને ઉપાધ્યક્ષનો હોદ્દો પણ ખાલી હોય તો રાષ્ટ્રપતિ તે હેતુ માટે નીમે તેવા લોકસભાના સભ્ય તે ફરજો બજાવશે.

(૨) લોકસભાની કોઈ બેઠકમાં અધ્યક્ષની ગેરહાજરી દરમિયાન ઉપાધ્યક્ષ અથવા તેઓ પણ જો ગેરહાજર હોય તો ગૃહની કાર્યરીતિના નિયમોથી નક્કી કરવામાં આવે એ વ્યકિત, અથવા તે વ્યકિત હાજર ન હોય તો ગૃહ નક્કી કરે એવી બીજી વ્યકિત અધ્યક્ષ તરીકે કાર્ય કરશે.

**અધ્યક્ષ અથવા ઉપાધ્યક્ષને હોદ્દા ઉપરથી દુર કરવાના ઠરાવ ઉપર વિચારણા ચાલતી હોય તે વખતે તે અધ્યક્ષસ્થાન લેશે નહિ.**

**૯૬.** (૧) લોકસભાની કોઈ બેઠકમાં અધ્યક્ષને હોદ્દા ઉપરથી દૂર કરવા માટેના ઠરાવ ઉપર વિચારણા ચાલતી હોય તે વખતે અધ્યક્ષ પોતે અથવા ઉપાધ્યક્ષને હોદ્દા ઉપરથી દૂર કરવા માટેના કોઈ ઠરાવ ઉપર વિચારણા ચાલતી હોય તે વખતે ઉપાધ્યાક્ષ પોતે હાજર હોય તો પણ, અધ્યક્ષસ્થાન લઈ શકશે નહિ, અને અનુચ્છેદ ૯૫ ના ખંડ (૨)ની જોગવાઈઓ, યથાપ્રસંગ, અધ્યક્ષ અથવા ઉપાધ્યક્ષ ગેરહાજર હોય તેવી બેઠકને જેમ લાગુ પડે છે તેમ, આવી દરેક બેઠકને લાગુ પડશે.

(૨) લોકસભામાં અધ્યક્ષને હોદ્દા ઉપરથી દૂર કરવા માટેના કોઈ ઠરાવ ઉપર વિચારણા ચાલતી હોય તે વખતે તેમને ગૃહમાં બોલવાનો અને બીજી રીતે તેની કાર્યવાહીમાં ભાગ લેવાનો હક રહેશે, અને અનુચ્છેદ ૧૦૦માં ગમે તે મજકૂર હોય તે છતાં, એવા ઠરાવ ઉપર અથવા એવી કાર્યવાહી દરમિયાન બીજી કોઈ બાબત ઉપર તેમને ફકત પહેલી વાર મત આપવાનો હક રહેશે, પણ મતો સરખા પડે ત્યારે તેવો હક રહેશે નહિ.

**સભાપતિ અને ઉપ-સભાપતિ તથા અધ્યક્ષ અને ઉપાધ્યાક્ષના પગાર અને ભથ્થાં.**

**૯૭.** રાજ્યસભાના સભાપતિ અને ઉપ-સભાપતિને તથા લોકસભાના અધ્યક્ષ અને ઉપાધ્યક્ષને સંસદ કાયદાથી નક્કી કરે તે પ્રમાણે અને તે અર્થે એવી જોગવાઈ કરવામાં ન આવે ત્યાં સુધી, બીજી અનુસૂચિમાં નિર્દિષ્ટ કરેલા પગાર અને ભથ્થાં આપવામાં આવશે.

**સંસદનું સચિવાલય.**

**૯૮.** (૧) સંસદના દરેક ગૃહને જુદો દફતરી સ્ટાફ રહેશે :

પરંતુ સંસદનાં બન્ને ગૃહોની સહિયારી જગાઓ ઊભી કરવામાં આ ખંડના કોઈ મજકૂરથી બાધ આવે છે એમ સમજવું નહિ.

(૨) સંસદનાં બે માંથી કોઈ પણ ગૃહના દફતરી સ્ટાફની ભરતીનું અને તે ઉપર નીમાયેલી વ્યકિતઓની નોકરીની શરતોનું નિયમન સંસદ કાયદાથી કરી શકશે.

(૩) સંસદ ખંડ (૨) હેઠળ જોગવાઈ ન કરે ત્યાં સુધી, રાષ્ટ્રપતિ, યથાપ્રસંગ, લોકસભાના અધ્યક્ષના અથવા રાજ્યસભાના સભાપતિ સાથે વિચારવિનિમય કર્યા પછી, લોકસભા અથવા રાજ્યસભાના દફતરી સ્ટાફની ભરતી માટે અને તે ઉપર નીમાયેલી વ્યકિતઓની નોકરીની શરતોના નિયમન માટે નિયમો કરી શકશે અને એ રીતે કરેલા નિયમો સદરહુ ખંડ હેઠળ કરેલા કોઈ કાયદાની જોગવાઈઓને અધીન રહીને અમલી બનશે.

## કામકાજનું સંચાલન

**૯૯.** સંસદના બેમાંથી કોઈ પણ ગૃહના દરેક સભ્યે, પોતાની બેઠક સંભાળતા પહેલાં, રાષ્ટ્રપતિ, અથવા તેમણે એ અર્થે નીમેલી કોઈ વ્યક્તિ સમક્ષ ત્રીજી અનુસૂચિમાં તે હેતુ માટે આપેલા નમૂના પ્રમાણે શપથ અથવા પ્રતિજ્ઞા લેવી જોઈશે અને પ્રતિજ્ઞાપત્ર ઉપર પોતાની સહી કરવી જોઈશે. **સભ્યોએ લેવાના શપથ અથવા પ્રતિજ્ઞા.**

**૧૦૦.** (૧) આ સંવિધાનમાં અન્યથા જોગવાઈ કરી હોય તે સિવાય બેમાંથી કોઈ ગૃહની કોઈ બેઠકમાં અથવા બન્ને ગૃહોની સંયુક્ત બેઠકમાં તમામ પ્રશ્નોનો નિર્ણય, અધ્યક્ષ અથવા સભાપતિ કે અધ્યક્ષ તરીકે કાર્ય કરનાર વ્યક્તિ સિવાયના તેમાં હાજર રહી મત આપનારા સભ્યોની બહુમતીથી થશે. **ગૃહોમાં મતદાન, ખાલી જગા હોવા છતા કાર્ય કરવાની ગૃહોની સત્તા અને કોરમ.**

સભાપતિ કે અધ્યક્ષ અથવા સભાપતિ કે અધ્યક્ષ તરીકે કાર્ય કરનાર વ્યક્તિ પહેલાં તો મત આપી શકશે નહિ, પણ મતો સરખા પડે ત્યારે તેમને નિર્ણાયક મત રહેશે, જે તેમણે આપવો જોઈશે.

(૨) ગૃહમાં કોઈ સભ્યપદ ખાલી પડે તેમ છતાં, સંસદના બેમાંથી કોઈ પણ ગૃહને કાર્ય કરવાની સત્તા રહેશે, અને સંસદની કોઈ પણ કાર્યવાહી દરમિયાન બેસવાનો કે મત આપવાનો કે બીજી રીતે કાર્યવાહીમાં ભાગ લેવાનો હક ન ધરાવતી કોઈ વ્યક્તિએ તેમ કર્યાનું પાછળથી માલૂમ પડે તેમ છતાં, તે કાર્યવાહી કાયદેસર ગણાશે.

(૩) સંસદ કાયદાથી અન્યથા જોગવાઈ ન કરે ત્યાં સુધી, સંસદના બેમાંથી કોઈ પણ ગૃહની બેઠક માટેનું કોરમ ગૃહના સભ્યોની કુલ સંખ્યાના એક દશાંશથી થશે.

(૪) કોઈ ગૃહની બેઠક દરમિયાન કોઈ સમયે કોરમ ન થાય તો ગૃહ મોકૂફ રાખવાની અથવા કોરમ ન થાય ત્યાં સુધી તેની બેઠક મુલતવી રાખવાની સભાપતિ અથવા અધ્યક્ષ અથવા તે હેસિયતથી કાર્ય કરનાર વ્યક્તિની ફરજ રહેશે.

## સભ્યોની ગેરલાયકાતો

**૧૦૧.** (૧) કોઈ વ્યક્તિ સંસદના બન્ને ગૃહોની સભ્ય થઈ શકશે નહિ અને બન્ને ગૃહોના સભ્ય તરીકે પસંદ થયેલી વ્યક્તિ એક અથવા બીજા ગૃહમાંની તેની બેઠક ખાલી કરે એ માટે સંસદે કાયદાથી જોગવાઈ કરવી જોઈશે. **બેઠકો ખાલી કરાવવા બાબત.**

(૨) કોઈ વ્યક્તિ સંસદની અને [૧]* * * કોઈ રાજ્યના વિધાનમંડળના કોઈ ગૃહની એમ બન્નેની સભ્ય થઈ શકશે નહિ અને કોઈ વ્યક્તિ, સંસદની અને [૨][કોઈ રાજ્યના] વિધાનમંડળના કોઈ ગૃહની એમ બન્નેની સભ્ય તરીકે પસંદ થાય, તો તેણે રાજ્યના વિધાનમંડળમાંની પોતાની બેઠકનું અગાઉથી રાજીનામું આપ્યું ન હોય તો રાષ્ટ્રપતિએ કરેલા [૩]નિયમોમાં નિર્દિષ્ટ કરવામાં આવે તેવી મુદત પૂરી થયે તેની સંસદમાંની બેઠક ખાલી પડશે.

(૩) સંસદના બેમાંથી કોઈ પણ ગૃહના સભ્ય-

(ક) [૪][અનુચ્છેદ ૧૦૨ના ખંડ (૧) અથવા ખંડ (૨)] માં જણાવ્યા પ્રમાણે ગેરલાયક બને; અથવા

[૫][(ખ)યથાપ્રસંગ, સભાપતિ અથવા અધ્યક્ષને સંબોધીને પોતાની સહીથી કરેલા લખાણથી પોતાની બેઠકનું રાજીનામું આપે અને, યથાપ્રસંગ, સભાપતિ અથવા અધ્યક્ષ તે સ્વીકારે,] તો તેમ થયે તેની બેઠક ખાલી પડશે :

---

૧. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૯ અને અનુસૂચિથી ''પહેલી અનુસૂચિના ભાગ ક અથવા ભાગ ખ માં નિર્દિષ્ટ કરેલા'' એ શબ્દો અને અક્ષરો કમી કર્યા છે.

૨. એજનની કલમ ૨૯ અને અનુસૂચિથી ''આવા રાજ્યના'' એ શબ્દોને સ્થાને આ શબ્દો મૂક્યા છે.

૩. જુઓ ભારતના રાજપત્ર, અસાધારણના પાના ૬૭૮ ઉપરના સન ૧૯૫૦ના જાન્યુઆરી મહિનાની ૨૬મી તારીખના વિધિ મંત્રાલયના જાહેરનામા નંબર ફ, ૪૬૫-ગ સાથે પ્રસિદ્ધ થયેલ સંસદ તેમજ રાજ્ય વિધાનમંડળ, એમ બન્નેના એકી સાથેના સભ્યપદ ઉપર પ્રતિબંધ મૂકવા બાબતના નિયમો, ૧૯૫૦.

૪. સંવિધાન (બાવનમા સુધારા) અધિનિયમ, ૧૯૮૫થી સુધાર્યા પ્રમાણે આ મજકૂર મૂક્યો છે.

૫. સંવિધાન (તેત્રીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૪ની કલમ ૨(૧)થી પેટા-ખંડ (ખ)ને સ્થાને આ પેટા-ખંડ મૂક્યો છે.

[1][પરંતુ પેટા-ખંડ (ખ)માં ઉલ્લેખેલા કોઈ રાજીનામાના દાખલામાં મળેલી માહિતી ઉપરથી અથવા બીજી રીતે અને પોતે યોગ્ય ગણે તેવી તપાસ કર્યા પછી, યથાપ્રસંગ, સભાપતિ અથવા અધ્યક્ષને ખાતરી થાય કે એવું રાજીનામું સ્વૈચ્છિક અથવા વાસ્તવિક નથી, તો તે એ રાજીનામું સ્વીકારી શકશે નહિ.]

(૪) સંસદના બેમાંથી કોઈ ગૃહના સભ્ય ગૃહની પરવાનગી વિના તેની તમામ બેઠકોમાં થઈને સાઠ દિવસની મુદત સુધી ગેરહાજર રહે તો ગૃહ તેની બેઠક ખાલી પડી હોવાનું જાહેર કરી શકશે :

પરંતુ સદરહુ સાઠ દિવસની મુદતની ગણતરી કરતી વખતે, જે મુદત દરમિયાન ગૃહનું સત્ર સમાપ્ત થયેલું હોય તે મુદત અથવા સતત ચારથી વધુ દિવસ સુધી ગૃહની બેઠક મુલતવી રહી હોય તો તે મુદત ગણવામાં આવશે નહિ.

**સભ્યપદ માટેની ગેરલાયકાતો.**

**૧૦૨.** (૧) કોઈ વ્યક્તિ-

(ક) જે હોદ્દો ધરાવવાથી ગેરલાયક થવાતું નથી એમ સંસદે કાયદાથી જાહેર કર્યું હોય તે સિવાયનો ભારત સરકાર અથવા કોઈ રાજ્યની સરકાર હેઠળ બીજો કોઈ લાભદાયક હોદ્દો ધરાવતી હોય;

(ખ) અસ્થિર મગજની હોય અને સત્તા ધરાવતા ન્યાયાલયે તેને તેવી હોવાનું જાહેર કર્યું હોય;

(ગ) મુકત નહિ ઠરાવેલી નાદાર હોય;

(ઘ) ભારતની નાગરિક ન હોય અથવા તેણે સ્વેચ્છાએ કોઈ વિદેશી રાજ્યની નાગરિકતા પ્રાપ્ત કરી હોય અથવા કોઈ વિદેશી રાજ્ય પ્રત્યેની નિષ્ઠા અથવા વફાદારી સ્વીકારી હોય;

(ચ) સંસદે કરેલા કોઈ કાયદાથી કે તે હેઠળ એ રીતે ગેરલાયક ઠરાવાયેલી હોય,

તો તે, સંસદના બેમાંથી કોઈ ગૃહની સભ્ય તરીકે પસંદ થવા અને રહેવા માટે ગેરલાયક ગણાશે.

[2][**સ્પષ્ટીકરણ.**- આ ખંડના હેતુઓ માટે,] કોઇ વ્યકિત સંઘના અથવા કોઇ રાજયના મંત્રી છે તેવા કારણ માત્રથી, ભારત સરકાર અથવા તેવા રાજયની સરકાર હેઠળ કોઇ લાભદાયક હોદ્દો ધરાવતો હોવાનું ગણાશે નહિ.

[3][(૨) કોઈ વ્યક્તિ દસમી અનુસૂચિ હેઠળ એવી રીતે ગેરલાયક બની હોય તો, તે, સંસદનાં બેમાંથી કોઈ ગૃહની સભ્ય થવા માટે ગેરલાયક ગણાશે.]

**સભ્યોની ગેરલાયકાતો અંગેના પ્રશ્નો ઉપર નિર્ણય.**

[4][**૧૦૩.** (૧) સંસદના બેમાંથી કોઈ ગૃહનો સભ્ય અનુચ્છેદ ૧૦૨ના ખંડ (૧)માં જણાવેલી, ગેરલાયકાતો પૈકી કોઈપણ ગેરલાયકાતને અધીન બન્યો છે કે કેમ તે સંબંધી કોઈ પ્રશ્ન ઉપસ્થિત થાય તો તે પ્રશ્ન રાષ્ટ્રપતિને નિર્ણયાર્થે લખી મોકલવામાં આવશે અને તેમનો નિર્ણય આખરી ગણાશે.

(૨) એવા કોઈ પ્રશ્ન અંગે નિર્ણય આપતા પહેલાં, રાષ્ટ્રપતિ ચૂંટણી કમિશનનો અભિપ્રાય મેળવશે અને એવા અભિપ્રાય પ્રમાણે વર્તશે.]

**અનુચ્છેદ ૯૯ હેઠળ શપથ કે પ્રતિજ્ઞા લીધા પહેલાં અથવા લાયક ન હોવા અથવા ગેરલાયક થવા છતાં ગૃહમાં બેસવા અને મત આપવા માટે દંડ.**

**૧૦૪.** કોઈ વ્યક્તિ અનુચ્છેદ ૯૯ની જરૂરિયાતોનું પાલન કર્યા પહેલાં અથવા પોતે સંસદના બેમાંથી કોઈ ગૃહના સભ્યપદ માટે લાયક નથી અથવા ગેરલાયક થઈ છે અથવા સંસદે કરેલા કોઈ કાયદાની જોગવાઈઓથી પોતાને સભ્ય તરીકે ગૃહમાં બેસવાનો કે મત આપવાનો પ્રતિબંધ છે એમ જાણતી હોવા છતાં, ગૃહમાં બેસે કે મત આપે તો એ રીતે તે દરેક દિવસ માટે પાંચસો રૂપિયાના દંડને પાત્ર થશે અને તે રકમો સંઘના લેણાં તરીકે વસૂલ કરવામાં આવશે.

---

૧. સંવિધાન (તેત્રીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૪ની કલમ ૨(૨)થી આ પરંતુક ઉમેર્યો છે.

૨. સંવિધાન (બાવનમા સુધારા) અધિનિયમ, ૧૯૮૫થી આ મજકૂર દાખલ કર્યો છે.

૩. સંવિધાન (બાવનમા સુધારા) અધિનિયમ, ૧૯૮૫ની કલમ ૩થી આ ખંડ દાખલ કર્યો છે. (તારીખ : ૧-૩-૧૯૮૫થી અમલી).

૪. સંવિધાન (ચુંમાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૮ની કલમ ૧૪થી અસલને સ્થાને આ અનુચ્છેદ મૂકયો છે.

## સંસદ અને તેના સભ્યોના સત્તા, વિશેષાધિકારો અને મુક્તિઓ

**૧૦૫.** (૧) આ સંવિધાનની જોગવાઈઓ તથા સંસદની કાર્યરીતિના નિયમન માટેના નિયમો અને સ્થાયી હુકમોને અધીન રહીને, સંસદમાં વાણી-સ્વાતંત્ર્ય રહેશે. **સંસદના ગૃહોના અને તેમના સભ્યોના અને સમિતિઓની સત્તા, વિશેષાધિકારો, વગેરે.**

(૨) સંસદના કોઈ સભ્યે સંસદમાં અથવા તેની કોઈ સમિતિમાં કંઈ કહ્યું હોય અથવા મત આપ્યો હોય તે સંબંધમાં કોઈ ન્યાયાલયમાં તેના ઉપર કોઈપણ કાર્યવાહી થઈ શકશે નહિ અને સંસદના બેમાંથી કોઈ ગૃહના અધિકારની રૂએ કે તે હેઠળ કોઈ રિપોર્ટ, કાગળ, નિર્ણયો અથવા કાર્યવાહી પ્રકાશિત કરવા અંગે કોઈ વ્યક્તિ સામે એ રીતે કાર્યવાહી થઈ શકશે નહિ.

(૩) બીજી બાબતોમાં, સંસદના દરેક ગૃહના અને દરેક ગૃહના સભ્યોના અને સમિતિઓનાં સત્તા, વિશેષાધિકારો અને મુક્તિઓ સંસદ કાયદાથી વખતોવખત નક્કી કરે તેવા રહેશે, અને એવી રીતે નક્કી કરવામાં ન આવે ત્યાં સુધી,[૧][સંવિધાન (ચુંમાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૮ની કલમ ૧૫ અમલમાં આવે તેની તરત પહેલાં તે ગૃહનાં અને તેના સભ્યોના અને તેની સમિતિઓના સત્તા, વિશેષાધિકારો અને મુક્તિઓ હોય તે રહેશે.]

(૪) ખંડો (૧), (૨) અને (૩) ની જોગવાઈઓ જેમ સંસદના સભ્યોના સંબંધમાં લાગુ પડે છે તેમ, જે વ્યક્તિઓને સંસદના કોઈ ગૃહમાં કે તેની કોઈ સમિતિમાં આ સંવિધાનની રૂએ બોલવાનો અને બીજી રીતે તેની કાર્યવાહીમાં ભાગ લેવાનો હક હોય તેમના સંબંધમાં લાગુ પડશે.

**૧૦૬.** સંસદના બેમાંથી કોઈ ગૃહના સભ્યોને સંસદ વખતોવખત કાયદાથી ઠરાવે તેવાં પગાર અને ભથ્થાં મેળવવાનો, અને એ રીતે જોગવાઈ ન થાય ત્યાં સુધી, આ સંવિધાનના આરંભની તરત પહેલાં હિંદ ડુમિનિયનની સંવિધાન સભાના સભ્યોની બાબતમાં લાગુ પડતા હોય તે દરોએ અને તે શરતોએ પગાર અને ભથ્થાં મેળવવાનો હક રહેશે. **સભ્યોના પગાર અને ભથ્થાં.**

## ધારાકીય કાર્યરીતિ

**૧૦૭.** (૧) નાણા વિધેયકો અને અન્ય નાણાવિષયક વિધેયકો અંગેના અનુચ્છેદો ૧૦૯ અને ૧૧૭ની જોગવાઈઓને અધીન રહીને, સંસદનાં બેમાંથી કોઈ ગૃહમાં કોઈપણ વિધેયક લાવી શકાશે. **વિધેયકો દાખલ કરવા અને પસાર કરવા અંગે જોગવાઈઓ.**

(૨) અનુચ્છેદો ૧૦૮ અને ૧૦૯ની જોગવાઈઓને અધીન રહીને, સંસદનાં બંને ગૃહોએ સુધારા વગર અથવા બન્ને ગૃહોએ સંમતિ આપી હોય તેવા જ સુધારા સહિત, કોઈ વિધેયકને સંમતિ આપી ન હોય ત્યાં સુધી, તે, સંસદનાં બન્ને ગૃહોએ પસાર કરેલું ગણાશે નહિ.

(૩) સંસદમાં વિચારણા હેઠળ હોય તે વિધેયક ગૃહોની સત્ર સમાપ્તિને કારણે રદ થશે નહિ.

(૪) રાજયસભામાં વિચારણા હેઠળનું લોકસભાએ પસાર કર્યું ન હોય તેવું વિધેયક લોકસભાનું વિસર્જન થતાં રદ થશે નહિ.

(૫) લોકસભામાં વિચારણા હેઠળ હોય અથવા લોકસભાએ પસાર કર્યું હોય અને રાજયસભામાં વિચારણા હેઠળ હોય તેવું વિધેયક, અનુચ્છેદ ૧૦૮ની જોગવાઈઓને અધીન રહીને, લોકસભાનું વિસર્જન થતાં રદ થશે.

---

૧. સંવિધાન (ચુંમાળીસમા સુધારા) અધિનિયિમ, ૧૯૭૮ની કલમ ૧૫થી અસલ મજકૂરને સ્થાને આ મજકૂર દાખલ કર્યો છે.

(ગ) ઉદ્યોગો અને કામદારોને લગતી તકરારો;

(ઘ) અનુચ્છેદ ૩૧-ક માં વ્યાખ્યા કર્યા પ્રમાણે રાજ્યે કોઈ એસ્ટેટ અથવા તેની અંદરના કોઈપણ હકોનું સંપાદન કરીને અથવા એવા કોઈ હકો નાબૂદ કરીને અથવા તેમાં ફેરફાર કરીને અથવા ખેત જમીન ઉપર ટોચમર્યાદા મૂકીને અથવા બીજી કોઈપણ રીતે જમીનની સુધારણા કરવા બાબત;

(ચ) શહેરી મિલકત ઉપર ટોચમર્યાદા મૂકવા બાબત;

(છ) સંસદના બેમાંથી કોઈ ગૃહની અથવા રાજ્યના વિધાનમંડળના ગૃહ કે બેમાંથી કોઈ ગૃહની ચૂંટણીઓ બાબત, પરંતુ અનુચ્છેદ ૩૨૯ અને અનુચ્છેદ ૩૨૯-કમાં ઉલ્લેખેલ બાબતો તેમાંથી બાકાત રાખવાની રહેશે;

(જ) (ખાદ્ય તેલીબિયાં અને તેલ સહિતના) ખાદ્ય પદાર્થોના અને રાષ્ટ્રપતિ, સરકારી જાહેરનામાથી, આ અનુચ્છેદના હેતુ માટે આવશ્યક માલ-સામાન તરીકે જાહેર કરે તેવા બીજા માલસામાનનાં ઉત્પાદન, પ્રાપ્તિ, પુરવઠો અને વહેંચણી બાબત અને એવા માલસામાનના ભાવ-નિયંત્રણ બાબત;

[૧][(ઝ) ભાડું, તેનું નિયમન અને નિયંત્રણ અને જમીનદારો અને ગણોતિયાના હક, માલિકીહક અને હિત સહિત ગણોતહકના મુદ્દાઓ;]

[૨][ટ] પેટા-ખંડો (ક) થી [૨][ઝ]માં નિર્દિષ્ટ કરેલી કોઈપણ બાબતોને લગતા કાયદા વિરુદ્ધના ગુના બાબત અને તે પૈકી કોઈપણ બાબત અંગેની ફી બાબત;

[૨][(ઠ)] પેટા-ખંડો (ક) થી [૨][(ટ)]માં નિર્દિષ્ટ કરેલી કોઈપણ બાબતોને આનુષંગિક કોઈ બાબત.

(૩) ખંડ (૧) હેઠળ કરેલા કાયદાથી--

(ક) ચઢતા-ઊતરતા દરજ્જાની ટ્રિબ્યુનલો સ્થાપવા માટે જોગવાઈ કરી શકાશે;

(ખ) સદરહુ દરેક ટ્રિબ્યુનલ વાપરી શકે તેવાં હકૂમત, (તિરસ્કાર માટે શિક્ષા કરવાની સત્તા સહિતની) સત્તા અને અધિકાર નિર્દિષ્ટ કરી શકાશે;

(ગ) સદરહુ ટ્રિબ્યુનલોએ અનુસરવાની (મુદત અને પુરાવાના નિયમો અંગેની જોગવાઈઓ સહિતની) કાર્યરીતિ માટેની જોગવાઈ કરી શકાશે;

(ઘ) સદરહુ ટ્રિબ્યુનલોની હકૂમતમાં, આવતી તમામ અથવા કોઈપણ બાબત સંબંધી, અનુચ્છેદ ૧૩૬ હેઠળની ઉચ્ચતમ ન્યાયાલયની હકૂમત સિવાયની, તમામ ન્યાયાલયોની હકૂમત બાકાત રાખી શકાશે;

(ચ) કોઈ દાવા અથવા કાર્યવાહી, દાવાનાં જે કારણો ઉપર આધારિત હોય તે કારણો એવી ટ્રિબ્યુનલની સ્થાપના પછી ઊભાં થયાં હોત તો એવી ટ્રિબ્યુનલની હકૂમતની અંદર આવે તેવી ટ્રિબ્યુનલની સ્થાપનાની તરત પહેલાં કોઈ ન્યાયાલય અથવા બીજા કોઈ સત્તાધિકારી સમક્ષના નિકાલ-બાકી હોય તે કેસો, એવી દરેક ટ્રિબ્યુનલને તબદીલ કરવા માટે જોગવાઈ કરી શકાશે;

(છ) એવી ટ્રિબ્યુનલો અસરકારક રીતે કાર્ય કરી શકે તે માટે, અને એવી ટ્રિબ્યુનલો દ્વારા કેસોનો ત્વરિત નિકાલ થઇ શકે અને તેમના હુકમોનો અમલ થઈ શકે તે માટે સમુચિત વિધાનમંડળ જરૂરી ગણે તેવી (ફીને લગતી જોગવાઈઓ સહિતની) પૂરક, આનુષંગિક અને પારિણામિક જોગવાઈઓનો એમાં સમાવેશ કરી શકાશે.

(૪) આ અનુચ્છેદની જોગવાઈઓ, આ સંવિધાનની બીજી જોગવાઈમાં અથવા તે સમયે અમલમાં હોય તેવા બીજા કોઈ કાયદામાં ગમે તે મજકૂર હોય તે છતાં, અમલમાં આવશે.

**સ્પષ્ટીકરણ**- આ અનુચ્છેદમાં, કોઈ બાબતના સંબંધમાં, ''સમુચિત વિધાનમંડળ'' એટલે, યથાપ્રસંગ, સંસદ અથવા ભાગ ૧૧ની જોગવાઈઓ અનુસાર એવી બાબત સંબંધી કાયદા કરવાની સત્તા ધરાવતું હોય તેવું રાજ્ય વિધાનમંડળ.]

---

૧. સંવિધાન (પંચોતેરમા સુધારા) અધિનિયમ, ૧૯૯૩થી આ મજકૂર દાખલ કર્યો છે.

૨. એજનથી જૂની નોંધો (ઝ) અને (ટ)ને (ટ) અને (ઠ) તરીકે ફરી નંબર આપ્યો છે અને એજનથી એ રીતે નંબર અપાયેલી નવી નોંધોમાં (ઝ) અને (ટ) અક્ષરો (જ) અને (ઝ)ના સ્થાને અનુક્રમે મુક્યા છે.

## ભાગ ૧૫
## ચૂંટણીઓ

[૧]**૩૨૪.** (૧) આ સંવિધાન હેઠળ સંસદની અને દરેક રાજ્યના વિધાનમંડળની કરવામાં આવે તે તમામ ચૂંટણીઓ માટે મતદાર યાદીઓ તૈયાર કરવાના કામના અને તે ચૂંટણીઓના સંચાલનના અને રાષ્ટ્રપતિ અને ઉપ-રાષ્ટ્રપતિના હોદ્દાની ચૂંટણીઓના સંચાલનના દેખરેખ, દોરવણી અને નિયંત્રણ [૨]* * * * * * * એક આયોગ (જેનો આ સંવિધાનમાં ''ચૂંટણી આયોગ'' તરીકે ઉલ્લેખ કર્યો છે તે)માં નિહિત થશે. **ચૂંટણીઓનાં દેખરેખ, દોરવણી અને નિયંત્રણ ચૂંટણી આયોગમાં નિહિત થવા બાબત.**

(૨) ચૂંટણી આયોગ, મુખ્ય ચૂંટણી કમિશનર અને રાષ્ટ્રપતિ વખતોવખત નક્કી કરે તેટલા બીજા ચૂંટણી કમિશનરોનું બનશે અને મુખ્ય ચૂંટણી કમિશનર અને બીજા ચૂંટણી કમિશનરોની નિમણૂક, સંસદે તે અર્થે કરેલા કોઈ કાયદાની જોગવાઈઓને અધીન રહીને રાષ્ટ્રપતિ કરશે.

(૩) એ રીતે બીજા કોઈ ચૂંટણી કમિશનર નિમાય, ત્યારે મુખ્ય ચૂંટણી કમિશનર ચૂંટણી આયોગના અધ્યક્ષ તરીકે કાર્ય કરશે.

(૪) લોકસભાની અને દરેક રાજ્યની વિધાનસભાની દરેક સામાન્ય ચૂંટણી પહેલાં અને વિધાન પરિષદવાળા દરેક રાજ્યની વિધાન પરિષદની પહેલી સામાન્ય ચૂંટણી પહેલાં અને ત્યારબાદ તેની દરેક દ્વિવાર્ષિક ચૂંટણી પહેલાં, ચૂંટણી આયોગ સાથે વિચારવિનિમય કરીને, ખંડ (૧) થી ચૂંટણી આયોગને સોંપાયેલા કાર્યો બજાવવામાં તે આયોગને મદદ કરવા રાષ્ટ્રપતિ પોતાને જરૂરી લાગે તેટલા પ્રાદેશિક કમિશનરો પણ નીમી શકશે.

(૫) સંસદે કરેલા કોઈ કાયદાની જોગવાઈઓને અધીન રહીને, ચૂંટણી કમિશનરોની અને પ્રાદેશિક કમિશનરોની સેવાની શરતો અને હોદ્દાની મુદત, રાષ્ટ્રપતિ નિયમથી નક્કી કરે તેવાં રહેશે :

પરંતુ ઉચ્ચતમ ન્યાયાલયના ન્યાયાધીશને જે રીતે અને જે કારણે હોદ્દા ઉપરથી દૂર કરી શકાય તેવી રીતે અને તેવાં કારણો સિવાય મુખ્ય ચૂંટણી કમિશનરને તેના હોદ્દા ઉપરથી દૂર કરી શકાશે નહિ, તેમ જ મુખ્ય ચૂંટણી કમિશનરની સેવાની શરતોમાં, તેની નિમણૂક પછી તેને ગેરલાભ થાય તેવો ફેરફાર કરી શકાશે નહિ :

વધુમાં, કોઈ બીજા ચૂંટણી કમિશનરને અથવા કોઈ પ્રાદેશિક કમિશનરને મુખ્ય ચૂંટણી કમિશનરની ભલામણ સિવાય, હોદ્દા ઉપરથી દૂર કરી શકાશે નહિ.

(૬) રાષ્ટ્રપતિને અથવા કોઈ રાજ્યના રાજ્યપાલને [૩]* * * ચૂંટણી કમિશનર વિનંતી કરે, ત્યારે તેઓ ખંડ (૧)થી ચૂંટણી આયોગને સોંપાયેલા કાર્યો બજાવવા માટે ચૂંટણી કમિશનર અથવા પ્રાદેશિક કમિશનર માટે જરૂરી સ્ટાફની વ્યવસ્થા કરશે.

[૪]**૩૨૫.** સંસદના બેમાંથી કોઈ ગૃહની અથવા કોઈ રાજ્યના વિધાનમંડળના ગૃહ અથવા બેમાંથી કોઈ ગૃહની ચૂંટણી માટેના દરેક પ્રાદેશિક મતદારમંડળ માટે એક સામાન્ય મતદારયાદી રહેશે અને કોઈ પણ વ્યક્તિ ફક્ત ધર્મ, જાતિ, જ્ઞાતિ, લિંગ-ભેદના કે એ પૈકી કોઈ કારણે એવી મતદાર યાદીમાં નામ દાખલ કરાવવા માટે અપાત્ર થશે નહિ, અથવા એવા કોઈ મતદારમંડળ માટેની ખાસ મતદાર યાદીમાં નામ દાખલ કરાવવા માટે દાવો કરી શકશે નહિ. **ધર્મ, જાતિ, જ્ઞાતિ કે લિંગ-ભેદના કારણે કોઈ વ્યક્તિ મતદાર યાદીમાં નામ દાખલ કરાવવા માટે અપાત્ર નહિ થવા બાબત અથવા તે કારણે તેણે ખાસ મતદાર યાદીમાં નામ દાખલ કરાવવા માટે દાવો નહિ કરવા બાબત.**

---

૧. અનુચ્છેદ ૩૨૪ના ખંડ (૧)માં જમ્મુ અને કાશ્મીર રાજ્યના વિધાનમંડળના બેમાંથી કોઈ ગૃહની ચૂંટણીના સંબંધમાં સંવિધાનનો ઉલ્લેખ, જમ્મુ અને કાશ્મીરના સંવિધાનનો ઉલ્લેખ છે એવો અર્થ કરવામાં આવેશે.

૨. સંવિધાન (ઓગણીસમા સુધારા) અધિનિયમ, ૧૯૬૬ની કલમ ૨થી ''જેમાં સંસદની અને રાજ્યનાં વિધાનમંડળોની ચૂંટણીમાંથી કે તેને અંગે ઊભી થતી શંકાઓ અને તકરારોના નિર્ણય માટે ચૂંટણી ટ્રિબ્યુનલની નિમણૂંકનો સમાવેશ થાય છે તે'' એ શબ્દો કમી કર્યા છે.

૩. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૯ અને અનુસૂચિથી ''અથવા રાજપ્રમુખને'' એ શબ્દો કમી કર્યા છે.

૪. અનુચ્છેદ ૩૨૫ જમ્મુ અને કાશ્મીર રાજયને લાગુ પડે ત્યારે, રાજયના ઉલ્લેખમાં જમ્મુ અને કાશ્મીર રાજયનાં ઉલ્લેખનો સમાવેશ થતો નથી એવો અર્થ કરવામાં આવશે.

**લોકસભાની અને રાજ્યોની વિધાનસભાઓની ચૂંટણીઓ પુખ્ત મતાધિકારને ધોરણે કરવા બાબત.**

[૧]**૩૨૬.** લોકસભાની અને દરેક રાજ્યની વિધાનસભાની ચૂંટણીઓ પુખ્ત મતાધિકારને ધોરણે થશે, એટલે કે ભારતની નાગરિક હોય અને સમુચિત વિધાનમંડળે કરેલા કોઈ કાયદાથી અથવા તે હેઠળ તે અર્થે નક્કી કરવામાં આવે તે તારીખે ઓછામાં ઓછી અઢાર વર્ષની ઉંમરની હોય અને આ સંવિધાન કે સમુચિત વિધાનમંડળે કરેલા કોઈ કાયદા હેઠળ નિવાસી ન હોવાના કારણે, મગજની અસ્થિરતાના કારણે, ગુનાના કે ભ્રષ્ટ અથવા ગેરકાયદેસર આચરણના કારણે, ગેરલાયક ઠરાવાઈ ન હોય તેવી દરેક વ્યક્તિ, એવી કોઈ પણ ચૂંટણીમાં મતદાર તરીકે નોંધાવા માટે હકદાર ગણાશે.

**વિધાનમંડળોની ચૂંટણીઓ અંગે જોગવાઈ કરવાની સંસદની સત્તા.**

[૧]**૩૨૭.** આ સંવિધાનની જોગવાઈઓને અધીન રહીને, સંસદનાં બેમાંથી કોઈ ગૃહની અથવા રાજ્યના વિધાનમંડળના ગૃહની કે બેમાંથી કોઈ ગૃહની ચૂંટણીઓ સંબંધી કે તેની સાથે સંકળાયેલી તમામ બાબતો, જેમાં મતદાર યાદીઓ તૈયાર કરવાની, મતદારમંડળોનું સીમાંકન અને એવા ગૃહ કે ગૃહોની વિધિસર રચના કરવા માટે જરૂરી બીજી તમામ બાબતોનો સમાવેશ થાય છે તે અંગે સંસદ વખતોવખત કાયદાથી જોગવાઈ કરી શકશે.

**રાજ્યના વિધાનમંડળની ચૂંટણીઓ અંગે જોગવાઈ કરવાની તેવા વિધાનમંડળની સત્તા.**

[૨]**૩૨૮.** આ સંવિધાનની જોગવાઈઓને અધીન રહીને, અને સંસદ આ અર્થે જોગવાઈ ન કરે તેટલે અંશે, કોઈ રાજ્યના વિધાનમંડળના ગૃહની અથવા બેમાંથી કોઈ ગૃહની ચૂંટણી સંબંધી અથવા તેની સાથે સંકળાયેલી તમામ બાબતો, જેમાં મતદાર યાદીઓ તૈયાર કરવાની અને તેવા ગૃહ અથવા ગૃહોની વિધિસર રચના કરવા માટે જરૂરી બીજી તમામ બાબતોનો સમાવેશ થાય છે તે અંગે રાજ્યનું વિધાનમંડળ વખતોવખત કાયદાથી જોગવાઈ કરી શકશે.

**ચૂંટણી વિષયક બાબતમાં ન્યાયાલયોની દરમિયાનગીરી ઉપર પ્રતિબંધ.**

[૩]**૩૨૯.** [૪][આ સંવિધાનમાં ગમે તે મજકૂર હોય તે છતાં,- [૫]* * *

(ક) મતદારમંડળોના સીમાંકન સંબંધી અથવા તેવાં મતદારમંડળોને બેઠકોની ફાળવણી સંબંધી અનુચ્છેદ ૩૨૭ અથવા અનુચ્છેદ ૩૨૮ હેઠળ કરેલ કે કર્યાનું અભિપ્રેત હોય તેવા કોઈ કાયદાની કાયદેસરતા સામે કોઈ પણ ન્યાયાલયમાં વાંધો ઉઠાવી શકાશે નહિ;

(ખ) સમુચિત વિધાનમંડળે કરેલા કોઈ કાયદાથી અથવા તે હેઠળ ઠરાવવામાં આવે તે સત્તાધિકારી સમક્ષ અને તે રીતે ચૂંટણી અરજી રજૂ કર્યા સિવાય, સંસદના બેમાંથી કોઈ ગૃહની અથવા રાજ્યના વિધાનમંડળના ગૃહ કે બેમાંથી કોઈ ગૃહની કોઈપણ ચૂંટણી સામે વાંધો ઉઠાવી શકાશે નહિ.

[૬]**૩૨૯-ક.** [પ્રધાનમંત્રી અને અધ્યક્ષની બાબતમાં, સંસદમાં તેમની ચૂંટણીઓ અંગે ખાસ જોગવાઈ.] સંવિધાન (ચુંમાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૮ની કલમ ૩૬થી રદ કર્યો છે.[૭]

---

૧. અનુચ્છેદ ૩૨૬ અને ૩૨૭ જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડે ત્યારે, રાજ્યના ઉલ્લેખમાં જમ્મુ અને કાશ્મીર રાજ્યના ઉલ્લેખનો સમાવેશ થતો નથી એવો અર્થ કરવામાં આવશે.

૨. અનુચ્છેદ ૩૨૮ જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડશે નહિ.

૩. અનુચ્છેદ ૩૨૯ જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડે ત્યારે, રાજ્યને લગતા ઉલ્લેખમાં, જમ્મુ અને કાશ્મીર રાજ્યના ઉલ્લેખનો સમાવેશ થતો નથી એવો અર્થ કરવામાં આવશે અને ''અથવા અનુચ્છેદ ૩૨૮'' એ શબ્દો અને આંકડા કમી કરવામાં આવશે.

૪. સંવિધાન (ઓગણચાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૫ની કલમ ૩થી અસલ શબ્દોને સ્થાને આ શબ્દો મૂક્યા છે.

૫. સંવિધાન (ચુંમાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૮ની કલમ ૩૫થી ''પણ અનુચ્છેદ ૩૨૯-કની જોગવાઈઓને અધીન રહીને'' એ શબ્દો, આંકડા અને અક્ષર કમી કર્યા છે. (તારીખ ૨૦-૬-૧૯૭૯થી અમલી.)

૬. સંવિધાન (ઓગણચાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૫ની કલમ ૪થી આ કલમ દાખલ કરી હતી.

૭. જમ્મુ અને કાશ્મીરને લાગુ પડે ત્યારે, જુઓ સંવિધાન (જમ્મુ અને કાશ્મીરને લાગુ પડવા બાબત) હુકમ, ૧૯૫૪ની કલમ ૨(૧૦)(ચ).

## ભાગ ૧૬
## અમુક વર્ગો સંબંધી ખાસ જોગવાઈઓ

**૩૩૦.** (૧) લોકસભામાં- **લોકસભામાં અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત આદિજાતિઓ માટે બેઠકો અનામત રાખવા બાબત.**

(ક) અનુસૂચિત જાતિઓ ;

[૧][(ખ) આસામના સ્વાયત્ત જિલ્લાઓમાંની અનુસૂચિત આદિજાતિઓ સિવાયની અનુસૂચિત આદિજાતિઓ, અને]

(૨) ખંડ (૧)થી સંવિધાનના અનુચ્છેદ ૩૩૦માં કરેલા સુધારાથી આ અધિનિયમના આરંભે વિદ્યમાન લોકસભાનું વિસર્જન ન થાય ત્યાં સુધી, લોકસભામાંના કોઈ પ્રતિનિધિત્વ ઉપર અસર થશે નહિ.

(ગ) આસામના સ્વાયત્ત જિલ્લાઓની અનુસૂચિત આદિજાતિઓ, માટે બેઠકો અનામત રાખવામાં આવશે.

(૨) ખંડ (૧) હેઠળ કોઈ રાજ્યમાં [૨][અથવા સંઘ રાજ્યક્ષેત્રમાં] અનુસૂચિત જાતિઓ અથવા અનુસૂચિત આદિજાતિઓ માટે અનામત રાખેલી બેઠકોની સંખ્યાનું, લોકસભામાં તે રાજ્યને [૩][અથવા સંઘ રાજ્યક્ષેત્રમાં] ફાળવેલી બેઠકોની કુલ સંખ્યા જોડેનું પ્રમાણ, શક્ય હોય ત્યાં સુધી, તે રાજ્યમાંની [૩][અથવા સંઘ રાજ્યક્ષેત્રમાંની] અનુસૂચિત જાતિની અથવા તે રાજ્યમાંની [૩][અથવા સંઘ રાજ્યક્ષેત્રમાંની] અથવા તે રાજ્યના [૩][અથવા સંઘ રાજ્યક્ષેત્રના] ભાગમાંની અનુસૂચિત આદિજાતિની વસ્તી જેના સંબંધમાં એવી રીતે બેઠકો અનામત રાખવામાં આવી હોય તેનું પ્રમાણ, યથાપ્રસંગ, તે રાજ્યના [૩][અથવા સંઘ રાજ્યક્ષેત્ર]ની કુલ વસ્તી જોડે જેટલું હોય, તેટલું રહેશે.

[૩][(૩) ખંડ (૨)માં ગમે તે મજકૂર હોય તે છતાં, લોકસભામાં આસામના સ્વાયત્ત જિલ્લાઓની અનુસૂચિત આદિજાતિઓ માટે અનામત રાખેલી બેઠકોની સંખ્યાનું તે રાજ્યને ફાળવેલી બેઠકોની કુલ સંખ્યા જોડેનું પ્રમાણ, ઓછામાં ઓછુ, સદરહુ સ્વાયત્ત જિલ્લાઓમાંની અનુસૂચિત આદિજાતિઓની વસ્તીનું પ્રમાણ તે રાજ્યની કુલ વસ્તી જોડે જેટલું હોય, તેટલું રહેશે.]

[૪][**સ્પષ્ટીકરણ-** આ અનુચ્છેદમાં અને અનુચ્છેદ ૩૩૨માં ''વસ્તી'' એ શબ્દનો અર્થ, જેને લગતા આંકડા પ્રસિદ્ધ થઈ ગયા હોય એવી છેલ્લી વસ્તી ગણતરીમાં નક્કી કર્યા પ્રમાણેની વસ્તી, એવો થાય છે;

પરંતુ આ સ્પષ્ટીકરણમાં, જેને લગતા આંકડા પ્રસિદ્ધ થયા હોય એવી છેલ્લી વસ્તી ગણતરીના ઉલ્લેખનો અર્થ, સન [૫][૨૦૨૬] પછી કરેલી પ્રથમ વસ્તી ગણતરીને લગતા આંકડા પ્રસિદ્ધ કરવામાં ન આવે ત્યાં સુધી, સન [૬][૨૦૦૧]ની વસ્તી ગણતરીના ઉલ્લેખ તરીકે કરવો જોઈશે.]

[૬]**૩૩૧.** અનુચ્છેદ ૮૧માં ગમે તે મજકૂર હોય તે છતાં, ઍંગ્લો-ઈન્ડિયન કોમને લોકસભામાં પૂરતું પ્રતિનિધિત્વ મળ્યું નથી એવો રાષ્ટ્રપતિનો અભિપ્રાય થાય, તો તેઓ તે કોમના વધુમાં વધુ બે સભ્યોને લોકસભામાં નિયુક્ત કરી શકશે. **લોકસભામાં ઍંગ્લો-ઈન્ડિયન કોમનું પ્રતિનિધિત્વ.**

[૭]**૩૩૨.** (૧) [૭]* * * * દરેક રાજ્યની વિધાનસભામાં અનુસૂચિત જાતિઓ માટે અને [૮][આસામના સ્વાયત્ત જિલ્લાઓમાંની અનુસૂચિત આદિજાતિઓ સિવાયની] અનુસૂચિત આદિજાતિઓ માટે અનામત બેઠકો રાખવામાં આવશે. **રાજ્યોની વિધાનસભાઓમાં અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત આદિજાતિઓ માટે બેઠકો અનામત રાખવા બાબત**

---

૧. સંવિધાન (એકાવનમા સુધારા) અધિનિયમ, ૧૯૮૪થી અસલ મજકૂરને બદલે આ મજકૂર મૂક્યો છે.
૨. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૯ અને અનુસૂચિથી આ શબ્દો ઉમેર્યા છે.
૩. સંવિધાન (એકત્રીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૩ની કલમ ૩ (૧) (ખ) થી આ ખંડ દાખલ કર્યો છે,
૪. સંવિધાન (બેતાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ની કલમ ૪૭થી આ સ્પષ્ટીકરણ દાખલ કર્યું છે (તારીખ ૩-૧-૧૯૭૭થી અમલી)
૫. સંવિધાન (ચોર્યાસીમા સુધારા) અધિનિયમ, ૨૦૦૧ની કલમ ૬ થી ''૨૦૦૦'' અને ''૧૯૭૧'' એ આંકડાને બદલે, અનુક્રમે ''૨૦૨૬'' અને ''૨૦૦૧'' એ આંકડા મૂક્યા છે.
૬. અનુચ્છેદ ૩૩૧ અને ૩૩૨ જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડશે નહિ.
૭. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૯ અને અનુસૂચિથી ''પહેલી અનુસૂચિના ભાગ ક અથવા ખ માં નિર્દિષ્ટ કરેલ'' એ શબ્દો અને અક્ષરો કમી કર્યા છે.
૮. સંવિધાન (એકાવનમા સુધારા) અધિનિયમ, ૧૯૮૫થી અસલ મજકૂરને બદલે આ મજકૂર કર્યો છે.

(૨) આસામ રાજ્યની વિધાનસભામાં સ્વાયત્ત જિલ્લાઓ માટે પણ બેઠકો અનામત રાખવામાં આવશે.

(૩) ખંડ (૧) હેઠળ કોઈ રાજ્યની વિધાનસભામાં અનુસૂચિત જાતિઓ કે અનુસૂચિત આદિજાતિઓ માટે અનામત રાખેલી બેઠકોની સંખ્યાનું વિધાનસભામાંની બેઠકોની કુલ સંખ્યા જોડેનું પ્રમાણ, શક્ય હોય ત્યાં સુધી, યથાપ્રસંગ, તે રાજ્યમાંની અનુસૂચિત જાતિની અથવા તે રાજ્યમાંની કે તે રાજ્યના ભાગમાંની અનુસૂચિત આદિજાતિની વસ્તી જેના અંગે એવી રીતે બેઠકો અનામત રાખવામાં આવી હોય, તેનું પ્રમાણ તે રાજ્યની કુલ વસ્તી જોડે જેટલું હોય, તેટલું રહેશે.

[૧][(૩ક) ખંડ (૩)માં ગમે તે મજકૂર હોય તે છતાં, અરૂણાચલ પ્રદેશ, મેઘાલય, મિઝોરમ અને નાગાલેન્ડના રાજ્યોની વિધાનસભાઓમાં બેઠકોની સંખ્યાની, [૨][૨૦૨૬]ના વર્ષ પછી પ્રથમ વસ્તી ગણતરીના ધોરણે ફેરગોઠવણીની અનુચ્છેદ ૧૭૦ હેઠળ અસર ન થાય ત્યાં સુધી, આવા કોઈપણ રાજ્યની વિધાનસભામાં અનુસૂચિત આદિજાતિ માટે અનામત રાખેલી બેઠકો-

(ક) સંવિધાન (સત્તાવનમા સુધારા) અધિનિયમ, ૧૯૮૭ અમલમાં આવ્યાની તારીખે, અસ્તિત્વમાં હોય એવા રાજ્યની વિધાનસભા (આમાં હવે પછી આ ખંડમાં વિદ્યમાન વિધાનસભા તરીકે ઉલ્લેખ કર્યો છે તે)માંની તમામ બેઠકો અનુસૂચિત આદિજાતિના સભ્યોએ ધરાવી હોય તો, એક સિવાય તમામ બેઠકો રહેશે;

(ખ) અન્ય કોઈપણ કિસ્સામાં, બેઠકોની કુલ સંખ્યા સાથે બેઠકોની આવી સંખ્યા જે પ્રમાણે ધરાવતી હોય તે પ્રમાણ, વિદ્યમાન વિધાનસભામાં અનુસૂચિત આદિજાતિના સભ્યોની (સદરહુ તારીખે હોય તેમ) સંખ્યા વિદ્યમાન વિધાનસભાની બેઠકોની કુલ સંખ્યા સાથે ધરાવતી હોય તેના કરતાં ઓછું ન હોય તેટલા પ્રમાણમાં રહેશે.]

[૩][(૩ખ) ખંડ (૩)માં ગમે તે મજકૂર હોય તે છતાં, ત્રિપુરા રાજ્ય વિધાનસભામાંની બેઠકો, અનુચ્છેદ ૧૭૦ હેઠળ ફેરગોઠવણી ન થાય ત્યાં સુધી, વિધાનસભામાંની અનુસૂચિત આદિજાતિઓ માટે અનામત રાખવામાં આવશે. તેવી બેઠકો, સંવિધાન (બોંતેરમા સુધારા) અધિનિયમ, ૧૯૯૨ અમલમાં આવે તે તારીખે, તે વિધાનસભામાં બેઠકોની જેટલી કુલ સંખ્યા હોય તેટલી સંખ્યા સાથે, સદરહુ તારીખે અસ્તિત્વમાં હોય તે વિધાનસભાની અનુસૂચિત આદિજાતિના સભ્યોની સંખ્યા કરતાં ઓછું ન હોય તેટલું જે પ્રમાણ, બેઠકોની કુલ સંખ્યા સાથે ધરાવતી હોય, તેટલી બેઠકોની સંખ્યા, સન [૪][૨૦૨૬] પછીના પ્રથમ વસ્તી ગણતરીના આધારે અમલી બનશે.]

(૪) આસામ રાજ્યની વિધાનસભામાં કોઈ સ્વાયત્ત જિલ્લા માટે અનામત રાખેલી બેઠકોની સંખ્યાનું તે વિધાનસભાની બેઠકોની કુલ સંખ્યા જોડેનું પ્રમાણ, ઓછામાં ઓછું, તે જિલ્લાની વસ્તીનું પ્રમાણ તે રાજ્યની કુલ વસ્તી જોડે જેટલું હોય, તેટલું રહેશે.

(૫) [૫]* * * * આસામના કોઈ સ્વાયત્ત જિલ્લા માટે અનામત રાખેલી બેઠકો માટેનાં મતદાર મંડળોમાં તે જિલ્લા બહારના કોઈ વિસ્તારનો સમાવેશ થશે નહિ.

(૬) [૬]* * * * આસામ રાજ્યના કોઈ સ્વાયત્ત જિલ્લાની અનુસૂચિત આદિજાતિ ન હોય એવી કોઈ વ્યકિત, તે જિલ્લાની કોઈ મતદાર મંડળમાંથી તે રાજ્યની વિધાનસભામાં ચૂંટવા માટે પાત્ર ગણાશે નહિ.

---

૧. સંવિધાન (સત્તાવનમા સુધારા) અધિનિયમ, ૧૯૮૭ની કલમ ૨થી આ ખંડો દાખલ કર્યા છે,
૨. સંવિધાન (ચોર્યાસીમા સુધારા) અધિનિયમ, ૨૦૦૧ની કલમ ૭(૬) થી, ''૨૦૦૦'' એ આંકડાને બદલે, ''૨૦૨૬''એ આંકડા મૂક્યા છે.
૩. સંવિધાન (બોંતેરમા સુધારા) અધિનિયમ, ૧૯૯૨ની કલમ ૨થી આ ખંડ દાખલ કર્યો છે. (તારીખ ૫-૧૨-૧૯૯૨થી અમલી.)
૪. સંવિધાન (ચોર્યાસીમા સુધારા) અધિનિયમ, ૨૦૦૧ ની કલમ ૭(ખ)થી ''૨૦૦૦'' એ આંકડાને બદલે, ''૨૦૨૬'' એ આંકડા મૂક્યા છે.
૫. ઉત્તર-પૂર્વીય વિસ્તાર (પુનર્રચના) અધિનિયમ, ૧૯૭૧ (સન ૧૯૭૧ના ૮૧મા) ની કલમ ૭૧(છ) (૧)થી કેટલાક શબ્દો કમી કર્યા છે.(તારીખ ૨૧-૧-૧૯૭૨થી અમલી.)
૬. ઉત્તર-પૂર્વીય વિસ્તાર (પુનર્રચના) અધિનિયમ, ૧૯૭૧ (સન ૧૯૭૧ના ૮૧મા) ની કલમ ૭૧ (છ) (૧)થી કેટલાક શબ્દો કમી કર્યા છે (તારીખ ૨૧-૧-૧૯૭૨ થી અમલી.)
સંવિધાન (બોંતેરમા સુધારા) અધિનિયમ, ૧૯૯૨ની કલમ ૨ થી આ ખંડ દાખલ કર્યો છે.

[૧][પરંતુ આસામ રાજયની વિધાનસભાની ચૂંટણીઓ માટે, બોડોલેન્ડ પ્રાદેશિક વિસ્તાર જિલ્લામાં સમાવિષ્ટ મતદારમંડળોમાં અનુસૂચિત આદિજાતિઓ અને બિન-અનુસૂચિત આદિજાતિઓનું, એવી રીતે જાહેર કરેલું અને બોડોલેન્ડ પ્રાદેશિક વિસ્તાર જિલ્લાની રચના પહેલાં વિદ્યમાન હોય તેવું પ્રતિનિધિત્વ ચાલુ રાખવામાં આવશે.]

રાજ્યોની વિધાનસભાઓમાં એંગ્લો-ઈન્ડિયન કોમનું પ્રતિનિધિત્વ.

[૨]**૩૩૩.** અનુચ્છેદ ૧૭૦માં ગમે તે મજકૂર હોય તે છતાં, કોઈ રાજ્યના રાજ્યપાલનો [૩]* * * એવો અભિપ્રાય થાય કે, એંગ્લો-ઈન્ડિયન કોમને રાજ્યની વિધાનસભામાં પ્રતિનિધત્વ હોવું જોઈએ અને તેને તેમાં પૂરતું પ્રતિનિધિત્વ મળ્યું નથી તો [૪][ તે કોમના એક સભ્યને વિધાનસભામાં તેઓ નિયુકત કરી શકશે].

બેઠકો અનામત રાખવાનું અને ખાસ પ્રતિનિધિત્વ આપવાનું [૪][સિત્તેર] વર્ષ પછી બંધ કરવા બાબત.

[૫]**૩૩૪.** આ ભાગની અગાઉની જોગવાઈઓમાં ગમે તે મજકૂર હોય તે છતાં,--

(ક) લોકસભામાં અને રાજ્યોની વિધાનસભાઓમાં અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત આદિજાતિઓ માટે બેઠકો અનામત રાખવા સંબંધમાં; અને

(ખ) લોકસભામાં અને રાજ્યોની વિધાનસભાઓમાં નિયુકિત દ્વારા એંગ્લો-ઈન્ડિયન કોમને પ્રતિનિધિત્વ આપવા સંબંધમાં;

આ સંવિધાનની જોગવાઈઓ, આ સંવિધાનના આરંભથી [૬][[૭][[૮][[૯][[૧૦][સિત્તેર] વર્ષની પૂરી થયે અમલમાં રહેશે નહિ :

પરંતુ લોકસભામાં કે કોઈ રાજ્યની વિધાનસભામાંના કોઈ પ્રતિનિધિત્વ ઉપર, યથાપ્રસંગ, તે વખતની વિદ્યમાન લોકસભા કે વિધાનસભાનું વિસર્જન થાય ત્યાં સુધી, આ અનુચ્છેદમાંના કોઈ પણ મજકૂરથી અસર થશે નહિ.

સેવાઓ અને જગાઓ માટે અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત આદિજાતિઓના દાવા.

[૫]**૩૩૫.** સંઘના અથવા રાજ્યના કામકાજ સાથે સંબંધ ધરાવતી સેવાઓ અને જગાઓ ઉપર નિમણૂક કરતી વખતે વહીવટની કાર્યક્ષમતાની જાળવણીને સુસંગત હોય તે રીતે, અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત આદિજાતિઓના સભ્યોના દાવા વિચારણામાં લેવામાં આવશેઃ

[૧૧][પરંતુ સંઘ અથવા રાજયના કામકાજ સાથે સંબંધ ધરાવતી સેવાઓમાં કોઈપણ વર્ગ અથવા વર્ગોની જગાઓ પર બઢતી આપવાની બાબતમાં અનામત રાખવા માટે કોઈપણ પરીક્ષામાં લાયકી ગુણની છૂટછાટ માટે અથવા મૂલ્યાંકનનાં ધોરણો નીચે લાવવા માટે અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત આદિજાતિઓના સભ્યોની તરફેણમાં કોઈપણ જોગવાઈ કરવા માટે આ અનુચ્છેદમાંના કોઈપણ મજકૂરથી બાધ આવશે નહિ.]

---

૧. સંવિધાન (નેવુંમા સુધારા) અધિનિયમ, ૨૦૦૩ની કલમ ૨ થી નવો પરંતુક દાખલ કર્યો છે.
૨. અનુચ્છેદ ૩૩૩ જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડશે નહિ.
૩. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ ૧૯૫૬ની કલમ ૨૯ અને અનુસૂચિથી ''અથવા રાજપ્રમુખ'' એ શબ્દો કમી કર્યા છે.
૪. સંવિધાન (ત્રેવીસમા સુધારા) અધિનિયમ, ૧૯૬૯ની કલમ ૪ થી ''તે કોમના પોતાને યોગ્ય લાગે તેટલા સભ્યોને વિધાનસભામાં તેઓ નિયુકત કરી શકશે'' એ શબ્દોને સ્થાને આ શબ્દો મૂકયા છે.
૫. જમ્મુ અને કાશ્મીર રાજયને લાગુ પડે ત્યારે, અનુચ્છેદ ૩૩૪ અને ૩૩૫માં રાજ્ય અથવા રાજ્યોના ઉલ્લેખોમાં જમ્મુ અને કાશ્મીર રાજ્યના ઉલ્લેખોનો સમાવેશ થતો નથી એવો અર્થ કરવામાં આવશે.
૬. સંવિધાન (ત્રેવીસમા સુધારા) અધિનિયમ, ૧૯૬૯ની કલમ ૫થી ''વીસ વર્ષ'' એ શબ્દોને સ્થાને આ શબ્દો મૂકયા છે.
૭. સંવિધાન (પિસ્તાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૮૦ ની કલમ ૨થી ''ત્રીસ વર્ષ'' એ શબ્દોને બદલે ''ચાળીસ વર્ષ'' એ શબ્દો મૂકયા છે.
૮. સંવિધાન (બાસઠમા સુધારા) અધિનિયમ, ૧૯૮૯થી ''ચાળીસ'' એ શબ્દને બદલે આ શબ્દ મૂકયો છે.
૯. સંવિધાન (ઓગણ્યાશીમા સુધારા) અધિનિયમ, ૧૯૯૯ ની કલમ ૨ થી ''પચાસ'' એ શબ્દને બદલે, ''સાઠ'' એ શબ્દ મૂક્યો છે.
૧૦. સંવિધાન (પંચાણુંમા સુધારા) અધિનિયમ, ૨૦૦૯ની કલમ ૨ થી ''સાઠ'' એ શબ્દને બદલે, ''સિત્તેર'' એ શબ્દ મૂક્યો છે. (તા. ૨૫-૧-૨૦૧૦ થી અમલમાં)
૧૧. સંવિધાન (બ્યાંશીમા સુધારા) અધિનિયિમ, ૨૦૦૦ ની કલમ ૨ થી આ પરંતુક દાખલ કર્યો છે. (તા. ૮-૯-૨૦૦૦થી અમલી).

**એંગ્લો-ઈન્ડિયન કોમ માટે અમુક સેવાઓમાં ખાસ જોગવાઈ.**

[1]**૩૩૬.** (૧) આ સંવિધાનના આરંભ પછી, પહેલાં બે વર્ષ દરમિયાન સંઘની રેલવે, કસ્ટમ ટપાલ અને તારની સેવાઓમાંની જગાઓ ઉપર એંગ્લો-ઈન્ડિયન કોમના સભ્યોની નિમણૂકો સન ૧૯૪૭ના ઓગસ્ટ મહિનાની પંદરમી તારીખથી તરત જ પહેલાં જે ધોરણે કરવામાં આવતી હતી તે જ ધોરણે કરવામા આવશે.

ત્યાર પછીની દર બે વર્ષની મુદત દરમિયાન સદરહુ સેવાઓમાં તે કોમના સભ્યો માટે અનામત રાખેલ જગાઓની સંખ્યા, તેની તરત જ પહેલાંની બે વર્ષની મુદત દરમિયાન એ રીતે અનામત રાખેલી જગાઓની સંખ્યા કરતાં દસ ટકાની શકય તેટલી નજીકમાં નજીકની સંખ્યા જેટલી ઓછી રહેશે :

પરંતુ આ સંવિધાન આરંભથી દસ વર્ષને અંતે તેવી તમામ અનામત જગાઓ બંધ થશે.

(૨) એંગ્લો-ઈન્ડિન કોમના સભ્યો બીજી કોમના સભ્યોની સરખામણીમાં ગુણવત્તાના ધોરણે નિમણૂક માટે લાયક જણાય, તો ખંડ (૧) હેઠળ તે કોમ માટે અનામત રાખેલી જગાઓ સિવાયની કે તે ઉપરાંતની જગાઓ ઉપર તેવા સભ્યોની નિમણૂકને તે ખંડમાંના કોઈપણ મજકૂરથી બાધ આવશે નહિ.

**એંગ્લો-ઈન્ડિયન કોમના લાભ માટે શૈક્ષણિક અનુદાન અંગે ખાસ જોગવાઈ.**

[2]**૩૩૭.** આ સંવિધાનના આરંભ પછીનાં પહેલાં ત્રણ નાણાકીય વર્ષો દરમિયાન, સંઘે અને, [3]* * દરેક રાજ્યે, સન ૧૯૪૮ના માર્ચ મહિનાની એકત્રીસમી તારીખે પૂરા થતા નાણાકીય વર્ષમાં એંગ્લો-ઈન્ડિયન કોમના લાભ માટે શિક્ષણ અંગે જે અનુદાન અપાયેલ હોય તેટલું જ અનુદાન આપવું જોઈશે.

ત્યાર પછીની દર ત્રણ વર્ષની મુદત દરમિયાન એ અનુદાનો તેની તરત પહેલાંની ત્રણ વર્ષની મુદત માટેના અનુદાનો કરતાં દસ ટકા જેટલા ઓછા રહેશે :

પરંતુ આ સંવિધાનના આરંભથી દસ વર્ષ પૂરા થયે એંગ્લો-ઈન્ડિયન કોમને ખાસ છૂટછાટરૂપે અપાતો હોય તેટલા પૂરતા તેવા અનુદાનો બંધ થશે :

વધુમાં, કોઈ શિક્ષણસંસ્થામાં ઓછામાં ઓછી ચાળીસ ટકા જેટલી સંખ્યાના વાર્ષિક પ્રવેશો, એંગ્લો-ઈન્ડિયન કોમ સિવાયની બીજી કોમને અપાતા ન હોય તો, તે સંસ્થા આ અનુચ્છેદ હેઠળ કોઈપણ અનુદાન મેળવવાને હકદાર રહેશે નહિ.

[4]**[અનુસૂચિત જાતિઓ માટે રાષ્ટ્રીય આયોગ].**

**૩૩૮.**[5][(૧) અનુસૂચિત જાતિઓ માટે, ''અનુસૂચિત જાતિઓ માટે રાષ્ટ્રીય આયોગ'' તરીકે ઓળખાતું એક આયોગ રહેશે.

(૨) સંસદે આ અર્થે કરેલા કોઈ કાયદાની જોગવાઈઓને અધીન રહીને, આયોગ અધ્યક્ષ, ઉપાધ્યક્ષ અને ત્રણ અન્ય સભ્યોનું બનશે અને તેવી રીતે નીમાયેલ અધ્યક્ષ, ઉપાધ્યક્ષ અને અન્ય સભ્યોની સેવાની શરતો અને હોદ્દાની મુદત રાષ્ટ્રપતિ નિયમોથી નક્કી કરે તેવાં રહેશે.]

(૩) રાષ્ટ્રપતિ પોતાના હસ્તાક્ષર અને મહોર હેઠળ આજ્ઞાપત્ર દ્વારા આયોગના અધ્યક્ષ, ઉપાધ્યક્ષ અને અન્ય સભ્યોની નિમણૂક કરશે.

(૪) આયોગને, પોતાની કાર્યરીતિનું નિયમન કરવાની સત્તા રહેશે.

(૫) આયોગની નીચે મુજબની ફરજો રહેશે--

(ક) આ સંવિધાન હેઠળ અથવા તત્સમયે પૂરતા અમલમાં હોય તેવા કોઈ બીજા કાયદા હેઠળ અથવા સરકારના કોઈ હુકમ હેઠળ અનુસૂચિત જાતિઓ [6][ * * * ] માટે જોગવાઇ કરેલા સલામતીનાં પગલાંને લગતી તમામ બાબતોનું અન્વેષણ કરવું અને તેની દેખરેખ રાખવી અને એવા સલામતીના પગલાંની કામગીરીનું મૂલ્યાંકન કરવું;

---

૧. અનુચ્છેદ ૩૩૬ જમ્મુ અને કાશ્મીર રાજયને લાગુ પડશે નહિ.

૨. અનુચ્છેદ ૩૩૭ જમ્મુ અને કાશ્મીર રાજયને લાગુ પડશે નહિ.

૩. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૯ અને અનુસૂચિથી ''પહેલી અનુસૂચિના ભાગ-ક અને ભાગ ખ માં નિર્દિષ્ટ કરેલા'' એ શબ્દો અને અક્ષરો કમી કર્યા છે.

૪. સંવિધાન (પાંસઠમા સુધારા) અધિનિયમ, ૧૯૯૦ની કલમ ૨ ની પેટા-કલમ(ક)થી અસલને બદલે, આ મજકૂર મૂકયો છે. ફરીથી સંવિધાન (નેવ્યાશીમા સુધારા) અધિનિયમ, ૨૦૦૩ની કલમ ૨ થી હાંસિયાનું શીર્ષક બદલેલ છે. (તા. ૨૯-૨-૨૦૦૪)

૫. એજનની કલમ ૨ ની પેટા-કલમ(ખ) થી, અસલ ખંડો (૧) અને (૨) ના સ્થાને આ ખંડો મૂક્યા હતા, ત્યારપછી સંવિધાન (નેવ્યાસીમા સુધારા) અધિનિયમ, ૨૦૦૩ની કલમ ૨(ખ)થી ખંડો (૧) અને (૨) બદલેલ છે.

૬. સંવિધાન (નેવ્યાસશીમા સુધારા) અધિનિયમ, ૨૦૦૩ની કલમ ૨(ગ)થી આ શબ્દો કમી કર્યા છે.

(ખ) અનુસૂચિત [૧][ * * * ] જાતિઓ અને તેમના હક અને સલામતીના પગલાંથી વંચિત રાખવા સંબંધી ખાસ ફરિયાદોની તપાસ કરવી;

(ગ) અનુસૂચિત જાતિઓ [૧][ * * * ] ના સામાજિક-આર્થિક વિકાસની આયોજન-પ્રક્રિયા અંગે સહભાગી બનવું અને સલાહ આપવી અને સંઘ તથા કોઈ રાજ્ય હેઠળની તેમના વિકાસની પ્રગતિનું મૂલ્યાંકન કરવું;

(ઘ) વાર્ષિક ધોરણે અને આયોગ યોગ્ય ગણે તેવા બીજા સમયે આવા સલામતીના પગલાંની કામગીરીનો અહેવાલ રાષ્ટ્રપતિને રજૂ કરવો;

(ચ) અનુસૂચિત જાતિઓ [૧][ * * * ] ના રક્ષણ, કલ્યાણ અને સામાજિક-આર્થિક વિકાસ માટેના સલામતીના અને અન્ય પગલાંના અસરકારક અમલ માટે સંઘે કે કોઈ રાજ્યે લેવા જોઈતા પગલાં સંબંધી એવા અહેવાલોમાં ભલામણો કરવી; અને

(છ) રાષ્ટ્રપતિ, સંસદે કરેલા કોઈ કાયદાની જોગવાઈઓને અધીન રહીને નિયમોથી નિર્દિષ્ટ કરે તેવા, અનુસૂચિત જાતિઓ [૧][ * * * ] ના રક્ષણ, કલ્યાણ અને આધુનિકરણના સંબંધમાં અન્ય કાર્યો કરવાં.

(૬) રાષ્ટ્રપતિ સંસદના દરેક ગૃહ સમક્ષ આવા તમામ અહેવાલ મુકાવડાવશે અને તેની સાથે સંઘને લગતી ભલામણો ઉપર લીધેલાં કે લેવા ધારેલાં પગલાંની સમજણ આપતી યાદી અને આવી ભલામણો પૈકી કોઈ ભલામણનો અસ્વીકાર કરવામાં આવ્યો હોય, તો તે માટેના કારણો સામેલ કરવા જોઈશે.

(૭) એવો કોઈ અહેવાલ કે તેનો કોઈ ભાગ, રાજ્ય સરકાર સંબંધ ધરાવતી હોય તેવી કોઈ બાબતને લગતો હોય ત્યારે, તેવા અહેવાલની એક નકલ રાજયના રાજયપાલને મોકલવી જોઈશે અને તેઓ રાજ્યના વિધાનમંડળ સમક્ષ તે મુકાવડાવશે અને તેની સાથે રાજ્યને લગતી ભલામણો ઉપર લીધેલાં કે લેવા ધારેલાં પગલાંની સમજણ આપતી યાદી અને આવી ભલામણો પૈકી કોઈ ભલામણનો અસ્વીકાર કરવામાં આવ્યો હોય, તો તે માટેના કારણો સામેલ કરવા જોઇશે.

(૮) આયોગને, ખંડ (૫)ના પેટા-ખંડ (ક)માં ઉલ્લેખેલ કોઈ બાબતનું અન્વેષણ કરતી વખતે અથવા ખંડ(૫)ના પેટા ખંડ (ખ)માં ઉલ્લેખેલ કોઈ ફરિયાદની તપાસ કરતી વખતે, દાવો ચલાવતા દીવાની ન્યાયાલયની તમામ સત્તા અને ખાસ કરીને નીચેની બાબતોના સંબંધમાં-

(ક) ભારતના કોઈ ભાગમાંથી કોઈ વ્યકિતને સમન્સથી બોલાવવાની અને તેમને હાજર રહેવા ફરજ પાડવાની અને સોગંદ ઉપર તેમને તપાસવાની;

(ખ) કોઈ દસ્તાવેજની શોધ કરવા અને રજૂ કરવાનું ફરમાવવાની;

(ગ) સોગંદનામા ઉપર પુરાવો સ્વીકારવાની;

(ઘ) કોઈ ન્યાયાલય કે કચેરીમાંથી કોઈ જાહેર દસ્તાવેજ અથવા તેની નકલ મંગાવવાની;

(ચ) સાક્ષીઓ અને દસ્તાવેજોની તપાસ માટે કમિશનો કાઢવાની;

(છ) રાષ્ટ્રપતિ, નિયમોથી નક્કી કરે તેવી અન્ય કોઇ બાબત અંગેની;

સત્તા રહેશે

(૯) સંઘ અને દરેક રાજ્ય સરકાર, અનુસૂચિત જાતિઓ [૧] [ * * * ] ને અસર કરતી તમામ મહત્ત્વની નીતિવિષયક બાબતો અંગે આયોગ સાથે પરામર્શ કરશે.''.

[૨][(૧૦)] આ અનુચ્છેદમાં અનુસૂચિત જાતિઓ [૧][ * * * ]ના ઉલ્લેખોમાં, અનુચ્છેદ ૩૪૦ના ખંડ (૧) હેઠળ નીમેલા કમિશનનો રિપોર્ટ મળ્યે રાષ્ટ્રપતિ હુકમ કરીને નિર્દિષ્ટ કરે તેવા બીજા પછાત વર્ગોના ઉલ્લેખોનો અને એંગ્લો-ઈન્ડિયન કોમના ઉલ્લેખોનો પણ સમાવેશ થાય છે એવો અર્થ કરવામાં આવશે.

---

૧. સંવિધાન (નવ્યાશીમા સુધારા) અધિનિમય, ૨૦૦૩ની કલમ ૨(ગ) થી આ શબ્દો કમી કર્યા છે.

૨. સંવિધાન (પાંસઠમા સુધારા) અધિનિયમ, ૧૯૯૦ ની કલમ ૨(ખ)થી, ખંડ (૩)ને ખંડ (૧૦) તરીકે ફરી નંબર આપ્યો છે.

**અનુસૂચિત આદિજાતિઓ માટે રાષ્ટ્રીય આયોગ.**

[1][**૩૩૮ક.** (૧) અનુસૂચિત આદિજાતિઓ માટે, 'અનુસૂચિત આદજાતિઓ માટે રાષ્ટ્રીય આયોગ' તરીકે ઓળખાતું એક આયોગ રહેશે.

(૨) સંસદે આ અર્થે કરેલા કોઈ કાયદાની જોગવાઈઓને અધીન રહીને, આયોગ અધ્યક્ષ, ઉપાધ્યક્ષ અને ત્રણ અન્ય સભ્યોનું બનશે અને તેવી રીતે નીમાયેલ અધ્યક્ષ, ઉપાધ્યક્ષ અને અન્ય સભ્યોની સેવાની શરતો અને હોદ્દાની મુદત રાષ્ટ્રપતિ નિયમોથી નક્કી કરે તેવાં રહેશે.

(૩) રાષ્ટ્રપતિ પોતાના હસ્તાક્ષર અને મહોર હેઠળ આજ્ઞાપત્ર દ્વારા આયોગના અધ્યક્ષ, ઉપાધ્યક્ષ અને અન્ય સભ્યોની નિમણૂક કરશે.

(૪) આયોગને પોતાની કાર્યરીતિનું નિયમન કરવાની સત્તા રહેશે.

(૫) આયોગની નીચે મુજબની ફરજો રહેશે-

(ક) આ સંવિધાન હેઠળ અથવા તત્સમયે અમલમાં હોય તેવા કોઈ બીજા કાયદા હેઠળ અથવા સરકારના કોઈ હુકમ હેઠળ અનુસૂચિત આદિજાતિઓ માટે જોગવાઈ કરેલા સલામતીના પગલાંને લગતી તમામ બાબતોનું અન્વેષણ કરવું અને અને તેની દેખરેખ રાખવી અને એવા સલામતીના પગલાંની કામગીરીનું મૂલ્યાંકન કરવું;

(ખ) અનુસૂચિત આદિજાતિઓ અને તેમના હક અને સલામતીના પગલાંથી વંચિત રાખવા સંબંધી ખાસ ફરિયાદોની તપાસ કરવી;

(ગ) અનુસૂચિત આદિજાતિઓના સામાજિક-આર્થિક વિકાસની આયોજન-પ્રક્રિયા અંગે સહભાગી બનવું અને સલાહ આપવી અને સંઘ તથા કોઈ રાજય હેઠળની તેમના વિકાસની પ્રગતિનું મૂલ્યાંકન કરવું;

(ઘ) વાર્ષિક ધોરણે અને આયોગ યોગ્ય ગણે તેવા બીજા સમયે આવા સલામતીના પગલાંની કામગીરીનો અહેવાલ રાષ્ટ્રપતિને રજૂ કરવો;

(ચ) અનુસૂચિત આદિજાતિઓના રક્ષણ, કલ્યાણ અને સામાજિક-આર્થિક વિકાસ માટેના સલામતીના અને અન્ય પગલાંના અસરકારક અમલ માટે સંઘે કે કોઈ રાજયે લેવા જોઈતા પગલાં સંબંધી એવા અહેવાલોમાં ભલામણો કરવી; અને

(છ) રાષ્ટ્રપતિ, સંસદે કરેલા કોઈ કાયદાની જોગવાઈઓને અધીન રહીને નિયમોથી નિર્દિષ્ટ કરે તવા, અનુસૂચિત આદિજાતિઓના રક્ષણ, કલ્યાણ અને આધુનિકરણના સંબંધમાં અન્ય કાર્યો કરવા.

(૬) રાષ્ટ્રપતિ સંસદના દરેક ગૃહ સમક્ષ આવા તમામ અહેવાલ મુકાવડાવશે અને તેની સાથે સંઘને લગતી ભલામણો ઉપર લીધેલાં કે લેવા ધારેલાં પગલાંની સમજણ આપતી યાદી અને આવી ભલામણો પૈકી કોઈ ભલામણનો અસ્વીકાર કરવામાં આવ્યો હોય, તો તે માટેના કારણો સામેલ કરવા જોઈશે.

(૭) એવો કોઈ અહેવાલ કે તેનો કોઈ ભાગ, રાજય સરકાર સંબંધ ધરાવતી હોય તેવી કોઈ બાબતને લગતો હોય ત્યારે, તેવા અહેવાલની એક નકલ રાજયના રાજયપાલને મોકલવી જોઈશે અને તેઓ રાજયના વિધાનમંડળ સમક્ષ તે મુકાવડાવશે અને તેની સાથે રાજયને લગતી ભલામણો ઉપર લીધેલા કે લેવા ધારેલાં પગલાંની સમજણ આપતી યાદી અને આવી ભલામણો પૈકી કોઈ ભલામણનો અસ્વીકાર કરવામાં આવ્યો હોય, તો તે માટેના કારણો સામેલ કરવા જોઇશે.

(૮) આયોગને, ખંડ(૫)ના પેટા-ખંડ(ક)માં ઉલ્લેખેલ કોઈ બાબતનું અન્વેષણ કરતી વખતે અથવા ખંડ(૫)ના પેટા-ખંડ(ખ)માં ઉલ્લેખેલ કોઈ ફરિયાદની તપાસ કરતી વખતે, દાવો ચલાવતા દીવાની ન્યાયાલયની તમામ સત્તા અને ખાસ કરીને નીચેની બાબતોના સંબંધમાં,-

(ક) ભારતના કોઈ ભાગમાંથી કોઈ વ્યક્તિને સમન્સથી બોલાવવાની અને તેમને હાજર રહેવા ફરજ પાડવાની અને સોગંદ ઉપર તેમને તપાસવાની;

(ખ) કોઈ દસ્તાવેજની શોધ કરવા અને રજૂ કરવાનું ફરમાવવાની;

(ગ) સોગંદનામા ઉપર પુરાવો સ્વીકારવાની;

(ઘ) કોઈ ન્યાયાલય કે કચેરીમાંથી કોઈ જાહેર દસ્તાવેજ અથવા તેની નકલ મંગાવવાની;

(ચ) સાક્ષીઓ અને દસ્તાવેજોની તપાસ માટે કમિશનો કાઢવાની;

(છ) રાષ્ટ્રપતિ, નિયમોથી નક્કી કરે તેવી અન્ય કોઈ બાબત અંગેની

સત્તા રહેશે.

(૯) સંઘ અને દરેક રાજય સરકાર અનુસૂચિત આદિજાતિઓને અસર કરતી તમામ મહત્ત્વની નીતિવિષયક બાબતો અંગે આયોગ સાથે પરામર્શ કરશે.]

---

૧. સંવિધાન (નવ્યાશીમા સુધારા) અધિનિમય, ૨૦૦૩ની કલમ ૩થી આ અનુચ્છેદ દાખલ કર્યો છે. (તા. ૧૯-૨-૨૦૦૪થી અમલી)

[1]**૩૩૯.** (૧) રાષ્ટ્રપતિ આ સંવિધાનના આરંભ પછી, કોઈપણ સમયે હુકમ કરીને [2]* * * રાજ્યોમાંના [+]અનુસૂચિત વિસ્તારોના વહીવટ અને તેમાંની અનુસૂચિત આદિજાતિઓના કલ્યાણ અંગે રિપોર્ટ કરવા એક આયોગ નીમી શકશે અને આ સંવિધાનના આરંભથી દસ વર્ષ પૂરાં થયે તેઓએ હુકમ કરીને એવું આયોગ નીમવું જોઈશે.

**અનુસૂચિત વિસ્તારોના વહીવટ અને અનુસૂચિત આદિજાતિઓના કલ્યાણ બાબતમાં સંઘનું નિયંત્રણ.**

તે હુકમથી આયોગની રચના, સત્તા અને કાર્યરીતિ મુકરર કરી શકાશે, અને તેમાં રાષ્ટ્રપતિ જરૂરી કે ઈચ્છાવાજોગ ગણે તેવી આનુષંગિક અથવા સહાયક જોગવાઈઓનો સમાવેશ થઈ શકશે.

(૨) સંઘની કારોબારી સત્તા [3][કોઈ રાજ્યને] તે રાજ્યમાંની અનુસૂચિત આદિજાતિના કલ્યાણ માટે આવશ્યક હોય તેવી આદેશમાં નિર્દિષ્ટ કરેલી યોજનાઓ ઘડવાના અને તેનો અમલ કરવાના આદેશો આપવા સુધી વિસ્તરશે.

**૩૪૦.** (૧) ભારતના રાજ્યક્ષેત્રની અંદર સામાજિક અને શૈક્ષણિક રીતે પછાત વર્ગોની સ્થિતિ અને તેમણે વેઠવી પડતી મુશ્કેલીઓની તપાસ કરવા અને તેવી મુશ્કેલીઓ દૂર કરવા અને તેમની સ્થિતિ સુધારવા માટે સંઘે અથવા કોઈ રાજ્યે લેવાં જોઈતાં પગલાં વિષે અને સંઘે અથવા કોઈ રાજ્યે તે હેતુ માટે આપવા જોઈતા અનુદાન વિષે અને તેવા અનુદાન જે શરતોએ આપવા જોઈએ તે વિષે ભલામણો કરવા માટે રાષ્ટ્રપતિ, હુકમ કરીને, પોતાને યોગ્ય લાગે તેવી વ્યક્તિઓનું બનેલું એક આયોગ નીમી શકશે અને આવા આયોગની નિમણૂક કરતા હુકમથી તે આયોગને અનુસરવાની કાર્યરીતિ મુકરર કરી શકશે.

**પછાત વર્ગોની સ્થિતિની તપાસ કરવા માટે આયોગની નિમણૂક.**

(૨) એવી રીતે નીમેલું આયોગ, તેને વિચારણા માટે સોંપેલી બાબતોની તપાસ કરશે અને તેને જણાવેલી હકીકતો દર્શાવતો અને પોતાને યોગ્ય લાગે તેવી ભલામણો કરતો રિપોર્ટ રાષ્ટ્રપતિ સમક્ષ રજૂ કરશે.

(૩) એ રીતે રજૂ થયેલા રિપોર્ટ ઉપર લેવામાં આવેલાં પગલાંની સમજૂતી આપતી યાદી સાથે રાષ્ટ્રપતિ તે રિપોર્ટની એક નકલ સંસદના દરેક ગૃહ સમક્ષ મુકાવશે.

**૩૪૧.** (૧) કઈ જ્ઞાતિઓ, જાતિઓ કે આદિજાતિઓને અથવા જ્ઞાતિઓ, જાતિઓ કે આદિજાતિઓના કયા ભાગોને અથવા તેની અંદરના કયા જૂથોને, યથાપ્રસંગ, કોઈ રાજ્ય [4][અથવા સંઘ રાજ્યક્ષેત્ર] સંબંધમાં આ સંવિધાનના હેતુઓ માટે અનુસૂચિત, જાતિઓ ગણવી તે રાષ્ટ્રપતિ [5][ તે રાજ્ય [4][અથવા સંઘ રાજ્યક્ષેત્ર] માટે પરંતુ [6]* * * રાજ્યની બાબતમાં તેના રાજ્યપાલ [7]* * * સાથે વિચારવિનિમય કરીને [8]રાજપત્રિત જાહેરનામાથી નિર્દિષ્ટ કરી શકશે.

**અનુસૂચિત જાતિઓ.**

(૨) કોઈ જ્ઞાતિ, જાતિ કે આદિજાતિઓનો અથવા કોઈ જ્ઞાતિ, જાતિ કે આદિજાતિના ભાગનો અથવા તેની અંદરના જૂથોનો ખંડ (૧) હેઠળ કાઢેલા જાહેરનામામાં નિર્દિષ્ટ કરેલી

---

૧. અનુચ્છેદ ૩૩૯ જમ્મુ અને કાશ્મીર રાજયને લાગુ પડશે નહિ. [+] જમ્મુ અને કાશ્મીર રાજયને અનુચ્છેદ ૩૩૯ લાગુ પડે ત્યારે, ''અનુસૂચિત વિસ્તારોના વહીવટ'' એ શબ્દો કમી કરવા.

૨. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ ૧૯૫૬ની કલમ ૨૯ અને અનુસૂચિથી ''પહેલી અનુસૂચિના ભાગ-ક અને ભાગ ખ માં નિર્દિષ્ટ કરેલા'' એ શબ્દો અને અક્ષરો કમી કર્યા છે.

૩. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ ૧૯૫૬ની કલમ ૨૯ અને અનુસૂચિથી ''એવા કોઈ રાજ્ય'' એ શબ્દોના સ્થાને આ શબ્દો મૂક્યા છે.

૪. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૯ અને અનુસૂચિથી આ શબ્દો દાખલ કર્યા છે.

૫. સંવિધાન (પ્રથમ સુધારા) અધિનિયમ, ૧૯૫૧ની કલમ ૧૦થી ''કોઈ રાજ્યના રાજ્યપાલ કે રાજપ્રમુખ'' એ શબ્દોને સ્થાને આ શબ્દો મૂક્યા છે.

૬. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૯ અને અનુસૂચિથી ''પહેલી અનુસૂચિના ભાગ ક અથવા ભાગ ખ માં નિર્દિષ્ટ કરેલા'' એ શબ્દો અને અક્ષરો કમી કર્યા છે.

૭. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૯ અને અનુસૂચિથી ''અથવા રાજપ્રમુખ'' એ શબ્દો કમી કર્યા છે.

૮. જુઓ ભારતના રાજપત્ર, અસાધારણ ભાગ-૨, વિભાગ-૩, પાના ૧૬૩ ઉપરના સન ૧૯૫૦ના ઓગષ્ટ મહિનાની ૧૦મી તારીખના વિધિ મંત્રાલયના જાહેરનામા (નંબર સી.ઓ.૧૯) સાથે પ્રસિદ્ધ થયેલો વખતોવખત સુધાર્યા મુજબનો સંવિધાન (અનુસૂચિત જાતિ) હુકમ, ૧૯૫૦; ભારતના રાજપત્ર, અસાધારણ ભાગ-૨, વિભાગ-૩, પાના ૧૧૯૮ ઉપરના સન ૧૯૫૧ના સપ્ટેમ્બર મહિનાની ૨૯મી તારીખના વિધિ મંત્રાલયના જાહેરનામા (નંબર સી.ઓ.૩૨) સાથે પ્રસિદ્ધ થયેલો સંવિધાન (અનુસૂચિત જાતિ) (સંઘ રાજ્યક્ષેત્ર) હુકમ, ૧૯૫૧; ભારતના રાજપત્ર, અસાધારણ ભાગ-૨, વિભાગ-૩ પાના ૨૬૮૬-ક ઉપરના સન ૧૯૫૬ના ડિસેમ્બર મહિનાની ૨૨મી તારીખના વિધિ મંત્રાલયના જાહેરનામા (નંબર સી.ઓ.૫૨) સાથે પ્રસિદ્ધ થયેલો સંવિધાન (જમ્મુ અને કાશ્મીર) અનુસૂચિત જાતિ હુકમ, ૧૯૫૬; ભારતના રાજપત્ર, અસાધારણ ભાગ-૨, વિભાગ-૩ (૧), પાના ૩૮૯ ઉપરના સન ૧૯૬૨ના જૂન મહિનાની ૩૦મી તારીખના વિધિ મંત્રાયલના જાહેરનામા (નંબર સી.ઓ.૬૪) સાથે પ્રસિદ્ધ થયેલો સંવિધાન (દાદરા અને નગર હવેલી) અનુસૂચિત જાતિ હુકમ, ૧૯૬૨; અને ભારતના રાજપત્ર અસાધારણ ભાગ-૨, વિભાગ-૩ (૧), પાના ૩૨૭ ઉપરના સન ૧૯૬૪ના માર્ચ મહિનાની ૫મી તારીખના વિધિ મંત્રાલયના જાહેરનામા (નંબર સી.ઓ.૬૮) સાથે પ્રસિદ્ધ થયેલો સંવિધાન (પોંડેચેરી) અનુસૂચિત જાતિ હુકમ, ૧૯૬૪ અને ભારતના રાજપત્ર, અસાધારણ ભાગ-૨, વિભાગ-૨, વિભાગ-૩ (૧), પાના ૭ ઉપરના સન ૧૯૬૮ના જાન્યુઆરી મહિનાની ૧૨મી તારીખના વિધિ મંત્રાલયના જાહેરનામા (નંબર સી.ઓ.૮૧) સાથે પ્રસિદ્ધ થયેલો સંવિધાન (ગોવા, દમણ અને દીવ) અનુસૂચિત જાતિ હુકમ, ૧૯૬૮.

અનુસૂચિત જાતિઓની યાદીમાં કાયદાથી સંસદ સમાવેશ કરી શકશે અથવા તેમાંથી તેને કાઢી નાખી શકશે, પણ ઉપર જણાવ્યા પ્રમાણે હોય તે સિવાય સદરહુ ખંડ હેઠળ કાઢેલા જાહેરનામામાં તે પછીના કોઈ જાહેરનામાથી ફેરફાર કરી શકાશે નહિ.

**અનુસૂચિત આદિજાતિઓ.** [૧]**૩૪૨.** (૧) કઈ આદિજાતિઓને અથવા આદિજાતિ સમુદાય અથવા આદિજાતિઓ કે આદિજાતિ સમુદાયના કયા ભાગોને અથવા તેની અંદરના કયા જૂથોને, યથાપ્રસંગ, કોઈ રાજ્ય [૨][અથવા સંઘ રાજ્યક્ષેત્ર] સંબંધમાં આ સંવિધાનના હેતુઓ માટે અનુસૂચિત આદિજાતિઓ ગણવી તે રાષ્ટ્રપતિ, [૩][તે રાજ્ય [૨][અથવા સંઘ રાજ્યક્ષેત્ર] માટે પરંતુ [૪]* * * * રાજ્યની બાબતમાં તેના રાજ્યપાલ [૫]* * *] સાથે વિચાર વિનિમય કરીને રાજપત્રિત [૬]જાહેરનામાથી નિર્દિષ્ટ કરી શકશે.

(૨) કોઈ આદિજાતિ કે આદિજાતિ સમુદાયનો અથવા કોઈ આદિજાતિનો કે આદિજાતિ સમુદાયના ભાગનો અથવા તેની અંદરનાં જૂથોનો ખંડ (૧) હેઠળ કાઢેલા જાહેરનામામાં નિર્દિષ્ટ કરેલી અનુસૂચિત આદિજાતિની યાદીમાં, કાયદાથી સંસદ સમાવેશ કરી શકશે અથવા તેમાંથી તેને કાઢી નાંખી શકશે, પણ ઉપર જણાવ્યા પ્રમાણે હોય તે સિવાય, સદરહુ ખંડ હેઠળ કાઢેલા જાહેરનામામાં તે પછીના કોઈ જાહેરનામાથી ફેરફાર કરી શકાશે નહિ.

## [૭]ભાગ-૧૭

## રાજભાષા

### પ્રકરણ-૧

### સંઘની ભાષા

**સંઘની રાજભાષા.** **૩૪૩.** (૧) સંઘની રાજભાષા દેવનાગરી લિપિવાળી હિન્દી રહેશે.

સંઘના સરકારી હેતુઓ માટે વાપરવાના સંખ્યાંકોનું રૂપ, ભારતીય સંખ્યાંકોનું આંતરરાષ્ટ્રીય રૂપ રહેશે.

(૨) ખંડ (૧) માં ગમે તે મજકૂર હોય તે છતાં, આ સંવિધાનના આરંભની તરત પહેલાં અંગ્રેજી ભાષા સંઘના જે સરકારી હેતુઓ માટે વપરાતી હોય તે તમામ હેતુઓ માટે એ આરંભથી પંદર વર્ષ સુધી તે વપરાવી ચાલુ રહેશે;

પરંતુ રાષ્ટ્રપતિ સદરહુ મુદત દરમિયાન,[૮]હુકમ કરીને, સંઘના કોઈ પણ સરકારી હેતુ માટે અંગ્રેજી ભાષા ઉપરાંત હિન્દી ભાષાના અને ભારતીય સંખ્યાંકોના આંતરરાષ્ટ્રીય રૂપ ઉપરાંત સંખ્યાંકોના દેવનાગરી રૂપના ઉપયોગને અધિકૃત કરી શકશે.

---

૧. અનુચ્છેદ ૩૪૨ જમ્મુ અને કાશ્મીર રાજયને લાગુ પડશે નહિ.

૨. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૯ અને અનુસૂચિથી આ મજકૂર દાખલ કર્યો છે.

૩. સંવિધાન (-થમ સુધારા) અધિનિયમ, ૧૯૫૧ની કલમ ૧૧થી ''રાજયના રાજયપાલ અથવા' રાજપ્રમુખ'' એ શબ્દોને બદલે આ શબ્દો મૂકર્યા છે.

૪. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૯ અને અનનુસૂચિથી '' પહેલી અનુસૂચિના ભાગ ક અથવા ભાગ ખ માં નિર્દિષ્ટ કરેલા '' એ શબ્દો અને અક્ષરો કમી કર્યા છે.

૫. એજનથી '' અથવા રાજ- મુખ '' એ શબ્દો કમી કર્યા છે.

૬. જુઓ ભારતના રાજપત્ર, અસાધારણ ભાગ-૨, વિભાગ-૩, પાના ૫૯૭ ઉપરના સન ૧૯૫૦ના સપ્ટેમ્બર મહિનાની ૬ઠ્ઠી તારીખના વિધિ મંત્રાલયના જાહેરનામા (નંબર સી.ઓ.૨૨) સાથે પ્રસિદ્ધ થયેલો વખતોવખત સુધાર્યા મુજબનો સંવિધાન (અનુસૂચિત જાતિ) હુકમ, ૧૯૫૦; ભારતના રાજપત્ર, અસાધારણ ભાગ-૨, વિભાગ-૩, પાના ૧૧૯૮ ઉપરના સન ૧૯૫૧ના સપ્ટેમ્બર મહિનાની ૨૦મી તારીખના વિધિ મંત્રાલયના જાહેરનામા (નંબર સી.ઓ.૩૩) સાથે પ્રસિદ્ધ થયેલો સંવિધાન (અનુસૂચિત જાતિ) (સંઘ રાજ્યક્ષેત્રો) હુકમ, ૧૯૫૧; ભારતના રાજપત્ર, અસાધારણ ભાગ-૨, વિભાગ-૩ (૧), પાના ૧૫૧ ઉપરના સન ૧૯૫૯ના માર્ચ મહિનાની ૩૧મી તારીખના વિધિ મંત્રાલયના જાહેરનામા (નંબર સી.ઓ.૫૮) સાથે પ્રસિદ્ધ થયેલો સંવિધાન (આંદામાન અને નિકોબાર ટાપુઓ) અનુસૂચિત આદિજાતિ હુકમ, ૧૯૫૦; ભારતના રાજપત્ર, અસાધારણ ભાગ-૨, વિભાગ-૩ (૧), પાના ૩૮૯ ઉપરના સન ૧૯૫૨ના જૂન મહિનાની ૩૦મી તારીખના વિધિ મંત્રાયલના જાહેરનામા (નંબર સી.ઓ.૬૫) સાથે પ્રસિદ્ધ થયેલો સંવિધાન (દાદરા અને નગર હવેલી) અનુસૂચિત આદિજાતિ હુકમ, ૧૯૬૨; ભારતના રાજપત્ર અસાધારણ ભાગ-૨, વિભાગ-૩ (૧), પાના ૩૧૧ ઉપરના સન ૧૯૬૭ના જૂન મહિનાની ૨૪મી તારીખના વિધિ મંત્રાલયના જાહેરનામા (નંબર સી.ઓ.૭૮) સાથે પ્રસિદ્ધ થયેલો સંવિધાન (અનુસૂચિત આદિજાતિ) (ઉત્તરપ્રદેશ) હુકમ, ૧૯૬૭; ભારતના રાજપત્ર, અસાધારણ ભાગ-૨, વિભાગ-૩ (૧), પાના ૮ ઉપરના સન ૧૯૬૮ના જાન્યુઆરી મહિનાની ૧૨મી તારીખના વિધિ મંત્રાલયના જાહેરનામા (નંબર સી.ઓ.૮૨) સાથે પ્રસિદ્ધ થયેલો સંવિધાન (ગોવા, દમણ અને દીવ) અનુસૂચિત આદિજાતિ હુકમ, ૧૯૬૮ અને ભારતના રાજપત્ર, અસાધારણ ભાગ-૨, (વિભાગ-૩ (૧), પાના ૬૪૧ ઉપરના સન ૧૯૭૦ના જુલાઈ મહિનાની ૨૩મી તારીખના વિધિ મંત્રાલયના જાહેરનામા (નંબર સી.ઓ.૮૮) સાથે પ્રસિદ્ધ થયેલો સંવિધાન (નાગાલેન્ડ) અનુસૂચિત આદિજાતિ હુકમ, ૧૯૭૦.

૭. આ ભાગની જોગવાઈઓ, નીચેની બાબતોને લગતી હોય તેટલે અંશે જ જમ્મુ અને કાશ્મીર રાજયને લાગુ પડશે :-
   (૧) સંઘની રાજભાષા;
   (૨) એક રાજ્ય અને બીજા રાજ્ય વચ્ચે અથવા કોઈ રાજ્ય અને સંઘ વચ્ચે વ્યવહાર માટેની રાજભાષા, અને
   (૩) ઉચ્ચત્તમ ન્યાયાલયમાંની કાર્યવાહીની ભાષા.

૮. જુઓ સી.ઓ. ૪૧.

(૩) આ અનુચ્છેદમાં ગમે તે મજકૂર હોય તે છતાં, સંસદ, કાયદાથી તેમાં નિર્દિષ્ટ કરવામાં આવે તે હેતુ માટે સદરહુ પંદર વર્ષની મુદત પછી-

(ક) અંગ્રેજી ભાષાનો, અથવા

(ખ) સંખ્યાકોના દેવનાગરી રૂપનો,

ઉપયોગ કરવા માટે જોગવાઈ કરી શકશે.

**રાજભાષા માટે આયોગ અને સંસદની સમિતિ.**

**૩૪૪.** (૧) આ સંવિધાનના આરંભથી પાંચ વર્ષ પૂરાં થયે અને ત્યારબાદ એવા આરંભથી દસ વર્ષ પૂરા થયે, રાષ્ટ્રપતિ હુકમ કરીને, એક આયોગની રચના કરશે, અને તે રાષ્ટ્રપતિ નીમે તેવા અધ્યક્ષ અને આઠમી અનુસૂચિમાં નિર્દિષ્ટ કરેલી જુદી જુદી ભાષાઓનું પ્રતિનિધિત્વ ધરાવતા હોય એવા બીજા સભ્યોનું બનશે અને આયોગે અનુસરવાની કાર્યરીતિ તે હુકમથી મુકરર કરવામાં આવશે.

(૨) આયોગની ફરજ,-

(ક) સંઘના સરકારી હેતુઓ માટે હિન્દી ભાષાની ઉત્તરોત્તર અધિક વપરાશ વિષે;

(ખ) સંઘના તમામ અથવા કોઈ સરકારી હેતુ માટે અંગ્રેજી ભાષાના ઉપયોગ ઉપર નિયંત્રણો વિષે;

(ગ) અનુચ્છેદ ૩૪૮માં જણાવેલા તમામ અથવા કોઈ હેતુ માટે વાપરવાની ભાષા વિષે;

(ઘ) સંઘના નિર્દિષ્ટ કરેલા એક કે વધુ હેતુઓ માટે વાપરવાના સંખ્યાકોના રૂપ વિષે;

(ચ) સંઘની રાજભાષા અને સંઘ અને કોઈ રાજ્ય વચ્ચેના અથવા એક રાજ્ય અને બીજા રાજ્ય વચ્ચેના વ્યવહાર માટેની ભાષા અને તેની વપરાશ સંબંધી રાષ્ટ્રપતિએ આયોગને વિચાર માટે મોકલેલી બીજી કોઈ બાબત વિષે,

રાષ્ટ્રપતિને ભલામણ કરવાની રહેશે.

(૩) ખંડ (૨) હેઠળ પોતાની ભલામણો કરતી વખતે, આયોગે ભારતના ઔદ્યોગિક, સાંસ્કૃતિક અને વૈજ્ઞાનિક ઉત્કર્ષનો અને બિન-હિન્દીભાષી વિસ્તારના લોકોનાં જાહેર સેવાઓ સંબંધમાં યોગ્ય દાવાઓ અને હિતોનો ઘટતો ખ્યાલ રાખવો જોઈશે.

(૪) ત્રીસ સભ્યોની બનેલી એક સમિતિ રચવામાં આવશે, જેમાંના વીસ લોકસભાના અને દસ રાજ્યસભાના સભ્યો હોવા જોઈશે, જેમની ચૂંટણી અનુક્રમે લોકસભાના અને રાજ્યસભાના સભ્યો પ્રમાણસર પ્રતિનિધિત્વ અનુસાર ક્રમિક મત પદ્ધતિથી કરશે.

(૫) ખંડ (૧) હેઠળ રચાયેલા આયોગની ભલામણો તપાસી જઈ તે ઉપર રાષ્ટ્રપતિને પોતાના અભિપ્રાય વિષે રિપોર્ટ આપવાની તે સમિતિની ફરજ રહેશે.

(૬) અનુચ્છેદ ૩૪૩માં ગમે તે મજકૂર હોય તે છતાં, રાષ્ટ્રપતિ ખંડ (૫) માં ઉલ્લેખેલા રિપોર્ટ ઉપર વિચારણા કર્યા પછી, સમગ્ર રિપોર્ટ કે તેના કોઈ ભાગ અનુસાર આદેશ કાઢી શકશે.

## પ્રકરણ ૨

## પ્રાદેશિક ભાષાઓ

**રાજ્યની રાજભાષા કે રાજભાષાઓ.**

**૩૪૫.** અનુચ્છેદો ૩૪૬ અને ૩૪૭ની જોગવાઈઓને અધીન રહીને, કોઈ રાજ્યનું વિધાનમંડળ તે રાજ્યમાં વપરાતી એક કે વધુ ભાષાઓને અથવા હિન્દીને રાજ્યના તમામ અથવા કોઈ સરકારી હેતુ માટે વાપરવાની ભાષા અથવા ભાષાઓ તરીકે કાયદાથી અપનાવી શકશે :

પરંતુ રાજ્યનું વિધાનમંડળ કાયદાથી અન્યથા જોગવાઈ ન કરે ત્યાં સુધી, આ સંવિધાનના આરંભની તરત પહેલાં રાજ્યની અંદર જે સરકારી હેતુઓ માટે અંગ્રેજી ભાષા વપરાતી હોય તે હેતુઓ માટે તે વપરાવી ચાલુ રહેશે.

**એક રાજ્ય અને બીજા રાજ્ય વચ્ચે અથવા કોઈ રાજ્ય અને સંઘ વચ્ચેના વ્યવહાર માટેની રાજભાષા.**

**૩૪૬.** સંઘમાં સરકારી હેતુઓ માટે વાપરવાની તે સમયે અધિકૃત કરેલી ભાષા,એક રાજ્ય અને બીજા રાજ્ય વચ્ચે તથા કોઈ રાજ્ય અને સંઘ વચ્ચેના વ્યવહાર માટેની રાજભાષા ગણાશે :

પરંતુ બે કે વધુ રાજ્યો પોતાની વચ્ચેના વ્યવહારની રાજભાષા હિન્દી ભાષા રાખવા સંમત થાય તો, તે ભાષા તેવા વ્યવહાર માટે વાપરી શકાશે.

**રાજ્યની વસ્તીના કોઈ ભાગમાં બોલાતી ભાષા સંબંધી ખાસ જોગવાઈ.**

**૩૪૭.** રાષ્ટ્રપતિને ખાતરી થાય કે કોઈ રાજ્યની વસ્તીનો સારો એવો ભાગ, પોતે બોલતો હોય તેવી કોઈ ભાષા વાપરવાનું તે રાજ્ય માન્ય રાખે એમ ઈચ્છે છે, તો એવી માંગણી થયે તે સમગ્ર રાજ્યમાં કે તેના કોઈ ભાગમાં તેઓ નિર્દિષ્ટ કરે તેવા હેતુ માટે તે ભાષા પણ સત્તાવાર રીતે માન્ય રાખવામાં આવે એવો આદેશ કરી શકશે.

## પ્રકરણ ૩

## ઉચ્ચતમ ન્યાયાલય, ઉચ્ચ ન્યાયાલયો, વગેરેની ભાષા

**ઉચ્ચતમ ન્યાયાલયમાં અને ઉચ્ચ ન્યાયાલયોમાં અને અધિનિયમો, વિધેયકો, વગેરે માટે વાપરવાની ભાષા.**

**૩૪૮.** (૧) આ ભાગની પૂર્વવર્તી જોગવાઈઓમાં ગમે તે મજકૂર હોય તે છતાં, સંસદ, કાયદાથી અન્યથા જોગવાઈ ન કરે ત્યાં સુધી-

(ક) ઉચ્ચતમ ન્યાયાલયની અને દરેક ઉચ્ચ ન્યાયાલયની તમામ કાર્યવાહી;

(ખ) (૧) સંસદનાં બેમાંથી કોઈ ગૃહમાં અથવા કોઈ રાજ્યના વિધાનમંડળના ગૃહ કે બેમાંથી કોઈ ગૃહમાં રજૂ કરવાના તમામ વિધેયકો અથવા પ્રસ્તાવિત થનારા તેના સુધારાઓના,

(૨) સંસદે કોઈ રાજ્યના વિધાનમંડળે પસાર કરેલા તમામ અધિનિયમોના અને રાષ્ટ્રપતિએ અથવા કોઈ રાજ્યના રાજ્યપાલે [૧]* * * * પ્રસિદ્ધ કરેલા તમામ વટહુકમોના, અને

(૩) આ સંવિધાન હેઠળ અથવા સંસદે અથવા કોઈ રાજ્યના વિધાનમંડળે કરેલા કાયદા હેઠળ કાઢેલા તમામ હુકમો, નિયમો, વિનિયમો અને ઉપ-નિયમોના,

અધિકૃત પાઠો,

અંગ્રેજી ભાષામાં રહેશે.

(૨) ખંડ (૧)ના પેટા-ખંડ (ક)માં ગમે તે મજકૂર હોય તે છતાં, કોઈ રાજ્યના રાજ્યપાલ [૧]* * * * રાષ્ટ્રપતિની પૂર્વસંમતિથી તે રાજ્યમાં જેનું મુખ્ય મથક હોય તે ઉચ્ચ ન્યાયાલયની કાર્યવાહીમાં હિન્દી ભાષાની અથવા તે રાજ્યના કોઈ સરકારી હેતુઓ માટે વપરાતી બીજી ભાષાના વપરાશને અધિકૃત કરી શકશે :

પરંતુ એવા ઉચ્ચ ન્યાયાલયે આપેલ કોઈ ફેંસલા અથવા કરેલા કોઈ હુકમનામા કે હુકમને આ ખંડમાંનો કોઈપણ મજકૂર લાગુ પડશે નહિ.

(૩) ખંડ (૧)ના પેટા-ખંડ (ખ)માં ગમે તે મજકૂર હોય તે છતાં, કોઈ રાજ્યના વિધાનમંડળમાં રજૂ કરેલાં વિધેયકોમાં કે તેણે પસાર કરેલા અધિનિયમોમાં અથવા તે રાજ્યના રાજ્યપાલે [૧]* * * પ્રસિદ્ધ કરેલાં વટહુકમોમાં અથવા પેટા-ખંડના પરિચ્છેદ (૩)માં ઉલ્લેખેલા કોઈ હુકમ, નિયમ, કે વિનિયમ અથવા ઉપ-નિયમમાં વાપરવા માટે તે રાજ્યના વિધાનમંડળે અંગ્રેજી ભાષા સિવાયની કોઈ ભાષા ઠરાવી હોય ત્યારે, તે રાજ્યના રાજ્યપાલના [૧]* * * અધિકાર હેઠળ તે રાજ્યના રાજપત્રમાં પ્રસિદ્ધ કરેલું તેનું અંગ્રેજી ભાષામાં કરેલું ભાષાંતર આ અનુચ્છેદ હેઠળ તેનો અંગ્રેજી ભાષામાં અધિકૃત પાઠ છે એમ ગણાશે.

---

[૧] સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૯ અને અનુસૂચિથી ''અથવા રાજપ્રમુખ'' એ શબ્દો કમી કર્યા છે.

**૩૪૯.** આ સંવિધાનના આરંભથી પંદર વર્ષની મુદત દરમિયાન, અનુચ્છેદ ૩૪૮ના ખંડ (૧)માં જણાવેલા કોઈ હેતુ માટે વાપરવાની ભાષા માટે જોગવાઈઓ કરતું કોઈ વિધેયક કે સુધારો રાષ્ટ્રપતિની પૂર્વમંજૂરી સિવાય, સંસદના કોઈ ગૃહમાં રજૂ કે પ્રસ્તાવિત કરી શકાશે નહિ અને અનુચ્છેદ ૩૪૪ના ખંડ (૧) હેઠળ રચાયેલા આયોગની ભલામણો અને તે અનુચ્છેદના ખંડ (૪) હેઠળ રચાયેલી સમિતિનો રિપોર્ટ વિચારણામાં લીધા સિવાય, રાષ્ટ્રપતિ એવા કોઈ વિધેયકને રજૂ કરવાની અથવા એવા કોઈ સુધારાને પ્રસ્તાવિત કરવાની મંજૂરી આપશે નહિ. **ભાષા સંબંધી અમુક કાયદાઓ કરવા માટે ખાસ કાર્યરીતિ.**

## પ્રકરણ ૪
## ખાસ આદેશો

**૩૫૦.** કોઈ અસંતોષના નિવારણ માટે સંઘ કે રાજ્યના કોઈ અધિકારી અથવા સત્તાધિકારી સમક્ષ, યથાપ્રસંગ, સંઘ કે રાજ્યમાં વપરાતી કોઈ ભાષામાં રજૂઆત કરવાનો દરેક વ્યક્તિને હક રહેશે. **અસંતોષના નિવારણ માટેની રજૂઆતમાં વાપરવાની ભાષા.**

[1][**૩૫૦ક.** ભાષાકીય લઘુમતી જૂથોના બાળકોને શિક્ષણની પ્રાદેશિક કક્ષાએ માતૃભાષામાં શિક્ષણ આપવાની પૂરતી સગવડો કરી આપવા માટે દરેક રાજ્યે અને રાજ્યોમાંના દરેક સ્થાનિક સત્તામંડળે પ્રયાસ કરવો જોઈશે; અને એવી સગવડો કરી આપવા માટે રાષ્ટ્રપતિ, પોતાને જરૂરી અથવા યોગ્ય લાગે તેવા આદેશો કોઈપણ રાજ્યને આપી શકાશે. **પ્રાથમિક કક્ષાએ માતૃભાષામાં શિક્ષણ આપવાની સગવડ.**

**૩૫૦ખ.** (૧) ભાષાકીય લઘુમતીઓ માટે એક ખાસ અધિકારી રહેશે, જેની નિમણૂક રાષ્ટ્રપતિ કરશે. **ભાષાકીય લઘુમતીઓ માટે ખાસ અધિકારી.**

(૨) આ સંવિધાન હેઠળ ભાષાકીય લઘુમતીઓ માટે રાખેલી સલામતીઓ સંબંધી તમામ બાબતોની તપાસ કરવાની અને રાષ્ટ્રપતિ આદેશ કરે તેવા સમયાન્તરે તે બાબતો ઉપર રાષ્ટ્રપતિને રિપોર્ટ આપવાની તે ખાસ અધિકારીની ફરજ રહેશે અને રાષ્ટ્રપતિ તેવા તમામ રિપોર્ટો સંસદના દરેક ગૃહ સમક્ષ મુકાવશે તેમ જ સંબંધિત રાજ્યોની સરકારોને મોકલાવશે.]

**૩૫૧.** હિન્દી ભાષાનો પ્રચાર વધારવાની, ભારતની સંમિશ્ર સંસ્કૃતિનાં તમામ તત્ત્વોની અભિવ્યક્તિનું તે માધ્યમ બની શકે તે રીતે તેનો વિકાસ કરવાની અને તેની પ્રકૃતિમાં વિક્ષેપ કર્યા વિના, હિન્દુસ્તાનીમાં અને આઠમી અનુસૂચિમાં નિર્દિષ્ટ કરેલી ભારતની બીજી ભાષાઓમાં વપરાતાં રૂપો, શૈલી અને શબ્દપ્રયોગો તેમાં સમાવી લઈને અને જરૂરી કે ઈચ્છવાજોગ હોય ત્યાં તેના શબ્દભંડોળ માટે મુખ્યત્વે સંસ્કૃતનો અને ગૌણપણે બીજી ભાષાઓનો ઉપયોગ કરીને તેને સમૃદ્ધ કરવાની, સંઘની ફરજ રહેશે. **હિન્દી ભાષાના વિકાસ માટે આદેશ.**

## ભાગ ૧૮
## કટોકટી અંગે જોગવાઈઓ

[2]**૩૫૨.** (૧) રાષ્ટ્રપતિને ખાતરી થાય કે એવી ગંભીર કટોકટી પ્રવર્તે છે કે જેને લીધે ભારતની અથવા તેના રાજ્યક્ષેત્રના કોઈ ભાગની સલામતી યુદ્ધને અથવા બાહ્ય આક્રમણને અથવા [3][સશસ્ત્ર બંડને] કારણે ભયમાં છે, તો તેઓ ઉદ્દઘોષણા કરીને, [4][સમગ્ર ભારતના અથવા ઉદ્દઘોષણામાં નિર્દિષ્ટ કરવામાં આવે તેવા તેના રાજ્યક્ષેત્રના ભાગના સંબંધમાં] તે મતલબની જાહેરાત કરી શકશે. **કટોકટીની ઉદ્દઘોષણા**

---

૧. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૧ થી આ અનુચ્છેદ દાખલ કર્યા છે.

૨. અનુચ્છેદ ૩૫૨ જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડે ત્યારે, એમાં નીચેનો ખંડ ઉમેરવામાં આવશે :-

''(૬) કોઈ આંતરિક અશાંતિ અથવા તેના તોળાઈ રહેલા ભયના જ કારણે કરેલી કોઈપણ કટોકટીની ઉદઘોષણા, જો-

(ક) જમ્મુ અને કાશ્મીર રાજ્યની વિનંતી ઉપરથી અથવા તેમની સહમતીથી કરવામાં આવી ન હોય, અથવા

(ખ) એ રીતે કરવામાં ન આવી હોય, ત્યારે રાષ્ટ્રપતિએ તે રાજ્યની વિનંતી ઉપરથી અથવા તે રાજ્ય સરકારની સહમતીથી પછીથી તે લાગુ પાડી ન હોય, તો તે રાજ્યના સંબંધમાં (અનુચ્છેદ ૩૫૪ના સંબંધમાં હોય તે સિવાય) અસરકર્તા થશે નહિ.''

૩. સંવિધાન (ચુંમાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૮ની કલમ ૩૭ના ખંડ (ક) (૧)થી અસલને સ્થાને આ શબ્દો મૂક્યા છે. (તારીખ ૨૦-૬-૧૯૭૯થી અમલી.)

૪. સંવિધાન (બેંતાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ની કલમ ૪૮ (ક)થી આ મજકૂર દાખલ કર્યો છે. (તારીખ ૩-૦૧-૧૯૭૭થી અમલી.)

[1][**સ્પષ્ટીકરણ.-** રાષ્ટ્રપતિને એવી ખાતરી થાય કે યુદ્ધનો અથવા બાહ્ય આક્રમણનો અથવા સશસ્ત્ર બંડનો ભય તોળાઈ રહ્યો છે તો યુદ્ધ કે એવું કોઈ આક્રમણ અથવા બંડ ખરેખર થયા પહેલાં ભારતની અથવા તેના રાજ્યક્ષેત્રના કોઈ ભાગની સલામતી એ રીતે ભયમાં છે એવું જાહેર કરતી કટોકટીની ઉદ્‌ઘોષણા કરી શકાશે.]

[2][(૨) ખંડ (૧) હેઠળ બહાર પાડેલી ઉદ્‌ઘોષણામાં ત્યારપછીની ઉદ્‌ઘોષણાથી ફેરફાર કરી શકાશે અથવા તે રદ કરી શકાશે.

(૩) રાષ્ટ્રપતિથી ખંડ (૧) હેઠળની ઉદ્‌ઘોષણા અથવા આવી ઉદ્‌ઘોષણામાં ફેરફાર કરતી ઉદ્‌ઘોષણા બહાર પાડી શકાશે નહિ, સિવાય કે આવી ઉદ્‌ઘોષણા બહાર પાડી શકાય છે એવો સંઘ મંત્રીમંડળ (એટલે કે, અનુચ્છેદ ૭૫ હેઠળ નિમાયેલ પ્રધાનમંત્રી અને કેબીનેટ કક્ષાના બીજા મંત્રીઓના બનેલા મંત્રીમંડળ)નો નિર્ણય લેખિત રૂપમાં તેમને જણાવવામાં આવ્યો હોય.

(૪) આ અનુચ્છેદ હેઠળ બહાર પાડેલી તમામ ઉદ્‌ઘોષણા, સંસદના દરેક ગૃહ સમક્ષ મૂકવામાં આવશે અને તે અગાઉની ઉદ્‌ઘોષણા રદ કરતી ઉદ્‌ઘોષણા હોય તે સિવાય, એક મહિનાની મુદત પૂરી થતાં પહેલાં સંસદનાં બન્ને ગૃહોના ઠરાવોથી માન્ય રાખવામાં આવી ન હોય, તો તે મુદત પૂરી થતાં અમલમાં રહેતી બંધ થશે :

પરંતુ (અગાઉની ઉદ્‌ઘોષણા રદ કરતી ઉદ્‌ઘોષણા ન હોય) એવી કોઈ ઉદ્‌ઘોષણા લોકસભાનું વિસર્જન થઈ ગયું હોય તે સમયે બહાર પાડવામાં આવે તો અથવા આ ખંડમાં ઉલ્લેખલ એક મહિનાની મુદત દરમિયાન લોકસભાનું વિસર્જન થાય અને ઉદ્‌ઘોષણા માન્ય રાખતો ઠરાવ રાજ્યસભાએ પસાર કર્યો હોય પણ તે મુદત પૂરી થતાં પહેલાં આવી ઉદ્‌ઘોષણા અંગેનો કોઈ ઠરાવ લોકસભાએ પસાર કર્યો ન હોય, તો લોકસભાની પુર્નરચના થયા પછી તેની પ્રથમ બેઠક મળે તે તારીખથી ત્રીસ દિવસ પૂરા થાય તે પહેલાં ઉદ્‌ઘોષણા માન્ય રાખતો ઠરાવ લોકસભાએ પણ પસાર કર્યો ન હોય તો, સદરહુ ત્રીસ દિવસની મુદત પૂરી થયે તે ઉદ્‌ઘોષણા અમલમાં રહેશે નહિ.

(૫) એ રીતે માન્ય થયેલી ઉદ્‌ઘોષણા તેને રદ કરવામાં આવી ન હોય, તો ખંડ (૪) હેઠળ ઉદ્‌ઘોષણા માન્ય રાખતો બીજો ઠરાવ પસાર કર્યાની તારીખથી છ મહિનાની મુદત પૂરી થયે અમલમાં રહેશે નહિ :

પરંતુ એવી ઉદ્‌ઘોષણા અમલમાં ચાલુ રાખવાનું માન્ય રાખતો ઠરાવ સંસદનાં બન્ને ગૃહો જો અને જેટલી વાર પસાર કરે તો અને તેટલી વાર ઉદ્‌ઘોષણા, જો રદ કરવામાં ન આવી હોય તો, જે તારીખે આ ખંડ હેઠળ અન્યથા તેનો અમલ બંધ થયો હોત તે તારીખથી વધુ છ મહિનાની મુદત સુધી અમલમાં ચાલુ રહેશે :

વધુમાં, આવી કોઈ છ મહિનાની મુદત દરમિયાન લોકસભાનું વિસર્જન થાય અને આવી ઉદ્‌ઘોષણા અમલમાં ચાલુ રાખવાનું માન્ય કરતો ઠરાવ રાજ્યસભાએ પસાર કર્યો હોય, પણ એવી ઉદ્‌ઘોષણા અમલમાં ચાલુ રાખવા સંબંધી કોઈ ઠરાવ સદરહુ મુદત દરમિયાન લોકસભાએ પસાર કર્યો ન હોય તો, લોકસભાની પુર્નરચના થયા પછી તેની પ્રથમ બેઠક મળે તે તારીખથી ત્રીસ દિવસ પૂરા થાય તે પહેલાં ઉદ્‌ઘોષણા અમલમાં ચાલુ રાખવાનું માન્ય રાખતો ઠરાવ લોકસભાએ પણ પસાર કર્યો ન હોય, તો સદરહુ ત્રીસ દિવસની મુદત પૂરી થતાં તે ઉદ્‌ઘોષણા અમલમાં રહેશે નહિ.

---

૧. સંવિધાન (ચુંમાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૮ની કલમ ૩૭ના ખંડ (ક) (૨)થી આ સ્પષ્ટીકરણ દાખલ કર્યું છે. (તારીખ ૨૦-૬-૧૯૭૯થી અમલી.)

૨. એજનની કલમ ૩૭ના ખંડ (ખ)થી અસલ ખંડ (૨), (૨ક) અને (૩) ને સ્થાને આ ખંડો મૂક્યા છે. (તારીખ ૨૦-૬-૧૯૭૯થી અમલી.)

(૬) ખંડો (૪) અને (૫)ના હેતુઓ માટે સંસદમાં બેમાંથી એક ગૃહની કુલ સભ્ય-સંખ્યાની બહુમતીથી જ અને તે ગૃહના હાજર રહીને મત આપતા સભ્યોની બે તૃતીયાંશ કરતાં ઓછી ન હોય તેટલી બહુમતીથી જ ઠરાવ પસાર કરી શકાશે.

(૭) પૂર્વવર્તી ખંડોમાં ગમે તે મજકૂર હોય તે છતાં, રાષ્ટ્રપતિ ખંડ (૧) હેઠળ બહાર પાડેલી ઉદ્દઘોષણા અથવા એવી ઉદ્દઘોષણામાં ફેરફાર કરતી ઉદ્દઘોષણા, જો લોકસભા એવી ઉદ્દઘોષણા, યથાપ્રસંગ, અમાન્ય કરતો ઠરાવ અથવા અમલમાં ચાલુ રહેવાનું અમાન્ય કરતો ઠરાવ પસાર કરે તો, રદ કરશે.

(૮) લોકસભાના સભ્યોની કુલ સંખ્યાના એક દશાંશ કરતાં ઓછા ન હોય તેટલા સભ્યોએ ખંડ (૧) હેઠળ બહાર પાડેલી ઉદ્દઘોષણા અથવા એવી ઉદ્દઘોષણામાં ફેરફાર કરતી ઉદ્દઘોષણા અમાન્ય કરવા માટે અથવા યથાપ્રસંગ, અમલમાં ચાલુ રહેવાનું અમાન્ય કરવા માટેનો ઠરાવ રજૂ કરવાની તેમના ઈરાદાની લેખિત સહી કરેલ નોટિસ-

(ક) લોકસભાનું સત્ર ચાલુ હોય તો, અધ્યક્ષને, અથવા

(ખ) લોકસભાનું સત્ર ચાલુ ન હોય તો, રાષ્ટ્રપતિને,

આપી હોય ત્યારે, યથાપ્રસંગ, અધ્યક્ષને અથવા, રાષ્ટ્રપતિને આવી નોટિસ મળ્યાની તારીખથી ચૌદ દિવસની અંદર લોકસભાની ખાસ બેઠક એવા ઠરાવ ઉપર વિચારણા કરવાના હેતુ માટે ભરવામાં આવશે.]

[૧][[૨] [(૯)] આ અનુચ્છેદથી રાષ્ટ્રપતિને મળેલી સત્તામાં યુદ્ધ અથવા બાહ્ય આક્રમણ અથવા [૩][સશસ્ત્ર બંડનો] કે યુદ્ધનો અથવા બાહ્ય આક્રમણનો અથવા [૩][સશસ્ત્ર બંડ] નો ભય તોળાઈ રહ્યો હોય તેવાં જુદાં જુદાં કારણોસર જુદી જુદી ઉદ્દઘોષણા બહાર પાડવાની સત્તાનો સમાવેશ થશે, પછી ખંડ (૧) હેઠળ રાષ્ટ્રપતિએ કોઈ ઉદ્દઘોષણા બહાર પાડી હોય કે ન પાડી હોય અને એવી ઉદ્દઘોષણા અમલમાં હોય કે ન હોય.]

[૪]* * * * *

**૩૫૩.** કટોકટોની ઉદ્દઘોષણા અમલમાં હોય ત્યારે, **કટોકટીની ઉદ્દઘોષણાની અસર.**

(ક) આ સંવિધાનમાં ગમે તે મજકૂર હોય તે છતાં, સંઘની કારોબારી સત્તા કોઈ રાજ્યને સંઘની કારોબારી સત્તા કઈ રીતે વાપરવી તેને વિષે આદેશો આપવા સુધી વિસ્તરશે;

(ખ) કોઈ બાબત સંઘ યાદીમાં ગણાવેલી ન હોય છતાં, તે અંગે કાયદા કરવાની સંસદની સત્તામાં, સંઘને અથવા સંઘના અધિકારીઓને કે સત્તાધિકારીઓને સત્તાઓ આપતા અને તેમના ઉપર ફરજો મૂકતા અથવા તેમને સત્તાઓ આપવાનું અને તેમના ઉપર ફરજો મૂકવાનું અધિકૃત કરતા કાયદા કરવાની સત્તાનો સમાવેશ થશે :

[૫][પરંતુ કટોકટીની ઉદ્દઘોષણા ભારતના રાજ્યક્ષેત્રના કોઈ ભાગમાં જ અમલમાં હોય ત્યારે,-

(૧) ખંડ (ક) હેઠળ આદેશો આપવાની સંઘની કારોબારી સત્તા, અને

(૨) ખંડ (ખ) હેઠળ કાયદા કરવાની સંસદની સત્તા,

---

૧. સંવિધાન (આડત્રીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૫ની કલમ ૫થી આ મજકૂર (ભૂતલક્ષી અસરથી) દાખલ કર્યો છે,

૨. સંવિધાન (ચુંમાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૮ની કલમ ૩૭ના ખંડ (ગ) થી અસલ ખંડ (૪)ને ખંડ (૯) તરીકે ફરી નંબર આપ્યો છે. (તારીખ ૨૦-૬-૧૯૭૯ થી અમલી.)

૩. એજનથી ''આંતરિક અશાંતિ'' એ શબ્દોને સ્થાને આ શબ્દો મૂક્યા છે. (તારીખ ૨૦-૬-૧૯૭૯થી અમલી.)

૪. સંવિધાન (ચુંમાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૮ની કલમ ૩૭ના ખંડ (ઘ)થી અસલ ખંડ (૫) કમી કર્યો છે, (તારીખ ૨૦-૬-૧૯૭૯થી અમલી.)

૫. સંવધિાન (બેતાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ની કલમ ૪૯થી આ પરંતુક ઉમેર્યો છે. (તારીખ ૩-૧-૧૯૭૭થી અમલી.)

પરંતુ આ પેટા-ખંડ હેઠળ આપેલો આદેશ તેની ભૂતલક્ષી અસર થાય તે રીતે આપી શકાશે;

(ઘ) ટ્યુએનસંગ જિલ્લાના શાંતિ, પ્રગતિ અને સુશાસન માટે રાજ્યપાલ વિનિયમો કરી શકશે અને એવી રીતે કરેલા વિનિયમોથી, તે જિલ્લાને તે સમયે લાગુ પડતો સંસદનો કોઇ અધિનિયમ અથવા બીજો કોઇ કાયદો જરૂર જણાય તો ભૂતલક્ષી અસર થાય એ રીતે રદ કરી શકાશે અથવા સુધારી શકાશે;

(ચ) (૧) નાગાલેન્ડની વિધાનસભામાં ટ્યુએનસંગ જિલ્લાનું પ્રતિનિધિત્વ ધરાવતા સભ્યો પૈકી એક સભ્યને રાજ્યપાલ મુખ્યમંત્રીની સલાહથી ટ્યુએનસંગના કામકાજ માટેના મંત્રી તરીકે નીમશે અને પોતાની સલાહ આપતી વખતે મુખ્યમંત્રી ઉપર જણાવેલા સભ્યોની બહુમતીની ભલામણ મુજબ વર્તશે;[1]

(૨) ટ્યુએનસંગના કામકાજ માટેના મંત્રી ટ્યુએનસંગ જિલ્લા સંબંધી તમામ બાબતો સંભાળશે અને તે વિષે રાજ્યપાલનો સીધો સંપર્ક સાધી શકશે, પણ તેમણે મુખ્યમંત્રીને તે વિષે જાણ કરતા રહેવું જોઇશે;

(છ) આ ખંડની પૂર્વવર્તી જોગવાઇઓમાં ગમે તે મજકૂર હોય તે છતાં, ટ્યુએનસંગ જિલ્લા સંબંધી તમામ બાબતો ઉપરનો આખરી નિર્ણય, રાજ્યપાલ પોતાની વિવેકબુદ્ધિ અનુસાર કરશે;

(જ) અનુચ્છેદ ૫૪ અને ૫૫માં અને અનુચ્છેદ ૮૦ના ખંડ (૪)માં, કોઇ રાજ્યની વિધાનસભાના ચૂંટાયેલા સભ્યો અંગેના આવા દરેક સભ્ય અંગેના ઉલ્લેખોમાં, આ અનુચ્છેદ હેઠળ સ્થાપેલી પ્રાદેશિક કાઉન્સિલે ચૂંટેલા નાગાલેન્ડ વિધાનસભાના સભ્યો અથવા સભ્ય અંગેના ઉલ્લેખોનો સમાવેશે થશે;

(ઝ) અનુચ્છેદ ૧૭૦માં-

(૧) નાગાલેન્ડ વિધાનસભાના સંબંધમાં ''સાઠ'' એ શબ્દને સ્થાને ''છેંતાળીસ'' એ શબ્દ મૂકયો હોય તે રીતે ખંડ (૧) અસરકર્તા થશે;

(૨) સદરહુ ખંડમાં રાજ્યમાંના પ્રાદેશિક મતદાર મંડળોમાં સીધી ચૂંટણી અંગેના ઉલ્લેખોમાં આ અનુચ્છેદ હેઠળ સ્થાપાયેલી પ્રાદેશિક કાઉન્સિલના સભ્યોએ કરેલી ચૂંટણીનો સામવેશ થશે;

(૩) ખંડો (૨) અને (૩)માં પ્રાદેશિક મતદારમંડળો અંગેના ઉલ્લેખો, કોહીમા અને મોકોકચુંગ જિલ્લાઓનાં પ્રાદેશિક મતદારમંડળો અંગેના ઉલ્લેખો છે એવો તેનો અર્થ થશે.

(૩) આ અનુચ્છેદની કોઇ પણ પૂર્વવર્તી જોગવાઇઓનો અમલ કરવામાં કોઇ મુશ્કેલી ઊભી થાય, તો રાષ્ટ્રપતિ હુકમ કરીને, તે મુશ્કેલીનું નિવારણ કરવા પોતાને જરૂરી જણાય તેવું કોઇ કાર્ય (બીજા કોઇ અનુચ્છેદના અનુકૂળ ફેરફારો અથવા સુધારાવધારા સહિત) કરી શકશેઃ

પરંતુ એવો કોઇ હુકમ નાગાલેન્ડ રાજ્યની રચનાની તારીખથી ત્રણ વર્ષ પૂરા થયા પછી કરી શકાશે નહિ.

**સ્પષ્ટીકરણ** આ અનુચ્છેદમાં, કોહીમા, મોકોકચુંગ અને ટ્યુએનસંગ જિલ્લાઓનો અર્થ, ''નાગાલેન્ડ રાજ્ય અધિનિયમ, ૧૯૬૨''માં તેમનો જે અર્થ કરવામાં આવ્યો છે તે થશે.]

**આસામ રાજ્ય અંગે ખાસ જોગવાઇ.** [2][**૩૭૧ખ.** આ સંવિધાનમાં ગમે તે મજકૂર હોય તે છતાં, રાષ્ટ્રપતિ, આસામ રાજ્ય અંગે કરેલા હુકમથી છઠ્ઠી અનુસૂચિના પરિચ્છેદ ૨૦ સાથે જોડેલા કોઠાના [3][ભાગ-૧]માં નિર્દિષ્ટ કરેલી આદિજાતિ વિસ્તારોમાંથી ચૂંટાયેલા વિધાનસભાના સભ્યોની અને તે હુકમમાં નિર્દિષ્ટ કરવામાં આવે તેટલા તે વિધાનસભાના બીજા સભ્યોની બનેલી રાજ્યની

---

૧. સંવિધાન (મુશ્કેલી નિવારણ) હુકમ ક્રમાંક ૧૦ના પરિચ્છેદ ૨ થી (તા. ૧-૧૨-૧૯૬૩થી અમલી) જોગવાઇ કરી છે કે ભારતના સંવિધાનનો અનુચ્છેદ ૩૭૧-ક, તેના ખંડ(૨)ના પેટા ખંડ-(ચ) ના પરિચ્છેદ (૧)માં નીચેનો પરંતુક ઉમેર્યો હોય તેવી રીતે અમલી થશે : -

''પરંતુ નાગાલેન્ડની વિધાનસભામાં ટ્યુએનસંગ જિલ્લાને ફાળવેલી બેઠકો પૂરવા માટે, કાયદા અનુસાર વ્યકિતઓ પસંદ કરવામાં આવે ત્યાં સુધી, રાજપાલ મુખ્ય મંત્રીની સલાહથી ટ્યુએનસંગના કામકાજ માટે મંત્રી તરીકે કામ કરવા કોઇપણ વ્યકિતને નીમી શકશે.''

૨. સંવિધાન (બાવીસમા સુધારા) અધિનિયમ, ૧૯૬૯ની કલમ ૪થી આ અનુચ્છેદ દાખલ કર્યો છે.

૩. ઉત્તર-પૂર્વીય વિસ્તાર (પુનર્રચના) અધિનિયમ, ૧૯૭૧ (સન ૧૯૭૧ના ૮૧મા)ની કલમ ૭૧(જ)થી '' ભાગ-ક'' એ શબ્દ અને અક્ષરને સ્થાને, ''ભાગ-૧'' એ શબ્દ અને આંકડો મૂકયા છે. (તા.૨૧-૧-૧૯૭૨થી અમલી.)

વિધાનસભાની સમિતિની રચના અને તેનાં કાર્યો માટે અને એવી સમિતિની રચના અને તે યોગ્ય રીતે કાર્ય કરે તે માટે તે વિધાનસભાની કાર્યરીતિના નિયમોમાં કરવાના સુધારાવધારા માટે જોગવાઇ કરી શકશે.]

**મણિપુર રાજ્ય અંગે ખાસ જોગવાઇ.**

[૧][**૩૭૧ગ.** (૧) આ સંવિધાનમાં ગમે તે મજકૂર હોય છતાં, મણિપુર રાજ્ય અંગે કરેલા હુકમથી તે રાજ્યના પહાડી વિસ્તારોમાંથી ચૂંટેલા તે વિધાનસભા સભ્યોની બનેલી તે રાજ્યની વિધાનસભાની સમિતિની રચના અને તેનાં કાર્યો માટે, સરકારના કામકાજના નિયમોમાં અને તે રાજ્યની વિધાનસભાની કાર્યરીતિના નિયમોમાં કરવાના સુધારાવધારા માટે અને એવી સમિતિ યોગ્ય રીતે કાર્યો કરે તે માટે રાજ્યપાલની કોઇ ખાસ જવાબદારી માટે રાષ્ટ્રપતિ જોગવાઇ કરી શકશે.

(૨) દર વર્ષે અથવા રાષ્ટ્રપતિ એ રીતે ફરમાવે ત્યારે, રાજ્યપાલે, મણિપુર રાજ્યના પહાડી વિસ્તારોના વહીવટ સંબંધમાં રાષ્ટ્રપતિને રિપોર્ટ કરવો જોઈશે અને સંઘની કારોબારી સત્તા સદરહુ વિસ્તારોના વહીવટ અંગે રાજ્યને આદેશો આપવા સુધી વિસ્તરશે.

**સ્પષ્ટીકરણ**.–આ અનુચ્છેદમાં ''પહાડી વિસ્તારો'' એ શબ્દોનો અર્થ, રાષ્ટ્રપતિ હુકમ કરીને, પહાડી વિસ્તારો તરીકે જાહેર કરે તે વિસ્તારો.]

**આંધ્રપ્રદેશ રાજ્ય અંગે ખાસ જોગવાઇઓ.**

[૨][**૩૭૧ઘ.** (૧) રાષ્ટ્રપતિ, આંધ્રપ્રદેશ રાજ્ય અંગે કરેલા હુકમથી, સરકારી નોકરોની બાબતમાં અને શિક્ષણની બાબતમાં રાજ્યના જુદા જુદા ભાગોના લોકોને સમાન તકો અને સગવડો આપવા માટે સમગ્ર રીતે રાજ્યની જરૂરિયાતો ધ્યાનમાં રાખીને, જોગવાઇ કરી શકશે, અને રાજ્યના જુદા જુદા ભાગો માટે જુદી જુદી જોગવાઇઓ કરી શકાશે.

(૨) ખાસ કરીને, ખંડ (૧) હેઠળ કરેલા હુકમથી,

(ક) રાજ્યની મુલકી સેવામાંની જગાઓના કોઇ વર્ગ અથવા વર્ગોમાંથી અથવા રાજ્ય હેઠળની મુલકી જગાઓનો કોઈ વર્ગ અથવા વર્ગોમાંથી રાજ્યના જુદા જુદા ભાગો માટે જુદા જુદા સ્થાનિક સંવર્ગો(કેડર)ની રચના કરવા રાજ્ય સરકારને ફરમાવી શકાશે અને એવી જગાઓ ઉપર કામ કરતી વ્યકિતઓને એ રીતે રચેલી સ્થાનિક સંવર્ગોમાં, હુકમમાં નિર્દિષ્ટ કરવામાં આવે તેવા સિદ્ધાંતો અને પદ્ધતિ અનુસાર ફાળવી શકાશે.

(ખ) નીચેના હેતુઓ માટે સ્થાનિક વિસ્તાર માટે તરીકે ગણવામાં આવે ત્યારે તેવા રાજ્યના કોઈ ભાગ અથવા ભાગો નિર્દિષ્ટ કરી શકાશે :-

(૧) રાજ્ય સરકાર હેઠળની કોઈ (આ અનુચ્છેદ હેઠળ હુકમ અનુસાર રચેલ અથવા બીજી રીતે રચેલ) સ્થાનિક સંવર્ગોમાંની જગા ઉપર સીધી ભરતી માટે;

(૨) રાજ્યની અંદરના કોઈ સ્થાનિક સત્તામંડળ હેઠળની કોઈ સંવર્ગમાંની જગાઓ ઉપર સીધી ભરતી માટે; અને

(૩) રાજ્યની અંદરની કોઈ યુનિવર્સિટીમાં અથવા રાજ્ય સરકારના નિયંત્રણ અધીન હોય તેવી બીજી કોઈ શૈક્ષણિક સંસ્થામાં પ્રવેશ મેળવવાના હેતુઓ માટે;

(ગ) તે સ્થાનિક વિસ્તારમાં હુકમમાં નિર્દિષ્ટ કરવામાં આવે તેવી કોઈ મુદત સુધી રહ્યા હોય અથવા અભ્યાસ કર્યો હોય તેવા ઉમેદવારોએ અથવા તેમની તરફેણમાં, યથાપ્રસંગ, આવી કોઈ સંવર્ગ, યુનિવર્સિટી અથવા બીજી શૈક્ષણિક સંસ્થા અંગે,-

(૧) હુકમમાં આ અર્થે નિર્દિષ્ટ કરવામાં આવે તેવી પેટા-ખંડ (ખ)માં ઉલ્લેખેલ એવી કોઈ સંવર્ગમાંની જગા ઉપરની સીધી ભરતીની બાબતમાં;

(૨) હુકમમાં આ માટેની નિર્દિષ્ટ કરવામાં આવે તેવી રીતે પેટા-ખંડ (ખ)માં ઉલ્લેખેલ કોઈ યુનિવર્સિટી અથવા બીજી શૈક્ષણિક સંસ્થામાં પ્રવેશ માટેની બાબતમાં;

કેટલે અંશે, કઈ રીતે અને કઈ શરતોએ પસંદગી આપવી જોઈશે અથવા તેમને માટે અનામત જગા રાખવી જોઈશે તે નિર્દિષ્ટ કરી શકાશે.

(૩) નીચેની બાબતો અંગે હુકમમાં નિર્દિષ્ટ કરવામાં આવે તેવા [સંવિધાન (બત્રીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૩ના આરંભની તરત પહેલાં (ઉચ્ચતમ ન્યાયાલય સિવાયનું બીજું) કોઈ ન્યાયાલય અથવા કોઈ ટ્રિબ્યુનલ અથવા બીજું સત્તામંડળ વાપરી શકતુ હતુ તેવા

---

૧. સંવિધાન (સત્તાવીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૧ની કલમ ૫થી આ અનુચ્છેદ દાખલ કર્યો છે. (તા.૧૫-૨-૧૯૭૨થી અમલી.)

૨. સંવિધાન (બત્રીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૩ની કલમ ૩થી અનુચ્છેદ ૩૭૧-ઘ અને ૩૭૧-ચ દાખલ કર્યા છે. (તા.૧-૭-૧૯૭૪થી અમલી.)

હકૂમત, સત્તા અને અધિકાર સહિતના] હકૂમત સત્તા અને અધિકાર વાપરવા માટે આંધ્ર પ્રદેશ રાજ્ય માટે રાષ્ટ્રપતિના હુકમથી વહીવટી ટ્રિબ્યુનલની રચનાની જોગવાઈ કરી શકાશે.

(ક) હુકમમાં નિર્દિષ્ટ કરવામાં આવે તેવા રાજ્યની કોઈ મુલકી સેવામાંની જગાઓના વર્ગ અથવા વર્ગોમાં અથવા રાજ્ય હેઠળની મુલકી જગાઓના વર્ગ અથવા વર્ગોમાં અથવા રાજ્યની અંદરના કોઈ સ્થાનિક સત્તામંડળના નિયંત્રણ હેઠળની જગાઓના વર્ગ અથવા વર્ગોમાં નિમણૂક, ફાળવણી અથવા બઢતી;

(ખ) હુકમમાં નિર્દિષ્ટ કરવામાં આવે તેવા રાજ્યની કોઈ મુલકી સેવામાંની જગાઓના વર્ગ અથવા વર્ગોમાં અથવા રાજ્ય હેઠળની મુલકી જગાઓના વર્ગ અથવા વર્ગોમાં અથવા રાજ્યની અંદરના કોઈ સ્થાનિક સત્તામંડળના નિયંત્રણ હેઠળની જગાઓના વર્ગ અથવા વર્ગોમાં નીમેલી, ફાળવેલી અથવા બઢતી આપેલી વ્યક્તિઓની યુનિવર્સિટી;

(ગ) હુકમમાં નિર્દિષ્ટ કરવામાં આવે તેવા રાજ્યની કોઈ મુલકી સેવામાંની જગાઓના વર્ગ અથવા વર્ગોમાં અથવા રાજ્ય હેઠળની મુલકી જગાઓના કોઈ વર્ગ અથવા વર્ગોમાં અથવા રાજ્યની અંદર કોઈ સ્થાનિક સત્તામંડળના નિયંત્રણ હેઠળની જગાઓના વર્ગ અથવા વર્ગોમાં નીમેલી, ફાળવેલી અથવા બઢતી આપેલી વ્યક્તિઓની સેવાની એવી બીજી શરતો;

(૪) ખંડ (૩) હેઠળ કરેલા કોઈ હુકમથી-

(ક) રાષ્ટ્રપતિ હુકમમાં નિર્દિષ્ટ કરે તેવી રીતે પોતાની હકૂમતની અંદરની કોઈ બાબતને લગતી ફરિયાદોના નિવારણ  માટે વિનંતીપત્રો સ્વીકારવા અંગે અને તે અંગે પોતાને યોગ્ય લાગે તેવા હુકમો કરવા વહીવટી ટ્રિબ્યુનલને અધિકાર આપી શકાશે;

(ખ) વહીવટી ટ્રિબ્યુનલની સત્તા અને અધિકારો અને કાર્યરીતિ સંબંધી રાષ્ટ્રપતિ જરૂરી ગણે તેવા (પોતાનો તિરસ્કાર કરવા માટેની શિક્ષા માટે વહીવટી ટ્રિબ્યુનલની સત્તા અંગેની જોગવાઈઓ સહિતની) જોગવાઈઓ કરી શકાશે;

(ગ) વહીવટી ટ્રિબ્યુનલની હકૂમતની અંદર આવતી બાબતોની લગતી અને હુકમના આરંભની તરત પહેલાં (ઉચ્ચતમ ન્યાયાલય સિવાયના) કોઈ ન્યાયાલય અથવા ટ્રિબ્યુનલ અથવા બીજા સત્તામંડળ સમક્ષ નિકાલ-બાકી હોય એવી, હુકમમાં નિર્દિષ્ટ કરવામાં આવે તેવી કાર્યવાહી તેને સોંપવાની જોગવાઈ કરી શકાશે;

(ઘ) (ફી સંબંધી અને મુદત, પુરાવા સંબંધી અથવા કોઈ અપવાદો અથવા ફેરફારોને આધીન રહીને, તે સમયે અમલમાં હોય તેવો કોઈ કાયદો લાગુ પાડવા માટેની જોગવાઈઓ સહિતની) રાષ્ટ્રપતિ જરૂરી ગણે તેવી પૂરક, આનુષંગિક અને પારિણામિક જોગવાઈઓ કરી શકાશે.

[૧](૫) કોઈ કેસનો આખરી નિકાલ કરતો વહીવટી ટ્રિબ્યુનલનો હુકમ તેને રાજ્ય સરકારની બહાલી મળે તે અથવા હુકમ કરવામાં આવે તે તારીખથી ત્રણ મહિના પૂરા થાય તે, એ બેમાંથી વહેલી હોય તે તારીખથી, અમલી બનશે;

પરંતુ રાજ્ય સરકાર કારણો દર્શાવતો ખાસ લેખિત હુકમ કરીને, વહીવટી ટ્રિબ્યુનલનો કોઈ હુકમ તે અમલી બને તે પહેલાં સુધારી અથવા રદ કરી શકશે, અને એવા પ્રસંગે, વહીવટી ટ્રિબ્યુનલનો હુકમ, યથાપ્રસંગ, એવા સુધારેલા સ્વરૂપમાં જ અમલમાં આવશે અથવા અમલમાં આવશે નહિ.

(૬) ખંડ (૫) ના પરંતુક હેઠળ રાજ્ય સરકારે કરેલો દરેક હુકમ, તે કરવામાં આવે તે પછી, બનતી ત્વરાએ, રાજ્યવિધાનમંડળના બન્ને ગૃહો સમક્ષ મૂકવો જોઈશે.

(૭) રાજ્યના ઉચ્ચ ન્યાયાલયને વહીવટી ટ્રિબ્યુનલ ઉપરની દેખરેખ માટેની કોઈ પણ સત્તા રહેશે નહિ અને (ઉચ્ચતમ ન્યાયાલય સિવાયના) કોઈ ન્યાયાલય અથવા ટ્રિબ્યુનલ, વહીવટી ટ્રિબ્યુનલની અથવા તેને લગતી કોઈ હકૂમત સત્તા અથવા અધિકારને અધીન રહીને, કોઈ બાબતના સંબંધમાં કોઈ હકૂમત, સત્તા અથવા અધિકાર વાપરી શકશે નહિ.

---

૧. પી. સાંબામૂર્તિ અને અન્ય વિ. આંધ્રપ્રદેશ રાજ્ય અને અન્ય (૧૯૮૭)૧ એસસીસી પાના. ૩૬૨માં સુપ્રિમ કોર્ટે અનુચ્છેદ ૩૭૧(ઘ)ના ખંડ (૫) ને અને તેના પરંતુકને અસંવૈધાનિક અને રદબાતલ ઠરાવેલ છે.

(૮) વહીવટી ટ્રિબ્યુનલ ચાલુ રહે એ જરૂરી નથી એવી પોતાને ખાતરી થાય તો રાષ્ટ્રપતિ, હુકમ કરીને, વહીવટી ટ્રિબ્યુનલને નાબૂદ કરી શકશે અને એવી નાબૂદીની તરત પહેલાં ટ્રિબ્યુનલ સમક્ષ નિકાલ-બાકી હોય તેવા કેસોની તબદીલી અને નિકાલ માટે તે હુકમમાં પોતે જરૂરી ગણે તેવી જોગવાઈઓ કરી શકશે.

(૯) કોઈ ન્યાયાલય ટ્રિબ્યુનલ, અથવા બીજા સત્તામંડળનો ગમે તે ફેંસલો હુકમનામું અથવા હુકમ હોય તે છતાં,-

(ક)(૧) સન ૧૯૫૬ના નવેમ્બર મહિનાની ૧લી તારીખે પહેલાં અસ્તિત્વમાં હોય તે રીતે હૈદ્રાબાદ રાજ્યની સરકાર અથવા તેની અંદરના કોઈ સ્થાનિક સત્તામંડળ હેઠળની કોઈ જગા ઉપર તે તારીખ પહેલાં કરેલી; અથવા

(૨) આંધ્ર પ્રદેશ રાજ્યની સરકાર અથવા તેની અંદરના અથવા તેના સ્થાનિક અથવા બીજા સત્તામંડળ હેઠળની કોઈ જગા ઉપર સંવિધાન (બત્રીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૩ના આરંભ પહેલાં કરવી,

કોઈ વ્યકિતની નિમણૂક, સ્થળ-નિયુકિત, બઢતી અથવા બદલી; અને

(ખ) પેટા-ખંડ (ક)માં ઉલ્લેખેલ વ્યકિતએ અથવા તેની સમક્ષ લીધેલ કોઈ પગલું અથવા કરેલ કરેલ કોઈ કાર્ય;

એવી નિમણૂક, સ્થળ-નિયુકિત, બઢતી અથવા બદલી અંગે યથાપ્રસંગ, હૈદ્રાબાદ રાજ્યની અંદર અથવા આંધ્ર પ્રદેશ રાજ્યના કોઈ ભાગની અંદર રહેઠાણ અંગેની કોઈ જરૂરિયાત માટેની જોગવાઈ કરતા તે સમયે અમલમાં હોય તેવા કોઈ કાયદા અનુસાર, તેવી વ્યકિતની નિમણૂક, સ્થળ નિયુકિત, બઢતી અથવા બદલી કરી ન હતી તેટલા જ કારણે ગેરકાયદેસર કે રદબાતલ થાય છે અથવા કદી ગેરકાયદેસર કે રદબાતલ થયેલ એમ ગણાશે નહિ.

(૧૦) આ સંવિધાનની બીજી કોઈ જોગવાઈમાં અથવા તે સમયે અમલમાં હોય તેવા બીજા કોઈ કાયદામાં ગમે તે મજકૂર હોય તે છતાં, આ અનુચ્છેદની અને તે હેઠળ રાષ્ટ્રપતિએ કરેલા કોઈ હુકમની જોગવાઈઓ અમલમાં રહેશે.

**આંધ્રપ્રદેશમાં સેન્ટ્રલ યુનિવર્સિટીની સ્થાપના.**

**૩૭૧.ચ.** સંસદ, કાયદાથી, આંધ્રપ્રદેશ રાજ્યમાં યુનિવર્સિટીની સ્થાપના માટેની જોગવાઈ કરી શકાશે.]

**સિક્કિમ રાજ્ય અંગે ખાસ જોગવાઈઓ.**

[૧][**૩૭૧. છ.** આ સંવિધાનમાં ગમે તે મજકૂર હોય તે છતા,-

(ક) સિક્કિમ રાજ્યની વિધાનસભા ઓછામાં ઓછા ત્રીસ સભ્યોની બનેલી રહેશે;

(ખ) સંવિધાન (છત્રીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૫ના આરંભની (જેનો આ અનુચ્છેદમાં હવે પછી ''નિયત દિવસ'' તરીકે ઉલ્લેખ કર્યો છે તે) તારીખથી,-

(૧) સન ૧૯૭૪ના એપ્રિલ મહિનામાં સિક્કિમમાં થયેલી ચૂંટણીઓના પરિણામે સદરહુ ચૂંટણીઓમાં ચૂંટાયેલા બત્રીસ સભ્યો (જેનો આમાં હવે પછી ''ચાલુ સભ્યો'' તરીકે ઉલ્લેખ કર્યો છે તે)ની બનેલી સિક્કિમની વિધાનસભા, આ સંવિધાન હેઠળ વિધિસર રચાયેલી સિક્કિમ રાજ્યની વિધાનસભા ગણાશે;

(૨) ચાલુ સભ્યો, આ સંવિધાન હેઠળ સિક્કિમ રાજ્યની વિધાનસભાના વિધિસર ચૂંટાયેલા સભ્યો ગણાશે; અને

(૩) સિક્કિમ રાજ્યની સદરહુ વિધાનસભા આ સંવિધાન હેઠળ રાજ્યની વિધાનસભાની સત્તા વાપરશે અને તેના કાર્યો બજાવશે;

(ગ) ખંડ (ખ) હેઠળ સિક્કિમ રાજ્યની વિધાનસભા તરીકે ગણાનાર વિધાનસભાની બાબતમાં અનુચ્છેદ ૧૭૨ના ખંડ (૧)માંના [૨][પાંચ વર્ષની] મુદતના ઉલ્લેખોનો અર્થ,

---

૧. સંવિધાન (છત્રીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૫ની કલમ ૩થી આ અનુચ્છેદ દાખલ કર્યો છે. (તારીખ : ૨૬-૪-૧૯૭૫થી અમલી.)

૨. સંવિધાન (ચુંમાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૮ની કલમ ૪૩થી ''છ વર્ષની'' એ શબ્દોને સ્થાને આ શબ્દો દાખલ કર્યા છે. (તારીખ : ૬-૯-૧૯૭૯થી અમલી સંવિધાન (બેતાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ની કલમ ૫૬થી અસલ શબ્દો ''પાંચ વર્ષની'' એ શબ્દોને સ્થાને ''છ વર્ષની'' એ શબ્દો દાખલ કર્યા હતા. (તારીખ : ૩-૧-૧૯૭૭થી અમલી)

[1][ચાર વર્ષની] મુદત માટેના ઉલ્લેખો તરીકે થશે અને [1][ચાર વર્ષની] સદરહુ મુદત નિયત દિવસથી શરૂ થયેલી ગણાશે;

(ઘ) સંસદ, કાયદો કરીને બીજી જોગવાઈઓ ન કરે ત્યાં સુધી, સિક્કિમ રાજ્યને લોકસભામાં એક બેઠક ફાળવવામાં આવશે અને સિક્કિમ રાજ્ય એક સંસદીય મતદારમંડળ બનશે, જે સિક્કિમ માટેના સંસદીય મતદારમંડળ તરીકે ઓળખાશે;

(ચ) નિયત દિવસે અસ્તિત્વમાં હોય તે લોકસભા માટેના સિક્કિમ રાજ્યના પ્રતિનિધિને સિક્કિમ રાજ્યની વિધાનસભાના સભ્યોએ ચૂંટવો જોઈશે;

(છ) સિક્કિમની વસ્તીના જુદા જુદા વર્ગોના હકો અને હિતોના રક્ષણ માટે સંસદ, સિક્કિમ રાજ્યની વિધાનસભામાંની બેઠકોની સંખ્યા માટેની જોગવાઈ કરી શકશે, જે એવા વર્ગોના ઉમેદવારોમાંથી ભરી શકાશે અને એવા વર્ગોના ઉમેદવારો જ જેમાંથી સિક્કિમ રાજ્યની વિધાનસભાની ચૂંટણી માટે ઊભા રહી શકે તેવા વિધાનસભા મતદારમંડળોના સીમાંકન માટે જોગવાઈ કરી શકશે;

(જ) સિક્કિમની વસ્તીના જુદા જુદા વર્ગોની સામાજિક અને આર્થિક પ્રગતિ માટે ન્યાયી વ્યવસ્થા કરવા માટેની અને શાંતિ માટેની ખાસ જવાબદારી સિક્કિમના રાજ્યપાલની રહેશે અને આ ખંડ હેઠળની પોતાની ખાસ જવાબદારી અદા કરતી વેળા સિક્કિમના રાજ્યપાલે, રાષ્ટ્રપતિ વખતોવખત બહાર પાડવા યોગ્ય ગણે તેવા આદેશોએ અધીન રહીને, સ્વવિવેકાનુસાર કાર્ય કરવાનું રહેશે;

(ઝ) નિયત દિવસની તરત પહેલાં સિક્કિમ સરકારમાં અથવા બીજા કોઈ સત્તામંડળમાં અથવા કોઈ વ્યક્તિમાં સિક્કિમ સરકારના હેતુઓ માટે નિહિત થઈ હોય તેવી (પછી તે સિક્કિમ રાજ્યમાં આવેલાં રાજ્યક્ષેત્રની અંદર અથવા બહાર આવેલી હોય) તમામ મિલકત અને અસ્ક્યામતો, નિયત દિવસથી સિક્કિમ રાજ્યની સરકારમાં નિહિત થશે;

(ટ) સિક્કિમ રાજ્યના રાજ્યક્ષેત્રમાં નિયત દિવસની તરત પહેલાં ઉચ્ચ ન્યાયાલય તરીકે કાર્ય કરતું ન્યાયાલય નિયત દિવસે અને તે દિવસથી, સિક્કિમ રાજ્યનું ઉચ્ચ ન્યાયાલય ગણાશે;

(ઠ) સિક્કિમ રાજ્યના સમગ્ર રાજ્યક્ષેત્રમાં દીવાની, ફોજદારી અને મહેસૂલી હકૂમતવાળા તમામ ન્યાયાલયો અને તમામ ન્યાયિક, વહીવટી અને દફતરી સત્તાધિકારીઓ અને અધિકારીઓ, નિયત દિવસે અને તે દિવસથી આ સંવિધાનની જોગવાઈઓને અધીન રહીને, પોતપોતાના કાર્યો કરવાનું ચાલુ રાખશે;

(ડ) સિક્કિમ રાજ્યમાં સમાવિષ્ટ પ્રદેશો અથવા તેના કોઈ ભાગમાં નિયત દિવસની તરત પહેલાં અમલમાં હોય તેવા તમામ કાયદા, સત્તા ધરાવતા વિધાનમંડળ અથવા બીજા સત્તામંડળ દ્વારા સુધારવામાં કે રદ કરવામાં ન આવે ત્યાં સુધી, અમલમાં ચાલુ રહેશે;

(ઢ) સિક્કિમ રાજ્યના વહીવટ સંબંધી ખંડ (ડ)માં ઉલ્લેખેલો કાયદો લાગુ પાડવાનું સરળ બનાવવાના હેતુ માટે અને એવા કાયદાની જોગવાઈઓ આ સંવિધાનની જોગવાઈઓને અનુકૂળ બનાવવા માટે, રાષ્ટ્રપતિ નિયત દિવસથી બે વર્ષની અંદર, હુકમથી કાયદામાં જરૂરી અથવા ઈષ્ટ હોય એવા અનુકૂલનો અને સુધારાવધારા તે કાયદો રદ કરીને અથવા તેમાં સુધારો વધારો કરીને કરી શકશે અને તેમ થયે એવો દરેક કાયદો, એ રીતે કરેલા અનુકૂલનો અથવા સુધારાવધારાને અધીન રહીને, અમલી બનશે, અને એવા કોઈ અનુકૂલનો અથવા સુધારાવધારા સામે કોઈ ન્યાયાલયમાં વાંધો ઉઠાવી શકાશે નહિ;

(ત) જે નિયત દિવસ પહેલાં કર્યા હોય અથવા જેના ઉપર સહી-સિક્કા કર્યા હોય અને જેમાં ભારત સરકાર કે તેના પુરોગામી કોઈપણ સરકાર પક્ષકાર હોય તેવી સિક્કિમને લગતી કોઈ સંધિ, કબૂલાતનામું, સમજૂતી અથવા તેના જેવા બીજા ખતમાંથી ઉદ્‌ભવતી

---

૧. સંવિધાન (ચુંમાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૮ની કલમ ૪૩થી ''પાંચ વર્ષની'' એ શબ્દોને સ્થાને આ શબ્દો દાખલ કર્યા છે. (તારીખ : ૬-૯-૧૯૭૯થી અમલી) સંવિધાન (બેતાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ની કલમ ૫૬ થી અસલ શબ્દો ''ચાર વર્ષની'' એ શબ્દોને સ્થાને ''પાંચ વર્ષની'' એ શબ્દો દાખલ કર્યા હતા. (તારીખ : ૩-૧-૧૯૭૭થી અમલી)

કોઈ તકરાર અથવા બીજી બાબત સંબંધી ઉચ્ચતમ ન્યાયાલય અથવા બીજા કોઈ ન્યાયાલયોને હકૂમત રહેશે નહિ, પરંતુ આ ખંડમાંના કોઈપણ મજકૂરથી અનુચ્છેદ ૧૪૩ની જોગવાઈઓમાં ઘટાડો થાય છે એમ સમજવું નહિ;

(થ) રાષ્ટ્રપતિ, રાજપત્રિત જાહેરનામાથી, જાહેરનામાની તારીખે ભારતના કોઈ રાજ્યમાં અમલમાં હોય તેવો કોઈ અધિનિયમ પોતાને યોગ્ય લાગે તેવી મર્યાદાઓ અથવા સુધારાવધારા સાથે સિક્કિમ રાજ્યને લાગુ પાડી શકશે;

(દ) આ અનુચ્છેદની કોઈ પૂર્વવતી જોગવાઈઓને અમલમાં મૂકવા માટે કોઈ મુશ્કેલી ઊભી થાય તો, રાષ્ટ્રપતિ [1]હુકમથી, તે નિવારવા માટે પોતાને જરૂરી જણાય તેવું (બીજા કોઈ અનુચ્છેદના કોઈ અનુકૂલનો અથવા સુધારાવધારા સહિતનું) કોઈ કામ કરી શકશે :

પરંતુ નિયત દિવસથી બે વર્ષ પૂરા થયા પછી, આવો કોઈ હુકમ કરી શકાશે નહિ :

(ધ) નિયત દિવસે શરૂ થતી અને સંવિધાન (છત્રીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૫ને રાષ્ટ્રપતિની મંજૂરી મળે તે તારીખથી તરત પહેલાં પૂરી થતી મુદત દરમિયાન સિક્કિમ રાજ્યમાં અથવા તેમાં આવેલા રાજ્યક્ષેત્રો અથવા તેમના સંબંધમાં કરાયેલા તમામ કાર્યો અને લીધેલા તમામ પગલાં, ''સંવિધાન (છત્રીસમા સુધારા અધિનિયમ, ૧૯૭૫'' થી સુધાર્યા મુજબના આ સંવિધાનની જોગવાઈઓ સાથે સુસંગત હોય એટલે સુધી તમામ હેતુઓ માટે એ રીતે સુધાર્યા મુજબના આ સંવિધાન હેઠળ કાયદેસર કરાયેલા અથવા લીધેલા ગણાશે.]

[2][ **૩૭૧.જ**-આ સંવિધાનમાં ગમે તે મજકૂર હોય તે છતાં,- **મિઝોરમ રાજ્ય સંબંધી ખાસ જોગવાઈ.**

(ક) (૧) મિઝોની ધાર્મિક અથવા સામાજિક પ્રથા;

(૨) મિઝોના રૂઢિગત કાયદા અને કાર્યરીતિ;

(૩) મિઝોના રૂઢિગત કાયદા અનુસાર નિર્ણયો સમાવિષ્ટ કરતા દીવાની અને ફોજદારી ન્યાય વહીવટ;

(૪) જમીની માલિકી અને તબદીલી ;

સંબંધમાં સંસદનો કોઈ અધિનિયમ, મિઝોરમ રાજ્યની વિધાનસભા ઠરાવ કરીને તેવો નિર્ણય કરે તે સિવાય મિઝોરમ રાજ્યને લાગુ પડશે નહિ :

પરંતુ આ અનુચ્છેદમાંનો કોઈપણ મજકૂર, સંવિધાન (ત્રેપનમા સુધારા) અધિનિયમ, ૧૯૮૬ના આરંભની તરત જ અગાઉ મિઝોરમ રાજ્યક્ષેત્રમાં અમલમાં હોય તેવા કોઈપણ કેન્દ્રીય અધિનિયમને લાગુ પડશે નહિ;

(ખ) મિઝોરમ રાજ્યની વિધાનસભામાં ચાળીસ કરતાં ઓછા ન હોય તેટલા સભ્યોનો સમાવેશ થશે.]

[3][ **૩૭૧. ઝ**-આ સંવિધાનમાં ગમે તે મજકૂર હોય તે છતાં- **અરૂણાચલ પ્રદેશના રાજ્ય સંબંધી ખાસ જોગવાઈ.**

(ક) અરૂણાચલ પ્રદેશના રાજ્યપાલની, અરૂણાચલ પ્રદેશના રાજ્યમાં કાયદો અને વ્યવસ્થા જાળવવા સંબંધી ખાસ જવાબદારી રહેશે અને તેના સંબંધમાં પોતાના કાર્યો અદા કરતી વખતે, રાજ્યપાલ મંત્રીમંડળ સાથે વિચારવિનિમય કર્યા પછી, પગલાં લેવા સંબંધી પોતાનો વ્યકિતગત વિવેક વાપરશે :

પરંતુ રાજ્યપાલે પોતાનો વ્યકિતગત વિવેક વાપરતી વખતે આ અનુચ્છેદ હેઠળ પગલાં લેવાની જરૂર પડે તે પગલાં સંબંધી કોઈ બાબત છે કે નથી તે અંગે કોઈ પ્રશ્ન ઉપસ્થિત થાય તો પોતાના સ્વવિવેકાનુસાર રાજ્યપાલનો નિર્ણય આખરી રહેશે અને રાજ્યપાલે કરેલા કોઈ કાર્યની કાયદેસરતા સામે એવા કારણસર વાંધો ઉઠાવી શકાશે નહિ કે તેઓએ, તેઓના વ્યકિતગત વિવેક વાપરીને પગલાં લીધા છે કે નહિ :

---

૧. જુઓ સંવિધાન (મુશ્કેલી નિવારણ) હુકમ ક્રમાંક ૧૧ (સી.ઓ.૯૯).

૨. સંવિધાન (ત્રેપનમા) અધિનિયમ, ૧૯૮૬ની કલમ ૨થી આ અનુચ્છેદ દાખલ કર્યો છે. (તારીખ ૨૦-૨-૧૯૮૭થી અમલી.).

૩. સંવિધાન (પંચાવનમા સુધારા) અધિનિયમ, ૧૯૮૬ની કલમ ૨થી આ અનુચ્છેદ ઉમેર્યો છે. (તારીખ ૨૦-૨-૧૯૮૭થી અમલી.).

વધુમાં, રાષ્ટ્રપતિને રાજ્યપાલ પાસેથી અહેવાલ મળ્યે અથવા અન્યથા ખાતરી થાય કે અરૂણાચલ પ્રદેશના રાજ્યમાં કાયદો અને વ્યવસ્થા જાળવવાની ખાસ જવાબદારી રાજ્યપાલની હોવાનું હવે જરૂરી નથી, તો, તે હુકમ કરીને આદેશ આપી શકાશે કે રાજ્યપાલની આવી જવાબદારી, હુકમમાં નિર્દિષ્ટ કરવામાં આવે તેવી તારીખથી અમલમાં રહેતી બંધ થશે;

(ખ) અરૂણાચલ પ્રદેશના રાજ્યની વિધાનસભામાં ત્રીસ કરતા ઓછા ન હોય તેટલા સભ્યોનો સમાવેશ થશે]

**ગોવા રાજ્ય સંબંધી ખાસ જોગવાઈ.**

[1][**૩૭૧ટ.**- આ સંવિધાનમાં ગમે તે મજકૂર હોય તે છતાં, ગોવા રાજ્યની વિધાનસભામાં ત્રીસ કરતા ઓછા ન હોય તેટલા સભ્યોનો સમાવેશ થશે.]

**વિદ્યમાન કાયદા અમલમાં ચાલુ રહેવા બાબત અને તેમાં અનુકૂલનો કરવા બાબત.**

[2]**૩૭૨** (૧) અનુચ્છેદ ૩૯૫માં ઉલ્લેખેલ અધિનિયમો, આ સંવિધાનથી રદ થયા હોય તે છતાં, પણ આ સંવિધાનની બીજી જોગવાઈઓને અધીન રહીને, આ સંવિધાનના આરંભની તરત પહેલાં ભારતના રાજ્યક્ષેત્રમાં અમલમાં હોય તેવા તમામ કાયદા, કોઈ સત્તા ધરાવતું વિધાનમંડળ અથવા બીજા સત્તા ધરાવતા અધિકારી તેમાં ફેરફાર ન કરે અથવા તેને રદ ન કરે કે તેમાં સુધારો ન કરી શકે ત્યાં સુધી, તે રાજ્યક્ષેત્રમાં અમલમાં ચાલુ રહેશે.

(૨) ભારતના રાજ્યક્ષેત્રમાં અમલમાં હોય તેવા કોઈ પણ કાયદાની જોગવાઈઓને આ સંવિધાનની જોગવાઈઓ સાથે સુસંગત કરવાના હેતુ માટે, રાષ્ટ્રપતિ, [3]હુકમ કરીને એવા કાયદાના જરૂરી અથવા ઈષ્ટ હોય તેવા અનુકૂલનો અને સુધારાવધારા તે કાયદાને રદ કરીને અથવા તેમાં સુધારા કરીને કરી શકશે અને તે હુકમમાં નિર્દિષ્ટ કરવામાં આવે તેવી તારીખથી એ રીતે અનુકૂલનો અથવા સુધારાવધારા સાથે તે કાયદો અસરકર્તા થાય એવી જોગવાઈ કરી શકશે અને એવાં અનુકૂલનો અથવા સુધારાવધારા વિષે કોઈ ન્યાયાલયમાં વાંધો ઉઠાવી શકાશે નહિ.

(૩) ખંડ (૨)માંના કોઈ પણ મજકૂરથી,-

(ક) આ સંવિધાનના આરંભથી [4][ત્રણ વર્ષ] પૂરા થાય તે પછી કોઈ કાયદામાં અનુકૂલનો અથવા સુધારાવધારા કરવા માટે રાષ્ટ્રપતિને સત્તા મળે છે એમ ગણાશે નહિ; અથવા

(ખ) સદરહુ ખંડ હેઠળ રાષ્ટ્રપતિએ અનુકૂલિત કરેલો કે તેમાં સુધારાવધારા કરેલો કોઈ કાયદો રદ કરવામાં અથવા તેમાં સુધારો કરવામાં સત્તા ધરાવતા કોઈ વિધાનમંડળને અથવા બીજા સત્તા ધરાવતા અધિકારીને બાધ આવે છે એમ ગણાશે નહિ.

---

૧ સંવિધાન (છપ્પનમા સુધારા) અધિનિયમ, ૧૯૮૭ની કલમ ૨થી આ અનુચ્છેદ ઉમેર્યો છે. (તારીખ : ૩૦-૫-૧૯૮૭થી અમલી.)

૨. અનુચ્છેદ ૩૭૨ જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડે ત્યારે, એમાંથી
(૧) ખંડો (૨) અને (૩) કમી કરવામાં આવશે.
(૨) ભારતના રાજ્યક્ષેત્રમાં અમલમાં હોય એવા કાયદાઓ અંગેના ઉલ્લેખમાં, હિદાયત, એલાન, ઈસ્તિહાર, પરિપત્ર, રોબકાર, ઈર્શાદ, યાદાસ્ત, રાજ્ય સભાના ઠરાવો, સંવિધાન સભાના ઠરાવો અને જમ્મુ અને કાશ્મીર રાજ્યના રાજ્યક્ષેત્રમાં કાયદાનો પ્રભાવ ધરાવતાં બીજા લેખો અંગેના ઉલ્લેખોનો સમાવેશ થશે, અને
(૩) સંવિધાનના આરંભ અંગેના ઉલ્લેખોનો અર્થ, સંવિધાન (જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પાડવા બાબતના) હુકમ, ૧૯૫૪ના આરંભ અંગેના ઉલ્લેખો છે, એમ કરવામાં આવશે, એટલે કે ૧૪મી મે, ૧૯૫૪.

૩. જુઓ ભારતના રાજપત્ર, અસાધારણ ભાગ-૨, વિભાગ-૩, પાના ૫૧ ઉપરના સન ૧૯૫૦ના જૂન મહિનાની ૫મી તારીખના જાહેરનામા નંબર. એસ.આર.ઓ. ૧૧૫થી સુધાર્યા મુજબનો ભારતના રાજપત્ર, અસાધારણ ભાગ-૨, વિભાગ-૩, પાના ૪૪૯ ઉપરનો સન ૧૯૫૦નો જાન્યુઆરી મહિનાની ૨૬મી તારીખનો કાયદા સુસંગતીકરણ હુકમ ૧૯૫૦, ભારતના રાજપત્ર, અસાધારણ ભાગ-૨, વિભાગ-૩, પાના ૯૦૩ ઉપરનું સન ૧૯૫૦ના નવેમ્બર મહિનાની ૪થી તારીખનું જાહેરનામું નંબર, એસ.આર.ઓ. ૮૭૦, ભારતના રાજપત્ર, અસાધારણ ભાગ-૨, વિભાગ-૩, પાના ૨૮૭ ઉપરનું સન ૧૯૫૧ના એપ્રિલ મહિનાની ૪થી તારીખનું જાહેરનામું નંબર. એસ.આર.ઓ. ૫૦૮ અને ભારતના રાજપત્ર, અસાધારણ ભાગ-૨, વિભાગ-૩, પાના ૬૧૫/૧ ઉપરનું સન ૧૯૫૨ના જુલાઈ મહિનાની ૨જી તારીખનું જાહેરનામું નંબર. એસ.આર.ઓ. ૧૧૪૦-ખ, અને ભારતના રાજપત્ર, અસાધારણ ભાગ-૨, વિભાગ-૩, પાના ૯૨૩ ઉપરનો સન ૧૯૫૨ના નવેમ્બર મહિનાની ૨૦મી તારીખનો ત્રાવણકોર-કોચીન જમીન સંપાદન કાયદા સુસંગતીકરણ હુકમ, ૧૯૫૨.
અનુચ્છેદ ૩૭૨ જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડે ત્યારે, એમાંથી
(૧) ખંડો (૨) અને (૩) કમી કરવામાં આવશે.
(૨) ભારતના રાજ્યક્ષેત્રમાં અમલમાં હોય એવા કાયદાઓ અંગેના ઉલ્લેખમાં, હિદાયત, એલાન, ઈસ્તિહાર, પરિપત્ર, રોબકાર, ઈર્શાદ, યાદાસ્ત, રાજ્ય સભાના ઠરાવો, સંવિધાન સભાના ઠરાવો અને જમ્મુ અને કાશ્મીર રાજ્યના રાજ્યક્ષેત્રમાં કાયદાનો પ્રભાવ ધરાવતાં બીજા લેખો અંગેના ઉલ્લેખોનો સમાવેશ થશે, અને
(૩) સંવિધાનના આરંભ અંગેના ઉલ્લેખોનો અર્થ, સંવિધાન (જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પાડવા બાબતના) હુકમ, ૧૯૫૪ના આરંભ અંગેના ઉલ્લેખો છે, એમ કરવામાં આવશે, એટલે કે ૧૪મી મે, ૧૯૫૪.

૪. સંવિધાન (પહેલા સુધારા) અધિનિયમ, ૧૯૫૧ની કલમ ૧૨થી ''બે વર્ષ'' એ શબ્દોને સ્થાને આ શબ્દો મૂક્યા છે.

**સ્પષ્ટીકરણ ૧-** આ ખંડમાં ''અમલમાં હોય એવો કાયદો'' એ શબ્દોમાં, આ સંવિધાનના આરંભ પહેલાં ભારતના રાજ્યક્ષેત્રમાં કોઈ વિધાનમંડળે પસાર કરેલા અથવા બીજા સત્તા ધરાવતા અધિકારીએ કરેલા અને અગાઉ રદ ન કરેલા કાયદાનો સમાવેશ થશે. પછી ભલે તે કાયદો અથવા તેના કોઈ ભાગો તે સમયે બધા અથવા અમુક વિસ્તારોમાં અમલમાં ન હોય.

**સ્પષ્ટીકરણ ૨-** ભારતના રાજ્યક્ષેત્રમાં કોઈ વિધાનમંડળે પસાર કરેલો અથવા બીજા સત્તા ધરાવતા અધિકારીએ કરેલો કોઈ કાયદો, જેની આ સંવિધાનના આરંભની તરત પહેલાં ભારતના રાજ્યક્ષેત્રમાં તેમજ તેની બહાર પણ અસર હતી, તે કાયદાની રાજ્યક્ષેત્ર બહારની અસર, ઉપર જણાવ્યા મુજબના અનુકૂલનો અને સુધારાવધારાને અધીન રહીને ચાલુ રહેશે.

**સ્પષ્ટીકરણ ૩-** કોઈ કામચલાઉ કાયદાના અંત માટે, નક્કી કરેલી તારીખ પછી અથવા આ સંવિધાન અમલમાં આવ્યું ન હોત અને તે કાયદાનો જે તારીખે અંત આવ્યો હોત તે તારીખ પછી, તે અમલમાં ચાલુ રહે છે તેવો આ અનુચ્છેદમાંના કોઈ પણ મજકૂરનો અર્થ કરવામાં આવશે નહિ.

સ્પષ્ટીકરણ ૪- કોઈ પ્રાંતના ગવર્નરે, હિંદ રાજ્ય વહીવટ અધિનિયમ, ૧૯૩૫ની કલમ ૮૮ હેઠળ પ્રસિદ્ધ કરેલો અને આ સંવિધાનના આરંભની તરત પહેલાં અમલમાં હોય તેવો કોઈ વટહુકમ, તત્સમાન રાજ્યના રાજ્યપાલે વહેલો પાછો ખેંચી લીધો ન હોય તો, અનુચ્છેદ ૩૮૨ના ખંડ (૧) હેઠળ કાર્ય કરતી તે રાજ્યની વિધાનસભાની એવા આરંભ પછીની પહેલી બેઠકથી છ અઠવાડિયા પૂરા થયે અમલમાં રહેશે નહિ અને સદરહુ મુદત પછી એવો કોઈ વટહુકમ અમલમાં ચાલુ રહે છે તેવો આ અનુચ્છેદમાંના કોઈ પણ મજકૂરનો અર્થ કરવામાં આવશે નહિ.

[1][[2]**૩૭૨.-ક.** (૧) સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ના આરંભની તરત પહેલાં, ભારતમાં અથવા તેના કોઈ ભાગમાં અમલમાં હોય એવા કાયદાની જોગવાઈઓને તે અધિનિયમથી સુધાર્યા પ્રમાણેની આ સંવિધાનની જોગવાઈઓ સાથે સુસંગત કરવાના હેતુઓ માટે, સન ૧૯૫૭ના નવેમ્બર મહિનાની ૧લી તારીખ પહેલા [3]હુકમથી રાષ્ટ્રપતિ એવા કાયદામાં જરૂરી અથવા ઈષ્ટ હોય એવા અનુકૂલનો અને સુધારાવધારા તે કાયદો રદ કરીને અથવા તેમાં સુધારો કરીને કરી શકશે અને તે હુકમમાં નિર્દિષ્ટ કરવામાં આવે તેવી તારીખથી એવી રીતે કરેલા અનુકૂલનો અથવા સુધારાવધારાને અધીન રહીને, તે કાયદો અસરકર્તા થશે એવી જોગવાઈ કરી શકશે અને એવા કોઈ અનુકૂલનો અથવા સુધારાવધારા સામે કોઈ ન્યાયાલયમાં વાંધો ઉઠાવી શકાશે નહિ. **કાયદાઓ અનુકૂલિત કરવાની રાષ્ટ્રપતિની સત્તા.**

(૨) સદરહુ ખંડ હેઠળ રષ્ટ્રપતિએ અનુકૂલિત કરેલો અથવા તેમાં સુધારાવધારા કરેલો કોઈ કાયદો રદ કરવામાં અથવા તેમાં સુધારા કરવામાં કોઈ સત્તા ધરાવતા વિધાનમંડળને અથવા બીજા સત્તા ધરાવતા અધિકારીને ખંડ (૧)માંના કોઈપણ મજકૂરથી બાધ આવે છે એમ ગણાશે નહિ.]

[4]**૩૭૩.** અનુચ્છેદ ૨૨ના ખંડ (૭) હેઠળ સંસદ જોગવાઈ કરે અથવા આ સંવિધાનના આરંભથી એક વર્ષની મુદત પૂરી થાય, એ બેમાંથી જે વહેલું બને ત્યાં સુધી, તે અનુચ્છેદના ખંડો (૪) અને (૭)માં સંસદ અંગેના કોઈ ઉલ્લેખને બદલે રાષ્ટ્રપતિ અંગેના ઉલ્લેખ હોય તે રીતે અને તે ખંડોમાં સંસદે કરેલા કોઈ કાયદા અંગેના ઉલ્લેખને બદલે રાષ્ટ્રપતિએ કરેલા હુકમ અંગેનો ઉલ્લેખ હોય તે રીતે સદરહુ અનુચ્છેદ અસરકર્તા થશે. **અમુક સંજોગોમાં નિવારક અટકાયત હેઠળની વ્યક્તિઓ અંગે હુકમ કરવાની રાષ્ટ્રપતિની સત્તા.**

[5]**૩૭૪.** (૧) આ સંવિધાનના આરંભની તરત પહેલાં હોદ્દો ધરાવતા ફેડરલ ન્યાયાલયના ન્યાયાધીશો, તેમણે અન્યથા પસંદગી કરી ન હોય તો, એવા આરંભ ઉચ્ચતમ ન્યાયાલયના ન્યાયાધીશો થશે અને તેમ થયે અનુચ્છેદ ૧૨૫ હેઠળ ઉચ્ચતમ ન્યાયાલયના ન્યાયાધીશો અંગે કરેલી જોગવાઈ પ્રમાણે પગાર અને ભથ્થાં અને રજા અને પેન્શન અંગેના એવા હકો મેળવવાનો તેમને અધિકાર રહેશે. **ફેડરલ ન્યાયાલયના ન્યાયાધીશો અને ફેડરલ ન્યાયાલયમાં અથવા હિઝ-મેજેસ્ટી-ઈન કાઉન્સિલ સમક્ષ બાકી રહેલી કાર્યવાહી વિષે જોગવાઈઓ.**

---

૧. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૩થી આ અનુચ્છેદ ઉમેર્યો છે.

૨. અનુચ્છેદ ૩૭૨-ક જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડશે નહિં.

૩. જુઓ કાયદા સુસંગતીકરણ હુકમ ૧૯૫૬ અને ૧૯૫૭.

૪. . અનુચ્છેદ ૩૭૩ જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડશે નહિ.

૫. કલમ ૩૭૪ જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડે ત્યારે, એમાંથી-

(૧) ખંડો (૧), (૨), (૩) અને (૫) કમી કરવામાં આવશે;

(૨) ખંડ (૪)માં કોઈ રાજ્યની પ્રિવી કાઉન્સિલ તરીકે કાર્ય કરતા સત્તાધિકારીના ઉલ્લેખો, જમ્મુ અને કાશ્મીર રાજ્યના સંવિધાન અધિનિયમ, ૧૯૯૬ હેઠળ રચાયેલા સલાહકાર મંડળના ઉલ્લેખો છે, એમ અર્થ કરવામાં આવશે અને સંવિધાનના આરંભના ઉલ્લેખોનો અર્થ, સંવિધાન (જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પાડવા બાબતના) હુકમ, ૧૯૫૪ના આરંભ અંગેના ઉલ્લેખો છે એમ કરવામાં આવશે, એટલે કે, ૧૪મી મે, ૧૯૫૪.

(૨) આ સંવિધાનના આરંભે ફેડરલ ન્યાયાલયમાં નિકાલ-બાકી રહેલાં તમામ દીવાની કે ફોજદારી દાવા, અપીલો અને કાર્યવાહી, ઉચ્ચતમ ન્યાયાલયમાં આવેલાં ગણાશે અને ઉચ્ચતમ ન્યાયાલયને તેની સુનાવણી કરીને તેનો નિર્ણય કરવાની હકૂમત રહેશે અને આ સંવિધાનના આરંભ પહેલાં ફેડરલ ન્યાયાલયે આપેલા ફેંસલા અથવા કરેલા હુકમોને ઉચ્ચતમ ન્યાયાલયે તે આપ્યા અને કર્યા હોય તેવા જ પ્રભાવ અને અસર રહેશે.

(૩) ભારતના રાજ્યક્ષેત્રની અંદરના કોઈ ન્યાયાલયના કોઈ ફેંસલા, હુકમનામા અથવા હુકમ ઉપરની કે તેના અંગેની અપીલો અને અરજીઓનો નિકાલ કરવા માટે હિઝ-મેજેસ્ટી-ઈન-કાઉન્સિલની હકૂમતના અમલને કાયદાથી અધિકૃત કર્યો હોય તેટલે અંશે તેને આ સંવિધાનનો કોઈ પણ મજકૂર બિન-કાયદેસર ઠરાવે છે એમ ગણાશે નહિ, અને આ સંવિધાનના આરંભ પછી, એવી કોઈ અપીલ અથવા અરજી ઉપર કરેલો હિઝ-મેજેસ્ટી-ઈન-કાઉન્સિલનો કોઈ હુકમ આ સંવિધાનથી ઉચ્ચતમ ન્યાયાલયને અપાયેલી હકૂમતનો અમલ કરતાં એવા ન્યાયાલયે કરેલો હુકમ અથવા હુકમનામું હોય તેમ તમામ હેતુઓ માટે અસરકર્તા થશે.

(૪) આ સંવિધાનના આરંભે અને એવા આરંભથી પહેલી અનુસૂચિના ભાગ-ખમાં નિર્દિષ્ટ કરેલા કોઈ રાજ્યમાં પ્રિવી કાઉન્સિલ તરીકે કાર્ય કરતા સત્તાધિકારીની, તે રાજ્યની અંદરના કોઈ ન્યાયાલયના કોઈ ફેંસલા, હુકમનામા અથવા હુકમ ઉપરની કે તે અંગેની અપીલો અને અરજીઓ સ્વીકારવાની અને તેનો નિકાલ કરવાની હકૂમત રહેશે નહિ અને એવા આરંભે સદરહુ સત્તાધિકારી સમક્ષ નિકાલ-બાકી રહી હોય તેવી તમામ અપીલો અને બીજી કાર્યવાહી ઉચ્ચતમ ન્યાયાલયને તબદીલ કરવામાં આવશે તે તેનો નિકાલ કરશે.

(૫) આ અનુચ્છેદની જોગવાઈઓને અમલમાં લાવવા માટે સંસદ, કાયદાથી વધુ જોગવાઈ કરી શકશે.

**આ સંવિધાનની જોગવાઈઓને અધીન રહીને, ન્યાયાલયોએ, સત્તાધિકારીઓએ અને અધિકારીઓએ કાર્ય કરવાનું ચાલુ રાખવા બાબત.**

**૩૭૫.** ભારતના સમગ્ર રાજ્યક્ષેત્રમાં દીવાની, ફોજદારી અને મહેસૂલી હકૂમતવાળા તમામ ન્યાયાલયો, તમામ ન્યાયિક, વહીવટી અને દફ્તરી સત્તાધિકારીઓ અને અધિકારીઓ આ સંવિધાનની જોગવાઈઓને અધીન રહીને, પોતપોતાના કાર્યો કરવાનું ચાલુ રાખશે.

**ઉચ્ચ ન્યાયાલયોના ન્યાયાધીશો વિષે જોગવાઈઓ.**

[૧]**૩૭૬.** (૧) અનુચ્છેદ ૨૧૭ના ખંડ (૨)માં ગમે તે મજકૂર હોય તે છતાં, આ સંવિધાનના આરંભની તરત પહેલાં કોઈ પ્રાંતના ઉચ્ચ ન્યાયાલયના હોદ્દા ધરાવતા ન્યાયાધીશો, તેમણે અન્યથા પસંદગી કરી ન હોય તો, એવા આરંભે તત્સમાન રાજ્યના ઉચ્ચ ન્યાયાલયના ન્યાયાધીશો બનશે અને તેમ થયે અનુચ્છેદ ૨૨૧ હેઠળ તેવા ઉચ્ચ ન્યાયાલયના ન્યાયાધીશો અંગે કરેલી જોગવાઈ પ્રમાણે પગાર અને ભથ્થાં અને એવી રજા અને પેન્શન અંગેના હકો મેળવવાને તેમને અધિકાર રહેશે. [૨][એવા કોઈ ન્યાયાધીશ, ભારતના નાગરિક ન હોય તે છતાં, એવા ઉચ્ચ ન્યાયાલયના મુખ્ય ન્યાયમૂર્તિ તરીકે અથવા બીજા કોઈ ઉચ્ચ ન્યાયાલયના મુખ્ય ન્યાયમૂર્તિ અથવા અન્ય ન્યાયાધીશ તરીકે નિમાવાને પાત્ર ગણાશે.]

(૨) આ સંવિધાનના આરંભની તરત પહેલાં, પહેલી અનુસૂચિના ભાગ-ખમાં નિર્દિષ્ટ કરેલા કોઈ રાજ્યની તત્સમાન કોઈ દેશી રાજ્યના ઉચ્ચ ન્યાયાલયના હોદ્દા ધરાવતા ન્યાયાધીશો, તેમણે અન્યથા પસંદગી કરી ન હોય તો, એવા આરંભે એ રીતે નિર્દિષ્ટ કરેલા રાજ્યના ઉચ્ચ ન્યાયાલયના ન્યાયાધીશો થશે અને અનુચ્છેદ ૨૧૭ના ખંડો (૧) અને (૨)માં ગમે તે મજકૂર હોય તે છતાં, પણ તે અનુચ્છેદના ખંડ (૧)ના પરંતુકને અધીન રહીને, રાષ્ટ્રપતિ, હુકમ કરીને નક્કી કરે તેવી મુદત પૂરી ન થાય ત્યાં સુધી, તેઓ હોદ્દા ઉપર ચાલુ રહેશે.

(૩) આ અનુચ્છેદમાં ''ન્યાયાધીશ'' એ શબ્દમાં કોઈ કાર્યકારી અથવા વધારાના ન્યાયાધીશનો સમાવેશ થતો નથી.

**ભારતના નિયંત્રક-મહાલેખા પરીક્ષક વિષે જોગવાઈઓ.**

[૧]**૩૭૭.** આ સંવિધાનના આરંભની તરત પહેલાં હોદ્દો ધરાવતા ભારતના મહાલેખા-પરીક્ષક, તેમણે અન્યથા પસંદગી કરી ન હોય તો, એવા આરંભે ભારતના નિયંત્રક-મહાલેખા પરીક્ષક બનશે અને તેમ થયે અનુચ્છેદ ૧૪૮ના ખંડ (૩) હેઠળ ભારતના નિયંત્રક-મહાલેખા પરીક્ષક અંગે કરેલી જોગવાઈ પ્રમાણે પગાર અને એવા રજા અને પેન્શન અંગેના હકો મેળવવાને તેમને અધિકાર રહેશે અને એવા આરંભની તરત પહેલાં, તેમને જે જોગવાઈઓ લાગુ પડતી

---

૧. અનુચ્છેદ ૩૭૬ અને ૩૭૭ જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડશે નહિ.

૨. સંવિધાન (પહેલા સુધારા) અધિનિયમ, ૧૯૫૧ની કલમ ૧૩થી આ મજકૂર ઉમેર્યો છે.

હતી તે હેઠળ નક્કી કર્યા પ્રમાણે પોતાના હોદ્દાની મુદત પૂરી ન થાય ત્યાં સુધી, હોદ્દા ઉપર ચાલુ રહેવાનો હક રહેશે.

[૧]**૩૭૮.** (૧) આ સંવિધાનના આરંભની તરત પહેલાં હિંદ ડુમિનિયનના લોકસેવા આયોગના હોદ્દા ધરાવતા સભ્યો, તેમણે અન્યથા પસંદગી કરી ન હોય તો, એવા આરંભે સંઘ લોકસેવા આયોગના સભ્યો બનશે અને અનુચ્છેદ ૩૧૬ના ખંડો (૧) અને (૨)માં ગમે તે મજકૂર હોય તે છતાં, પણ તે અનુચ્છેદના ખંડ (૨)ના પરંતુકને અધીન રહીને, એવા આરંભની તરત પહેલાં એવા સભ્યોને જે નિયમો લાગુ પડતા હતા તે હેઠળ નક્કી કર્યા પ્રમાણે પોતાના હોદ્દાની મુદત પૂરી ન થાય ત્યાં સુધી, તેઓ હોદ્દા ઉપર ચાલુ રહેશે. **લોકસેવા આયોગ વિષે જોગવાઈઓ.**

(૨) આ સંવિધાનના આરંભની તરત પહેલાં કોઈ પ્રાન્તના લોકસેવા આયોગના અથવા પ્રાન્તોના કોઈ જૂથની જરૂરિયાતો પૂરી પાડતા લોકસેવા આયોગના હોદ્દા ધરાવતા સભ્યો, તેમણે અન્યથા પસંદગી કરી ન હોય તો એવા આરંભે, યથાપ્રસંગ, તત્સમાન રાજ્યના લોકસેવા આયોગના સભ્યો અથવા તત્સમાન રાજ્યોની જરૂરિયાતો પૂરી પાડતા સંયુક્ત રાજ્ય લોકસેવા આયોગના સભ્યો બનશે અને અનુચ્છેદ ૩૧૬ના ખંડો (૧) અને (૨)માં ગમે તે મજકૂર હોય તે છતાં, પણ તે અનુચ્છેદના ખંડ (૨)ના પરંતુકને અધીન રહીને, એવા આરંભની તરત પહેલાં એવા સભ્યોને જે નિયમો લાગુ પડતા હતા તે હેઠળ નક્કી કર્યા પ્રમાણે પોતાના હોદ્દાની મુદત પૂરી ન થાય ત્યાં સુધી, તેઓ હોદ્દા ઉપર ચાલુ રહેશે.

[૨][**૩૭૮-ક.** અનુચ્છેદ ૧૭૨માં ગમે તે મજકૂર હોય તે છતાં, રાજ્ય પુનર્રચના અધિનિયમ, ૧૯૫૬ની અનુચ્છેદો ૨૮ અને ૨૯ની જોગવાઈ હેઠળ રચાયેલી આંધ્રપ્રદેશની વિધાનસભા તેનું વહેલું વિસર્જન કરવામાં ન આવે તો, સદરહુ અનુચ્છેદ ૨૯માં ઉલ્લેખેલી તારીખથી પાંચ વર્ષની મુદત સુધી ચાલુ રહેશે અને તેથી વધુ મુદત સુધી ચાલુ રહેશે નહિ અને સદરહુ મુદત પૂરી થયે તે વિધાનસભાનું વિસર્જન થયું ગણાશે.] **આંધ્રપ્રદેશની વિધાનસભાની મુદત વિષે ખાસ જોગવાઈ.**

**૩૭૯-૩૯૧.** સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ના અનુચ્છેદ ૨૯ અને અનુસૂચિથી રદ કર્યા છે.

[૩]**૩૯૨.** (૧) કોઈ મુશ્કેલી, ખાસ કરીને હિંદ રાજ્ય વહીવટ અધિનિયમ, ૧૯૩૫ની જોગવાઈઓમાંથી આ સંવિધાનની જોગવાઈઓમાં થતા સંક્રમણ સંબંધી મુશ્કેલી નિવારવાના હેતુ માટે, રાષ્ટ્રપતિ હુકમ કરીને આદેશ કરી શકશે કે તે હુકમમાં નિર્દિષ્ટ કરવામાં આવે તેવી મુદત દરમિયાન પોતાને જરૂરી અથવા ઈષ્ટ લાગે તેવો સુધારોવધારો કે ઘટાડો કરીને કરેલા અનુકૂલનોને અધીન રહીને, આ સંવિધાન અસરકર્તા થશે : **મુશ્કેલી નિવારવા માટે રાજ્ય સરકારની સત્તા.**

પરંતુ ભાગ-૫ના પ્રકરણ-૨ હેઠળ વિધિસર રચાયેલી સંસદની પ્રથમ બેઠક પછી એવો હુકમ કરી શકાશે નહિ.

(૨) ખંડ (૧) હેઠળ કરેલો દરેક હુકમ સંસદ સમક્ષ મૂકવો જોઈશે.

(૩) આ અનુચ્છેદથી, અનુચ્છેદ ૩૨૪થી, અનુચ્છેદ ૩૬૭ના ખંડ (૩)થી અને અનુચ્છેદ ૩૯૧થી રાષ્ટ્રપતિને અપાયેલી સત્તા આ સંવિધાનના આરંભ પહેલાં હિંદ ડુમિનિયનના ગવર્નર જનરલથી વાપરી શકાશે.

## ભાગ-૨૨

### ટૂંકી સંજ્ઞા, આરંભ, [૪][હિન્દીમાં અધિકૃત પાઠ] અને રદ કરવા બાબત

**૩૯૩.** આ સંવિધાન ભારતનું સંવિધાન કહેવાશે. **ટૂંકી સંજ્ઞા.**

[૩]**૩૯૪.** આ અનુચ્છેદ અને અનુચ્છેદો ૫, ૬, ૭, ૮, ૯, ૬૦, ૩૨૪, ૩૬૬, ૩૬૭, ૩૭૯, ૩૮૦, ૩૮૮, ૩૯૧, ૩૯૨ અને ૩૯૩ તરત અમલમાં આવશે અને આ સંવિધાનની બાકીની જોગવાઈઓ, સન ૧૯૫૦ના જાન્યુઆરી મહિનાની છવ્વીસમી તારીખે અમલમાં આવશે, જે દિવસનો આ સંવિધાનમાં, આ સંવિધાનના આરંભ તરીકે ઉલ્લેખ કર્યો છે. **આરંભ.**

---

૧. અનુચ્છેદ ૩૭૮ જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડશે નહિ.
૨. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૪થી આ અનુચ્છેદ દાખલ કર્યો છે. આ અનુચ્છેદ જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડશે નહિ.
૩. અનુચ્છેદ ૩૯૨ અને ૩૯૪ જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડશે નહિ.
૪. સંવિધાન (અઠ્ઠાવનમા સુધારા) અધિનિયમ, ૧૯૮૭ની કલમ ૨થી આ મજકૂર દાખલ કર્યો છે.

**હિન્દી ભાષામાં અધિકૃત પાઠ બાબત.**

[૧] **૩૯૪ક.** (૧) રાષ્ટ્રપતિ તેમના સત્તાધિકાર હેઠળ,-

(ક) હિન્દી ભાષામાં કેન્દ્રીય અધિનિયમોના અધિકૃત પાઠોમાં સ્વીકારેલી ભાષા, શૈલી અને પરિભાષા સાથે તેને અનુરૂપ બનાવવા જરૂરી હોય તેવા સુધારાવધારા કરીને અને તેમાં આવી પ્રસિદ્ધિ કરવામાં આવે તે પહેલાં, આ સંવિધાનના તમામ સુધારાઓનો સમાવેશ કરીને, સંવિધાન સભાના સભ્યોએ સહી કરેલ, હિન્દી ભાષામાં આ સંવિધાનનું ભાષાંતર; અને

(ખ) અંગ્રેજી ભાષામાં કરેલ આ સંવિધાનના દરેક સુધારાનું હિન્દી ભાષામાં થયેલ ભાષાંતર,

પ્રસિદ્ધ કરાવડાવશે.

(૨) ખંડ (૧) હેઠળ પ્રસિદ્ધ કરેલ, આ સંવિધાનના અને તેના દરેક સુધારાના ભાષાંતરનો મૂળ અર્થ થતો હોય તે જ પ્રમાણે તેનો અર્થ સમજવો અને તે પ્રમાણે આવા ભાષાંતરના કોઈપણ ભાગનો અર્થ સમજવામાં કોઈપણ મુશ્કેલી ઊભી થાય તો, રાષ્ટ્રપતિ, તેની યોગ્ય રીતે ફેરવિચારણા કરાવડાવશે.

(૩) આ સંવિધાનનું અને આ અનુચ્છેદ હેઠળ પ્રસિદ્ધ કરેલ તેના દરેક સુધારાઓનું ભાષાંતર, સમગ્ર હેતુઓ માટે, તેનો હિન્દી ભાષામાં, અધિકૃત પાઠ છે તેમ ગણાશે.

**રદ કરવા બાબત.**

[૨] **૩૯૫.** હિંદ સ્વતંત્રતા અધિનિયમ, ૧૯૪૭ અને હિંદ રાજ્ય વહીવટ અધિનિયમ,૧૯૩૫ને સુધારતા અથવા તેમાં પુરવણી કરતા, પણ 'પ્રિવી કાઉન્સિલ હકૂમત નાબૂદી અધિનિયમ, ૧૯૪૯ સિવાયના તમામ અધિનિયમનો આથી રદ કરવામાં આવે છે.

---

૧. સંવિધાન (અઠ્ઠાવનમા સુધારા) અધિનિયમ, ૧૯૮૭ની કલમ ૩ થી, આ મજકૂર દાખલ કર્યો છે.

૨. અનુચ્છેદ ૩૯૫ જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડશે નહિ.

## [1][પહેલી અનુસૂચિ

[અનુચ્છેદો ૧ અને ૪]

૧. રાજ્યો

| | નામ | રાજ્યક્ષેત્રો |
|---|---|---|
| ૧. | આંધ્રપ્રદેશ | [2][આંધ્ર રાજ્ય અધિનિયમ, ૧૯૫૩ની કલમ ૩ની પેટા-કલમ (૧)માં, રાજ્ય પુનર્રચના અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૩ની પેટા-કલમ (૧)માં, આંધ્રપ્રદેશ અને મદ્રાસ (સીમા ફેરફાર) અધિનિયમ, ૧૯૫૯ની પહેલી અનુસૂચિમાં અને આંધ્રપ્રદેશ અને મહેસૂર (રાજ્યક્ષેત્ર તબદીલી) અધિનિયમ, ૧૯૬૮ની અનુસૂચિમાં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો, પણ આંધ્રપ્રદેશ અને મદ્રાસ (સીમા ફેરફાર) અધિનિયમ, ૧૯૫૯ની બીજી અનુસૂચિમાં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો સિવાયના]. |
| ૨. | આસામ | આ સંવિધાનના આરંભની તરત પહેલાં આસામ પ્રાંત, ખાસી રાજ્યો અને આસામ આદિજાતિ વિસ્તારોમાં આવેલા હતા તે રાજ્યક્ષેત્રો, પણ આસામ (સીમા ફેરફાર) અધિનિયમ, ૧૯૫૧ની અનૂસૂચિમાં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો [3][અને નાગાલેન્ડ રાજ્ય અધિનિયમ, ૧૯૬૨ની કલમ ૩ની પેટા-કલમ (૧)માં નિર્દિષ્ટ કરેલ રાજ્યક્ષેત્રો][4][અને ઉત્તર-પૂર્વીય વિસ્તાર (પુનર્રચના) અધિનિયમ, ૧૯૭૧ની કલમો ૫, ૬ અને ૭માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો સિવાયના.] |
| ૩. | બિહાર | [5][આ સંવિધાનના આરંભની તરત પહેલાં બિહાર પ્રાંતમાં આવેલા હતા તે અથવા તેનો ભાગ હોય તેમ જેમનો વહીવટ થતો હતો તે રાજ્યક્ષેત્રો અને બિહાર અને ઉત્તરપ્રદેશ (સીમા ફેરફાર) અધિનિયમ, ૧૯૬૮ની કલમ ૩ની પેટા-કલમ (૧)ના ખંડ (ક)માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો, પણ બિહાર અને પશ્ચિમ બંગાળ (રાજ્યક્ષેત્ર તબદીલી) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૩ની પેટા-કલમ (૧)માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો અને પ્રથમ જણાવેલા અધિનિયમની કલમ ૩ની પેટા-કલમ (૧)ના ખંડ (ખ)માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો [6][અને બિહાર પુનર્રચના અધિનિયમ, ૨૦૦૦ની કલમ ૩માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો] સિવાયના.] |
| [7][૪. | ગુજરાત | મુંબઈ પુનર્રચના અધિનિયમ, ૧૯૬૦ની કલમ ૩ની પેટા-કલમ (૧)માં ઉલ્લેખેલા રાજ્યક્ષેત્રો.] |
| ૫. | કેરળ | રાજ્ય પુનર્રચના અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૫ની પેટા-કલમ (૧)માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો. |
| ૬. | મધ્યપ્રદેશ | રાજ્ય પુનર્રચના અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૯ની પેટા-કલમ (૧)માં [8][અને રાજસ્થાન અને મધ્યપ્રદેશ (રાજ્યક્ષેત્ર તબદીલી) અધિનિયમ ૧૯૫૯ની પહેલી અનુસૂચિમાં] નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો. [9][પણ, મધ્યપ્રદેશ પુનર્રચના અધિનિયમ, ૨૦૦૦ની કલમ ૩માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો સિવાયના] |

૧. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨થી મૂળ અનુસૂચિને સ્થાને આ અનુસૂચિ મૂકી છે.
૨. આંધ્રપ્રદેશ અને મ્હૈસુર (રાજ્યક્ષેત્ર તબદીલી) અધિનિયમ, ૧૯૬૮ (સન ૧૯૬૮ના ૩૬મા) ની કલમ ૪થી અગાઉની નોંધને સ્થાને આ નોંધ મૂકી છે. (તા. ૧-૧૦-૧૯૬૮થી અમલી.)
૩. નાગાલેન્ડ રાજ્ય અધિનિયમ, ૧૯૬૨ (સન ૧૯૬૨ના ૨૭મા) ની કલમ ૪થી આ મજકૂર ઉમેર્યો છે. (તારીખ ૧-૧૨-૧૯૬૩થી અમલી).
૪. ઉત્તર-પૂર્વીય વિસ્તાર (પુનર્રચના) અધિનિયમ, ૧૯૭૧ (સન ૧૯૭૧ના ૮૧મા)ની કલમ ૯(ક) (૧) થી આ મજકૂર ઉમેર્યો છે. (તારીખ ૨૧-૧-૧૯૭૨થી અમલી.)
૫. બિહાર અને ઉત્તર પ્રદેશ (સીમા ફેરફાર) અધિનિયમ, ૧૯૬૮ (સન ૧૯૬૮ના ૨૪મા)ની કલમ ૪થી, અગાઉની નોંધને સ્થાને આ મજકૂર મૂક્યો છે. (તારીખ ૧૦-૬-૧૯૭૦ની અમલી.)
૬. બિહાર પુનર્રચના અધિનિયમ, ૨૦૦૦ (સન ૨૦૦૦ના ૩૦મા)ની કલમ ૫ થી આ મજકૂર ઉમેર્યો છે.(તારીખ ૧૫-૧૧-૨૦૦૦થી અમલી)
૭. મુંબઈ પુનર્રચના અધિનિયમ, ૧૯૬૦ (સન ૧૯૬૦ના ૧૧મા) ની કલમ ૪થી મૂળ નોંધ ૪ને સ્થાને આ નોંધ મૂકી છે. (તારીખ ૧-૫-૧૯૬૦થી અમલી.)
૮. રાજસ્થાન અને મધ્યપ્રદેશ (રાજ્યક્ષેત્ર તબદીલી) અધિનિયમ, ૧૯૫૯ (સન ૧૯૫૯ના ૪૭મા)ની કલમ ૪થી આ મજકૂર ઉમેર્યો છે. (તારીખ ૧-૧૦-૧૯૫૯થી અમલી.)
૯. મધ્યપ્રદેશ પુનર્રચના અધિનિયમ, ૨૦૦૦(સન ૨૦૦૦ના ૨૮મા)ની કલમ ૫થી આ મજકૂર ઉમેર્યો છે. (તારીખ ૧-૧૧-૨૦૦૦થી અમલી)

| નામ | રાજ્યક્ષેત્રો |
| --- | --- |
| [1][૭. તામિલનાડુ] | આ સંવિધાનના આરંભની તરત પહેલાં મદ્રાસ પ્રાંતમાં આવેલા હતા તે અથવા તેનો ભાગ હોય તેમ જેમનો વહીવટ થતો હતો તે રાજ્યક્ષેત્રો અને રાજ્ય પુનર્રચના અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૪માં [2][અને આંધ્રપ્રદેશ અને મદ્રાસ (સીમા ફેરફાર) અધિનિયમ, ૧૯૫૯ની બીજી અનુસૂચિમાં] નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો, પણ આંધ્ર રાજ્ય અધિનિયમ, ૧૯૫૩ની કલમ ૩ની પેટા-કલમ (૧)માં અને કલમ ૪ની પેટા-કલમ (૧)માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો, અને [3][રાજ્ય પુનર્રચના અધિનિયમ, ૧૯૫૬ની કલમ-૫ ની પેટા-કલમ (૧) ના ખંડ (ખ), કલમ ૬ અને કલમ ૭ની પેટા-કલમ (૧)ના ખંડ (ઘ)માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો અને આંધ્રપ્રદેશ અને મદ્રાસ (સીમા ફેરફાર) અધિનિયમ, ૧૯૫૯ની પહેલી અનુસૂચિમાં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો સિવાયના.] |
| [4][૮. મહારાષ્ટ્ર | રાજ્ય પુનર્રચના અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૮ની પેટા-કલમ (૧)માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો, પણ મુંબઈ પુનર્રચના અધિનિયમ, ૧૯૬૦ની કલમ ૩ ની પેટા-કલમ (૧)માં ઉલ્લેખેલા રાજ્યક્ષેત્રો સિવાયના.] |
| [5][[6][૯.] કર્ણાટક | રાજ્ય પુનર્રચના અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૭ની પેટા-કલમ (૧)માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો [7][પણ આંધ્રપ્રદેશ અને મ્હૈસૂર (રાજ્યક્ષેત્ર તબદીલી) અધિનિયમ, ૧૯૬૮ની અનુસૂચિમાં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો સિવાયના.] |
| [6][૧૦.] ઓરિસ્સા | આ સંવિધાનના આરંભની તરત પહેલાં ઓરિસ્સા પ્રાન્તમાં આવેલા હતા તે અથવા તેનો ભાગ હોય તે રીતે જેમનો વહીવટ થતો હતો તે રાજ્યક્ષેત્રો. |
| [6][૧૧.] પંજાબ | રાજ્ય પુનર્રચના અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૧૧માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો [8][અને સંપાદિત રાજ્યક્ષેત્ર (વિલીનીકરણ) અધિનિયમ, ૧૯૬૦ની પહેલી અનુસૂચિના ભાગ ૨માં ઉલ્લેખેલા રાજ્યક્ષેત્રો] [9][પણ સંવિધાન (નવમા સુધારા) અધિનિયમ, ૧૯૬૦ની પહેલી અનુસૂચિના ભાગ ૨માં ઉલ્લેખેલા રાજ્યક્ષેત્રો] [10][અને પંજાબ પુનર્રચના અધિનિયમ, ૧૯૬૬ની કલમ ૩ની પેટા-કલમ (૧), કલમ ૪ અને કલમ ૫ની પેટા-કલમ (૧)માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો સિવાયના.] |

૧. મદ્રાસ રાજ્ય (નામ ફેરફાર) અધિનિયમ, ૧૯૬૮ (સન (૧૯૬૮ના ૫૩મા) ની કલમ ૫થી ''૭-મદ્રાસ'' ને સ્થાને આ શબ્દો મૂક્યા છે. (તારીખ ૧૪-૧-૧૯૬૯થી અમલી.)

૨. આંધ્રપ્રદેશ અને મદ્રાસ (સીમા ફેરફાર) અધિનિયમ, ૧૯૫૯ (સન ૧૯૫૯ના ૫૬મા) ની કલમ ૬થી આ મજકૂર ઉમેર્યો છે. (તારીખ ૧-૪-૧૯૬૦ થી અમલી.)

૩. આંધ્રપ્રદેશ અને મદ્રાસ (સીમા ફેરફાર) અધિનિયમ, ૧૯૫૯ (સન ૧૯૫૯ના ૫૬મા)ની કલમ ૬ થી અમુક શબ્દોને સ્થાને આ શબ્દો મૂક્યા છે. (તારીખ ૧-૪-૧૯૬૦થી અમલી)

૪. મુંબઈ પુનર્રચના અધિનિયમ, ૧૯૬૦ (સન ૧૯૬૦ના ૧૧મા) ની કલમ ૪થી આ મજકૂર દાખલ કર્યો છે. (તારીખ ૧-૫-૧૯૬૦ થી અમલી.)

૫. મ્હૈસુર રાજ્ય (નામ ફેરફાર) અધિનિયમ, ૧૯૭૩ (સન ૧૯૭૩ના ૩૧મા)ની કલમ ૫થી ''૯. મ્હૈસુર''ને સ્થાને આ શબ્દો મૂકયા છે. (તારીખ ૧-૧૧-૧૯૭૩થી અમલી.)

૬. મુંબઈ પુનર્રચના અધિનિયમ, ૧૯૬૦ (સન ૧૯૬૦ના ૧૧મા)ની કલમ ૪થી નોંધો ૮ થી ૧૪ ને, નોંધો ૯ થી ૧૫ તરીકે ફરી નંબર આપ્યા છે. (તારીખ ૧-૫-૧૯૬૦ થી અમલી.)

૭. આંધ્રપ્રદેશ અને મ્હૈસુર (રાજ્યક્ષેત્ર તબદીલી) અધિનિયમ, ૧૯૬૮ (સન ૧૯૬૮ના ૩૬મા)ની કલમ ૪થી આ મજકૂર ઉમેર્યો છે. (તારીખ ૧-૧૦-૧૯૬૮ થી અમલી.)

૮. સંપાદિત રાજ્યક્ષેત્ર (વિલીનીકરણ) અધિનિયમ, ૧૯૬૦ (સન ૧૯૬૦ના ૬૪મા)ની કલમ ૪થી આ મજકૂર દાખલ કર્યો છે. (તારીખ ૧૭-૧-૧૯૬૧થી અમલી.)

૯. સંવિધાન (નવમા સુધારા) અધિનિયમ, ૧૯૬૦ની કલમ ૩થી આ મજકૂર ઉમેર્યો છે. (તારીખ ૧૭-૧-૧૯૬૧થી અમલી.)

૧૦. પંજાબ પુનર્રચના અધિનિયમ, ૧૯૬૬ (સન ૧૯૬૬ના ૩૧મા) ની કલમ ૭થી આ મજકૂર દાખલ કર્યો છે. (તારીખ ૧-૧૧-૧૯૬૬થી અમલી.)

| નામ | રાજ્યક્ષેત્રો |
|---|---|
| [૧][૧૨.] રાજસ્થાન | રાજ્ય પુનર્રચના અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૧૦માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો [૨][પણ રાજસ્થાન અને મધ્યપ્રદેશ (રાજ્યક્ષેત્ર તબદીલી) અધિનિયમ, ૧૯૫૯ની પહેલી અનુસૂચિમાં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો સિવાયના.] |
| [૧][૧૩.] ઉત્તરપ્રદેશ | [૩][[૪]આ સંવિધાનના આરંભની તરત પહેલાં સંયુકત પ્રાંતો તરીકે ઓળખાતા પ્રાન્તમાં આવેલા હતા તે અથવા તેનો ભાગ હોય તેમ જેમનો વહીવટ થતો હતો તે રાજ્યક્ષેત્રો, બિહાર અને ઉત્તરપ્રદેશ (સીમા ફેરફાર) અધિનિયમ, ૧૯૬૮ની કલમ ૩ની પેટા-કલમ (૧)ના ખંડ (ખ) માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો અને હરિયાણા અને ઉત્તરપ્રદેશ (સીમા ફેરફાર) અધિનિયમ, ૧૯૭૯ની કલમ ૪ની પેટા-કલમ (૧) ના ખંડ (ખ) માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો, પણ બિહાર અને ઉત્તરપ્રદેશ (સીમા ફેરફાર) અધિનિયમ, ૧૯૬૮ની કલમ ૩ની પેટા-કલમ (૧) ના ખંડ (ક) માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો [૫][ અને ઉત્તર- દેશ પુર્નરચના અધિનિયમ, ૨૦૦૦ની કલમ ૩માં નિર્દિષ્ટ કરેલા રાજયક્ષેત્રો] અને હરિયાણા અને ઉત્તરપ્રદેશ (સીમા ફેરફાર) અધિનિયમ, ૧૯૭૯ની કલમ ૪ની પેટા-કલમ (૧) ના ખંડ (ક) માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો સિવાયના.] |
| [૧][૧૪.] પશ્ચિમ બંગાળ | આ સંવિધાનના આરંભની તરત પહેલાં જે રાજ્યક્ષેત્રો પશ્ચિમ બંગાળ પ્રાંતમાં આવેલા હતા તે અથવા તેનો ભાગ હોય તેમ જેમનો વહીવટ થતો હતો તે રાજ્યક્ષેત્રો અને ચંદ્રનગર (વિલીનીકરણ) અધિનિયમ, ૧૯૫૪ની કલમ ૨ના ખંડ (ગ) માં વ્યાખ્યા કર્યા પ્રમાણે ચંદ્રનગરનું રાજ્યક્ષેત્ર તેમજ બિહાર અને પશ્ચિમ બંગાળ (રાજ્યક્ષેત્ર તબદીલ) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૩ ની પેટા-કલમ (૧) માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો. |
| [૧][૧૫.] જમ્મુ અને કાશ્મીર | આ સંવિધાનના આરંભની તરત પહેલાં જમ્મુ અને કાશ્મીરના દેશી રાજ્યમાં આવેલું હતું તે રાજ્યક્ષેત્ર. |
| [૬][૧૬. નાગાલેન્ડ | નાગાલેન્ડ રાજ્ય અધિનિયમ, ૧૯૬૨ની કલમ ૩ની પેટા-કલમ (૧)માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો.] |
| [૭][૧૭. હરિયાણા | [૮][પંજાબ પુનર્રચના અધિનિયમ, ૧૯૬૬ની કલમ ૩ની પેટા-કલમ (૨)માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો અને હરિયાણા અને ઉત્તરપ્રદેશ (સીમા ફેરફાર) અધિનિયમ, ૧૯૭૯ની કલમ ૪ની પેટા-કલમ (૧)ના ખંડ (ક)માં નિર્દિષ્ટ કરેલા પણ તે અધિનિયમની કલમ ૪ની પેટા-કલમ (૧)ના ખંડ (ખ)માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો સિવાયના રાજ્યક્ષેત્રો. ] ]. |

૧. મુંબઈ પુનર્રચના અધિનિયમ, ૧૯૬૦ (સન ૧૯૬૦ના ૧૧મા)ની કલમ ૪થી નોંધો ૮ થી ૧૪ને નોંધો ૯ થી ૧૫ તરીકે ફરી નંબર આપ્યા છે. (તારીખ ૧-૫-૧૯૬૦થી અમલી.)

૨. રાજસ્થાન અને મધ્યપ્રદેશ (રાજ્યક્ષેત્ર તબદીલી) અધિનિયમ, ૧૯૫૯ (સન ૧૯૫૯ના ૪૭મા)ની કલમ ૪ થી આ મજકૂર ઉમેર્યો છે. (તારીખ ૧-૧૦-૧૯૫૯ થી અમલી.)

૩. બિહાર અને ઉત્તરપ્રદેશ (સીમા ફેરફાર) અધિનિયમ, ૧૯૬૮ (સન ૧૯૬૮ના ૨૪મા)ની કલમ ૪ થી અસલ નોંધને સ્થાને આ મજકૂર મૂકયો છે. (તારીખ ૧૦-૬-૧૯૮૩થી અમલી)

૪. હરિયાણા અને ઉત્તરપ્રદેશ (સીમા ફેરફાર) અધિનિયમ, ૧૯૭૯ (સન ૧૯૭૯ના ૩૧મા)ની કલમ ૫(ક) થી અસલને બદલે આ નોંધ દાખલ કરી છે. (તારીખ ૧૫-૯-૧૯૮૩ થી અમલી..)

૫. ઉત્તરપ્રદેશ પુનર્રચના અધિનિયમ, ૨૦૦૦(સન ૨૦૦૦ના ૨૯મા)ની કલમ ૫થી આ મજકૂર ઉમેર્યો છે.

૬. નાગાલેન્ડ રાજ્ય અધિનિયમ, ૧૯૬૨ (સન ૧૯૬૨ના ૨૭મા)ની કલમ ૪ થી આ નોંધ ઉમેરી છે. (તારીખ ૧-૧૨-૧૯૬૩થી અમલી.)

૭. પંજાબ પુનર્રચના અધિનિયમ, ૧૯૬૬ (સન ૧૯૬૬ના ૩૧મા)ની કલમ ૭ થી આ નોંધ ઉમેરી છે. (તારીખ ૧-૧૧-૧૯૬૬ થી અમલી.)

૮. હરિયાણા અને ઉત્તરપ્રદેશ (સીમા ફેરફાર) અધિનિયમ, ૧૯૭૯ (સન ૧૯૭૯ના ૩૧મા)ની કલમ ૫ (ખ) થી અસલને બદલે આ નોંધ દાખલ કરી છે. (તારીખ ૧૫-૯-૧૯૮૩ થી અમલી.)

| નામ | રાજ્યક્ષેત્રો |
|---|---|
| [1][૧૮. હિમાચલપ્રદેશ | આ સંવિધાનના આરંભની તરત પહેલાં જે રાજ્યક્ષેત્રોનો વહીવટ હિમાચલ પ્રદેશ અને વિલાસપુર, એ નામના ચીફ કમિશનરના પ્રાંતો હોય તે રીતે થતો હતો તે રાજ્યક્ષેત્રો અને પંજાબ પુનર્રચના અધિનિયમ, ૧૯૬૬ની કલમ ૫ની પેટા-કલમ (૧) માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો.] |
| [2][૧૯. મણિપુર | આ સંવિધાનના આરંભની તરત પહેલાં જેનો વહીવટ મણિપુર નામનો ચીફ કમિશનરનો પ્રાંત હોય તે રીતે થતો હતો તે રાજ્યક્ષેત્ર. |
| ૨૦. ત્રિપુરા | આ સંવિધાનના આરંભની તરત પહેલાં જેનો વહીવટ ત્રિપુરા નામનો ચીફ કમિશનરનો પ્રાંત હોય તે રીતે થતો હતો તે રાજ્યક્ષેત્ર. |
| ૨૧. મેઘાલય | ઉત્તર-પૂર્વીય વિસ્તાર (પુનર્રચના) અધિનિયમ, ૧૯૭૧ની કલમ ૫માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો.] |
| [3][૨૨. સિક્કિમ | સંવિધાન (છત્રીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૫ના આરંભની તરત પહેલાં સિક્કિમમાં આવેલાં હતાં તે રાજ્યક્ષેત્રો.] |
| [4][૨૩. મિઝોરમ | ઉત્તર-પૂર્વીય વિસ્તાર (પુનર્રચના) અધિનિયમ, ૧૯૭૧ની કલમ ૬માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો.] |
| [5][૨૪. અરૂણાચલ પ્રદેશ | ઉત્તર-પૂર્વીય વિસ્તાર (પુનર્રચના) અધિનિયમ, ૧૯૭૧ની કલમ ૭માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો.] |
| [6][૨૫. ગોવા | ગોવા, દમણ અને દીવ પુનર્રચના અધિનિયમ, ૧૯૮૭ની કલમ ૩માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો.] |
| [7][૨૬. છત્તીસગઢ | મધ્યપ્રદેશ પુનર્રચના અધિનિયમ, ૨૦૦૦ની કલમ ૩માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો] |
| [8][૨૭. [9][ઉત્તરાખંડ] | ઉત્તરપ્રદેશ પુનર્રચના અધિનિયમ, ૨૦૦૦ની કલમ ૩માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો] |
| [10][૨૮. ઝારખંડ | બિહાર પુનર્રચના અધિનિયમ, ૨૦૦૦ની કલમ ૩માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો] |

**૨. સંઘ રાજ્યક્ષેત્રો**

| નામ | વિસ્તાર |
|---|---|
| ૧. દિલ્હી | આ સંવિધાનના આરંભની તરત પહેલાં ચીફ કમિશનરના દિલ્હી પ્રાંતમાં આવેલું હતું તે રાજ્યક્ષેત્ર. |
| [11] * * * * * | * * * * * |
| [12] * * * * | * * * * * |

૧. હિમાચલ પ્રદેશ રાજ્ય અધિનિયમ, ૧૯૭૦ (સન ૧૯૭૦ના ૫૩મા)ની કલમ ૪(ક) થી આ નોંધ ઉમેરી છે. (તારીખ ૨૫-૧-૧૯૭૧થી અમલી.)

૨. ઉત્તર-પૂર્વીય વિસ્તાર (પુનર્રચના) અધિનિયમ, ૧૯૭૧ (સન ૧૯૭૧ના ૮૧મા)ની કલમ ૯ થી આ નોંધો ઉમેરી છે. (તારીખ ૨૧-૧-૧૯૭૨ થી અમલી.)

૩. સંવિધાન (છત્રીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૫ની કલમ ૨થી આ નોંધ ઉમેરી છે. (તારીખ ૨૬-૪-૧૯૭૫થી અમલી.)

૪. મિઝોરમ રાજ્ય અધિનિયમ, ૧૯૮૬ (સન ૧૯૮૬ના ૩૪મા)ની કલમ ૪ થી આ નોંધ ઉમેરી છે. (તારીખ ૨૦-૨-૧૯૮૭ થી અમલી.)

૫. અરૂણાચલ પ્રદેશ રાજ્ય અધિનિયમ, ૧૯૮૬ (સન ૧૯૮૬ના ૬૯મા)ની કલમ ૪ થી આ નોંધ ઉમેરી છે. (તારીખ ૨૦-૨-૧૯૮૭ થી અમલી.)

૬. ગોવા, દમણ અને દીવ પુનર્રચના અધિનિયમ, ૧૯૮૭ (સન ૧૯૮૭ના ૧૮મા)ની કલમ ૫થી આ નોંધ ઉમેરી છે. (તારીખ ૩૦-૫-૧૯૮૭ થી અમલી.)

૭. મધ્યપ્રદેશ પુનર્રચના અધિનિયમ, ૨૦૦૦ના ૨૮મા)ની કલમ ૫થી આ નોંધ દાખલ કરી છે. (તારીખ ૧-૧૧-૨૦૦૦ થી અમલી)

૮. ઉત્તરપ્રદેશ પુનર્રચના અધિનિયમ, ૨૦૦૦ના ૨૯મા)ની કલમ ૫થી આ નોંધ દાખલ કરી છે. (તારીખ ૯-૧૧-૨૦૦૦ થી અમલી)

૯. ઉત્તરાંચલ (નામ ફેરફાર) અધિનિયમ, ૨૦૦૬ (સન ૨૦૦૬ના ૫૨મા)ની કલમ ૪થી ''ઉત્તરાંચલ'' એ શબ્દને સ્થાને આ શબ્દ મૂકયો છે. (તા. ૧-૧-૨૦૦૭થી અમલી)

૧૦. બિહાર પુનર્રચના અધિનિયમ, ૨૦૦૦ (સન ૨૦૦૦ના ૩૦મા)ની કલમ ૫થી આ નોંધ દાખલ કરી છે. (તારીખ ૧૫-૧૧-૨૦૦૦ થી અમલી)

૧૧. ''હિમાચલ પ્રદેશ'' ને લગતી નોંધ ૨, હિમાચલ પ્રદેશ રાજ્ય અધિનિયમ, ૧૯૭૦ (સન ૧૯૭૦ના ૫૩મા)ની કલમ ૪ થી કમી કરી છે. (તારીખ ૨૫-૧-૧૯૭૧ થી અમલી.)

૧૨. ''મણિપુર અને ત્રિપુરા'' ને લગતી નોંધો, ઉત્તર-પૂર્વીય વિસ્તાર (પુનર્રચના) અધિનિયમ, ૧૯૭૧ (સન ૧૯૭૧ના ૮૧મા)ની કલમ ૯ થી કમી કરી છે. (તારીખ ૨૧-૧-૧૯૭૨થી અમલી.)

| નામ | વિસ્તાર |
|---|---|
| [૧][૨.] આંદામાન અને નિકોબાર ટાપુઓ | આ સંવિધાનના આરંભની તરત પહેલાં આંદામાન અને નિકોબાર ટાપુઓના ચીફ કમિશનરના પ્રાંતમાં જે આવેલું હતું તે રાજ્યક્ષેત્ર. |
| [૧][૩.] [૨][લક્ષદ્વીપ.] | રાજ્ય પુનર્રચના અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૬માં નિર્દિષ્ટ કરેલ રાજ્યક્ષેત્ર. |
| [૩][[૧][૪.] દાદરા અને નગર હવેલી | સન ૧૯૬૧ના ઓગસ્ટ મહિનાની અગિયારમી તારીખની તરત પહેલાં સ્વતંત્ર દાદરા અને નગર હવેલીમાં આવેલું હતું તે રાજ્યક્ષેત્ર.] |
| [૪][[૧][૫.] દમણ અને દીવ | ગોવા, દમણ અને દીવ, પુનર્રચના અધિનિયમ, ૧૯૮૭ની કલમ ૪ માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો.] |
| [૫][[૧][૬.] [૬][પુડુચેરી] | સન ૧૯૬૨ના ઓગસ્ટ મહિનાની સોળમી તારીખની તરત પહેલાં જે રાજ્યક્ષેત્રો ભારતમાંના પોંડીચેરી, કારીકલ, માહી અને યનમ તરીકે ઓળખાતા ફ્રેન્ચ સંસ્થાનોમાં આવેલા હતા તે રાજ્યક્ષેત્રો.] |
| [૭][[૧][૭.] ચંદીગઢ | પંજાબ પુનર્રચના અધિનિયમ, ૧૯૬૬ની કલમ ૪ માં નિર્દિષ્ટ કરેલા રાજ્યક્ષેત્રો.] |
| [૮][૮. | * * * * *] |
| [૯][૯. | * * * * *] |

૧. ઉત્તર-પૂર્વીય વિસ્તાર (પુનર્રચના) અધિનિયમ, ૧૯૭૧ (સન ૧૯૭૧ના ૮૧મા)ની કલમ ૯ થી., નોંધો ૪ થી ૯ ને, નોંધો ૨ થી ૭ તરીકે ફરી નંબર આપ્યો છે. (તારીખ ૨૧-૧-૧૯૭૨થી અમલી.

૨. લક્ષદ્વીપ, મિનીકોય અને અમીનદીવી ટાપુ (નામ ફેરફાર) અધિનિયમ, ૧૯૭૩ (સન ૧૯૭૩ના ૩૪મા)ની કલમ ૫થી ''લક્ષદ્વીપ, મિનીકોય અને અમીનદીવી ટાપુઓ'' એ શબ્દોને સ્થાને આ શબ્દો મૂક્યા છે. (તારીખ ૧-૧૧-૧૯૭૩ થી અમલી.)

૩. સંવિધાન (દસમા સુધારા) અધિનિયમ, ૧૯૬૧ની કલમ ૨ થી આ નોંધ ઉમેરી છે.

૪. ગોવા, દમણ અને દીવ પુનર્રચના અધિનિયમ, ૧૯૮૭ (સન ૧૯૮૭ના ૧૮મા)ની કલમ ૫ થી નોંધ ૫ને સ્થાને આ નોંધ મૂકી છે. (તારીખ ૩૦-૫-૧૯૮૭થી અમલી.) જે સંવિધાન (બારમા સુધારા) અધિનિયમ, ૧૯૬૨ની કલમ ૨ થી દાખલ કરી હતી.

૫. સંવિધાન (ચૌદમા સુધારા) અધિનિયમ, ૧૯૬૨ની કલમો ૩ અને ૭ થી આ નોંધ ઉમેરી છે. (તારીખ ૧૬-૮-૧૯૬૨ થી અમલી.

૬. પોંડિચેરી (નામ ફેરફાર) અધિનિયમ, ૨૦૦૬ (સન ૨૦૦૬ના ૪૪મા)ની કલમ ૫થી ''પોંડિચેરી'' એ શબ્દને સ્થાને આ શબ્દ મૂકયો છે (તારીખ ૧-૧૦-૨૦૦૬થી અમલી)

૭. પંજાબ પુનર્રચના અધિનિયમ, ૧૯૬૬ (સન ૧૯૬૬ના ૩૧મા)ની કલમ ૭ થી આ નોંધ ઉમેરી છે. (તારીખ ૧-૧૧-૧૯૬૬ થી અમલી.)

૮. મિઝોરમ રાજ્ય અધિનિયમ, ૧૯૮૬ (સન ૧૯૮૬ના ૩૪મા)ની કલમ ૪ થી નોંધ ૮ કમી કરી છે. અને અરૂણાચલ પ્રદેશને લગતી નોંધ ૯ ને નોંધ ૮ તરીકે ફરી નંબર આપેલ છે. (તારીખ ૨૦-૨-૧૯૮૭થી અમલી.)

૯. અરૂણાચલ પ્રદેશ રાજ્ય અધિનિયમ, ૧૯૮૬ (સન ૧૯૮૬ના ૬૯મા)ની કલમ ૪ થી અરૂણાચલ પ્રદેશને લગતી નોંધ ૮ કમી કરી છે. (તા.૨૦-૨-૧૯૮૭ થી અમલી.)

## બીજી અનુસૂચિ

[અનુચ્છેદ ૫૯(૩), ૬૫(૩), ૭૫(૬), ૯૭, ૧૨૫, ૧૪૮(૩), ૧૫૮(૩), ૧૬૪(૫), ૧૮૬ અને ૨૨૧]

### ભાગ ક

રાષ્ટ્રપતિ અને [૧]* * * રાજ્યોના રાજ્યપાલો અંગે જોગવાઈ

૧. રાષ્ટ્રપતિને અને [૧]* * * રાજ્યોના રાજ્યપાલોને દર મહિને નીચે પ્રમાણે મળતર આપવામાં આવશે :-

| | | | | |
|---|---|---|---|---|
| રાષ્ટ્રપતિને .... | .... | .... | .... | ૧૦,૦૦૦/- રૂપિયા* |
| રાજ્યના રાજ્યપાલને | .... | .... | .... | ૫,૫૦૦/- રૂપિયા** |

૨. આ સંવિધાનના આરંભની તરત પહેલાં અનુક્રમે હિંદ ડુમિનિયનના ગવર્નર જનરલને અને તત્સમાન પ્રાંતોના ગવર્નરોને આપવામાં આવતા હતા તે ભથ્થાં રાષ્ટ્રપતિને અને [૨]* * * રાજ્યોના રાજ્યપાલોને પણ આપવામાં આવશે.

૩. આ સંવિધાનના આરંભની તરત પહેલાં અનુક્રમે ગવર્નર જનરલને અને તત્સમાન પ્રાંતોના ગવર્નરોને જે વિશેષાધિકારો હતા તે જ વિશેષાધિકારોનો હક રાષ્ટ્રપતિને અને [૩] [રાજ્યોના] રાજ્યપાલોને પોતપોતાના હોદ્દાની સમગ્ર મુદત દરમિયાન રહેશે.

૪. ઉપ-રાષ્ટ્રપતિ અથવા બીજી કોઈ વ્યકિત રાષ્ટ્રપતિના કાર્યો બજાવતી હોય અથવા રાષ્ટ્રપતિ તરીકે કામ કરતી હોય અથવા કોઈ વ્યકિત રાજ્યપાલના કાર્યો બજાવતી હોય, ત્યારે જેના કાર્યો તે બજાવતી હોય અથવા જેના વતી તે કામ કરતી હોય તે રાષ્ટ્રપતિ અથવા તે રાજ્યપાલને મળતા હોય તે જ મળતરો, ભથ્થાં અને વિશેષાધિકારો મેળવવા તે હકદાર રહેશે.

[૪]* * * * * *

### ભાગ ગ

**લોકસભાના અધ્યક્ષ અને ઉપાધ્યક્ષ તથા રાજ્યસભાના સભાપતિ અને ઉપ-સભાપતિ અને [૫] * * * * * રાજ્યની વિધાનસભાના અધ્યક્ષ અને ઉપાધ્યક્ષ તથા [૬][રાજ્યો]ની વિધાનપરિષદના સભાપતિ અને ઉપ-સભાપતિ અંગે જોગવાઈઓ**

૭. આ સંવિધાનના આરંભની તરત પહેલાં હિંદ ડુમિનિયનની સંવિધાનસભાના અધ્યક્ષને જે પગાર અને ભથ્થાં અપાતા હતા તે લોકસભાના અધ્યક્ષને અને રાજ્યસભાના સભાપતિને આપવામાં આવશે અને એ આરંભની તરત પહેલાં હિંદ ડુમિનિયનની સંવિધાનસભાના ઉપાધ્યક્ષને અપાતા હતા તે પગાર અને ભથ્થાં લોકસભાના ઉપાધ્યક્ષને અને રાજ્યસભાના ઉપ-સભાપતિને આપવામાં આવશે.

૮. [૭]* * * આ સંવિધાનના આરંભની તરત પહેલાં તત્સમાન પ્રાન્તોની વિધાનસભાના અધ્યક્ષને અને ઉપાધ્યક્ષને તથા વિધાન પરિષદના સભાપતિને અને ઉપસભાપતિને અપાતા હતા તે પગાર અને ભથ્થાં અનુક્રમે [૮][રાજ્યોની] વિધાનસભાના અધ્યક્ષને અને ઉપાધ્યક્ષને અને વિધાન પરિષદના સભાપતિને અને ઉપ-સભાપતિને આપવામાં આવશે, અને એ આરંભની તરત પહેલાં તત્સમાન પ્રાન્તને વિધાન પરિષદ ન હોય ત્યાં તે રાજ્યની વિધાન પરિષદના સભાપતિને અને ઉપ-સભાપતિને તે રાજ્યના રાજ્યપાલ ઠરાવે તે પગાર અને ભથ્થાં આપવામાં આવશે.

---

૧. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૯ અને અનુસૂચિથી ''પહેલી અનુસૂચિના ભાગ- ક માં નિર્દિષ્ટ કરેલ'' એ શબ્દો અને અક્ષરો કમી કર્યા છે.
૨. એજનની કલમ ૨૯ અને અનુસૂચિથી ''અ રીતે નિર્દિષ્ટ કરેલા'' એ શબ્દો કમી કર્યા છે.
૩. એજનની કલમ ૨૯ અને અનુસૂચિથી ''એવા રાજ્યો'' એ શબ્દોને સ્થાને આ શબ્દો મૂકયા છે.
૪. એજનની કલમ ૨૯ અને અનુસૂચિથી ભાગ ખ કમી કર્યો છે.
૫. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૯ અને અનુસૂચિથી ''પહેલી અનુસૂચિના ભાગ કમાંના રાજ્યની'' એ શબ્દો અને અક્ષરો કમી કર્યા છે.
૬. એજનની કલમ ૨૯ અને અનુસૂચિથી ''એવા કોઈ રાજ્ય'' એ શબ્દોના સ્થાને આ શબ્દો મૂક્યા છે.
૭. એજનની કલમ ૨૯ અને અનુસૂચિથી ''પહેલી અનુસૂચિના ભાગ ક માં નિર્દિષ્ટ કરેલ કોઈ રાજ્યની'' એ શબ્દો અને અક્ષરો કમી કર્યા છે.
૮. એજનની કલમ ૨૯ અને અનુસૂચિથી ''એવા રાજ્યની'' એ શબ્દોને સ્થાને આ શબ્દ મૂક્યો છે.
* રાષ્ટ્રપતિના મળતર અને પેન્શન (સુધારા) અધિનિયમ, ૨૦૦૮ (સન ૨૦૦૮ના ૨૮મા)ની કલમ ૨ પ્રમાણે હાલમાં ૧,૫૦,૦૦૦ રૂપિયા (તા. ૧-૧-૨૦૦૬ થી અમલી)
** રાજ્યપાલના (મળતર, ભથ્થાં અને વિશેષાધિકારો) સુધારા અધિનિયમ, ૨૦૦૮ (સન ૨૦૦૯ના ૧લા)ની કલમ ૩ પ્રમાણે હાલમાં ૧,૧૦,૦૦૦ રૂપિયા (તારીખ ૧-૧-૨૦૦૬ થી અમલી)

## ભાગ ઘ

### ઉચ્ચતમ ન્યાયાલય અને [1]* * ઉચ્ચ ન્યાયાલયોના ન્યાયાધીશો અંગે જોગવાઈઓ.

૯.(૧)ઉચ્ચતમ ન્યાયાલયના ન્યાયાધીશોને તેમણે ખરેખર બજાવેલી સેવામાં ગાળેલ સમય માટે દર મહિને નીચે જણાવેલા દરોએ પગાર આવામાં આવશે :-

| | | | |
|---|---|---|---|
| મુખ્ય ન્યાયમૂર્તિને | .... | .... | [2][૧૦,૦૦૦/- રૂપિયા] * |
| અન્ય કોઈપણ ન્યાયાધીશને | .... | .... | [2][૯,૦૦૦/- રૂપિયા :] ** |

પરંતુ ઉચ્ચતમ ન્યાયાલયના કોઈ ન્યાયાધીશને તેમની નિમણૂક વખતે ભારત સરકાર કે તેની પુરોગામી કોઈ સરકાર હેઠળની અથવા કોઈ રાજ્યની સરકાર કે તેની પુરોગામી કોઈ સરકાર હેઠળની અગાઉની કોઈ સેવા માટે (અશકતતા અથવા ઘા માટેના પેન્શન સિવાયનું) પેન્શન મળતું હોય, તો ઉચ્ચતમ ન્યાયાલયમાંની સેવા અંગેના તેમના પગારમાંથી -

[3][(ક) તે પેન્શનની રકમ જેટલી, અને

(ખ) એવી નિમણૂક પહેલાં, તેમને એવી અગાઉની સેવા અંગે તેમના લેણા થતા પેન્શનના કોઈ ભાગને બદલે તેની રૂપાંતરિત રકમ મળી હોય તો, તે પેન્શનના તે ભાગની રકમ જેટલી, અને

(ગ) એવી નિમણૂક પહેલાં, તેમને એવી અગાઉની સેવા અંગે નિવૃત્તિ ગ્રેચ્યુઈટી મળી હોય, તો તે ગ્રેચ્યુઈટી બરાબર થતા પેન્શન જેટલી,

રકમ બાદ કરવામાં આવશે.]

(૨) ઉચ્ચતમ ન્યાયાલયના દરેક ન્યાયાધીશને ભાડું આપ્યા વગર સરકારી રહેઠાણનો ઉપયોગ કરવાનો હક્ક રહેશે.

(૩) આ પરિચ્છેદના પેટા-પરિચ્છેદ (૨)માંનો કોઈપણ મજકૂર, જે ન્યાયાધીશ, આ સંવિધાનના આરંભની તરત પહેલાં,-

(ક) ફેડરલ ન્યાયાલયના મુખ્ય ન્યાયમૂર્તિ તરીકે હોદ્દો ધરાવતા હોય અને એ આરંભે અનુચ્છેદ ૩૭૪ના ખંડ(૧)હેઠળ ઉચ્ચતમ ન્યાયાલયના મુખ્ય ન્યાયમૂર્તિ થયા હોય, અથવા

(ખ)ફેડરલ ન્યાયાલયના અન્ય કોઈપણ ન્યાયાધીશ તરીકે હોદ્દો ધરાવતા હોય અને એ આરંભે સદરહુ ખંડ(૧)હેઠળ ઉચ્ચતમ ન્યાયાલયના (મુખ્ય ન્યાયમૂર્તિ સિવાયના) ન્યાયાધીશ થયા હોય,

તેમને તે એવા મુખ્ય ન્યાયમૂર્તિ અથવા બીજા ન્યાયાધીશના હોદ્દા પર રહે તે મુદત દરમિયાન લાગુ પડશે નહિ અને એ રીતે ઉચ્ચતમ ન્યાયાલયના મુખ્ય ન્યાયમૂર્તિ અથવા બીજા ન્યાયાધીશ બને તેવા દરેક ન્યાયાધીશને, યથાપ્રસંગ, એવા મુખ્ય ન્યાયમૂર્તિ કે બીજા ન્યાયાધીશ તરીકે ખરેખર બજાવેલી સેવામાં ગાળેલા સમય માટે આ પરિચ્છેદના પેટા-પરિચ્છેદ (૧) માં નિર્દિષ્ટ કરેલા પગાર ઉપરાંત, એ રીતે નિર્દિષ્ટ કરેલા પગાર, અને તે આરંભની તરત પહેલાં તેમને મળતો હોય તે પગાર એ બે વચ્ચેના તફાવત જેટલી રકમ, ખાસ પગાર તરીકે મેળવવાનો હક રહેશે.

(૪) ઉચ્ચતમ ન્યાયાલયના દરેક ન્યાયાધીશને ભારતના રાજ્યક્ષેત્રની અંદર ફરજ અંગે કરેલી મુસાફરીમાં થયેલું ખર્ચ ભરી આપવા માટે રાષ્ટ્રપતિ વખતોવખત ઠરાવે તેવા વાજબી ભથ્થાં મળશે અને એવી મુસાફરી અંગે તેવી વાજબી સગવડો તેને પૂરી પાડવામાં આવશે.

(૫) આ સંવિધાનના આરંભની તરત પહેલાં ફેડરલ ન્યાયાલયના ન્યાયાધીશોને લાગુ પડતી હોય તે જોગવાઈઓ, ઉચ્ચતમ ન્યાયાલયના ન્યાયાધીશોની ગેરહાજરીને કારણે રજા (રજા-ભથ્થાં સહિત) અને પેન્શન અંગેના હકોને લાગુ પડશે.

---

૧. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૯ અને અનુસૂચિથી ''પહેલી અનુસૂચિના ભાગ-ક માંના રાજ્યોમાં'' એ શબ્દો કમી કર્યા છે.

૨. સંવિધાન (ચોપ્પનમા સુધારા) અધિનિયમ, ૧૯૮૬ની કલમ ૪ થી અસલને બદલે આ મજકૂર દાખલ કર્યો છે.

૩. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૫ થી પેટા-પરિચ્છેદ (૧) ને સ્થાને આ પેટા -પરિચ્છેદ મૂક્યો છે.

* ઉચ્ચ ન્યાયાલય અને ઉચ્ચતમ ન્યાયાલયના ન્યાયાધીશોના (પગાર અને સેવાની શરતો) સુધારા અધિનિયમ, ૨૦૦૯ (સન ૨૦૦૯ના ૨૩મા) ની કલમ ૮ પ્રમાણે હાલમાં ૧,૦૦,૦૦૦ રૂપિયા (તા. ૧-૧-૨૦૦૬થી અમલી)

** એજનની કલમ ૮ પ્રમાણે હાલમાં ૯૦,૦૦૦ રૂપિયા (તા. ૧-૧-૨૦૦૬થી અમલી)

**૧૦.** [૧][(૧) ઉચ્ચ ન્યાયાલયના ન્યાયાધીશોને તેમણે ખરેખર બજાવેલી સેવામાં ગાળેલા સમય માટે દર મહિને નીચે જણાવેલા દરોએ પગાર આપવામાં આવશે :-

| | | | |
|---|---|---|---|
| મુખ્ય ન્યાયમૂર્તિને | .... | .... | [૨][૯,૦૦૦/- રૂપિયા] * |
| અન્ય કોઈપણ ન્યાયાધીશને | .... | .... | ૨[૮,૦૦૦/- રૂપિયા] ** |

પરંતુ ઉચ્ચ ન્યાયાલયના ન્યાયાધીશને તેમની નિમણૂક વખતે ભારત સરકાર કે તેની પુરોગામી કોઈ સરકાર હેઠળની અથવા કોઈ રાજ્ય સરકાર કે તેની પુરોગામી કોઈ સરકાર હેઠળની અગાઉની કોઈ સેવા માટે (અશકતતા અથવા ઘા માટેના પેન્શન સિવાયનું) પેન્શન મળતું હોય તો, ઉચ્ચ ન્યાયાલયમાંની સેવા અંગેના તેમના પગારમાંથી,-

(ક) તે પેન્શનની રકમ જેટલી, અને

(ખ) એવી નિમણૂક પહેલાં, તેમને એવી અગાઉની સેવા અંગે લેણા થતા પેન્શનના કોઈ ભાગને બદલે તેની રૂપાંતરિત રકમ મળી હોય, તો તે પેન્શનના તે ભાગની રકમ જેટલી, અને

(ગ) એવી નિમણૂક પહેલાં, તેમને તેવી અગાઉની સેવા અંગે નિવૃત્તિ ગ્રેચ્યુઈટી મળી હોય તો તે ગ્રેચ્યુઈટી બરાબર થતા પેન્શન જેટલી,

રકમ બાદ કરવામાં આવશે.]

(૨) આ સંવિધાનના આરંભની તરત પહેલાં,-

(ક) કોઈ પ્રાન્તમાંના ઉચ્ચ ન્યાયાલયના મુખ્ય ન્યાયમૂર્તિના હોદ્દા પર હોય અને એ આરંભે અનુચ્છેદ ૩૭૬ ના ખંડ (૧) હેઠળ તત્સમાન રાજ્યના ઉચ્ચ ન્યાયાલયના મુખ્ય ન્યાયમૂર્તિ થયા હોય; અથવા

(ખ) કોઈ પ્રાન્તના ઉચ્ચ ન્યાયાલયના અન્ય ન્યાયાધીશના હોદ્દા પર હોય અને એ આરંભે સદરહુ ખંડ હેઠળ તત્સમાન રાજ્યના ઉચ્ચ ન્યાયાલયના (મુખ્ય ન્યાયમૂર્તિ સિવાયના) ન્યાયાધીશ થયા હોય,

તેવી દરેક વ્યકિત એવા આરંભની તરત પહેલાં આ પરિચ્છેદના પેટા-પરિચ્છેદ (૧) માં નિર્દિષ્ટ કરેલા પગાર કરતાં ઊંચા દરે પગાર મેળવતી હોય, તો તેને, યથાપ્રસંગ, મુખ્ય ન્યાયમૂર્તિ કે બીજા ન્યાયાધીશ તરીકે ખરેખર બજાવેલી સેવામાં ગાળેલા સમય માટે સદરહુ પેટા-પરિચ્છેદમાં નિર્દિષ્ટ કરેલા પગાર ઉપરાંત, એ પ્રમાણે નિર્દિષ્ટ કરેલા પગાર અને એ આરંભની તરત પહેલાં તેને મળતા પગાર વચ્ચેના તફાવત જેટલી રકમ, ખાસ પગાર તરીકે મેળવવાનો તેને હક રહેશે.

[૩][(૩) સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ ના આરંભની તરત પહેલાં પહેલી અનુસૂચિના ભાગ ખ માં નિર્દિષ્ટ કરેલા રાજ્યના ઉચ્ચ ન્યાયાલયના મુખ્ય ન્યાયમૂર્તિ તરીકે હોદ્દો ધરાવતી હોય અને એ આરંભે સદરહુ અધિનિયમથી સુધાર્યા મુજબની સદરહુ અનુસૂચિમાં નિર્દિષ્ટ કરેલા કોઈ રાજ્યના ઉચ્ચ ન્યાયાલયના મુખ્ય ન્યાયમૂર્તિ થઈ હોય તેવી વ્યકિત એવા આરંભની તરત પહેલાં પોતાના પગાર ઉપરાંત ભથ્થાં તરીકે કોઈ રકમ મેળવતી હોય તો એવા મુખ્ય ન્યાયમૂર્તિ તરીકે ખરેખર બજાવેલી સેવામાં ગાળેલા સમય માટે આ પરિચ્છેદના પેટા-પરિચ્છેદ (૧) માં નિર્દિષ્ટ કરેલા પગાર ઉપરાંત ભથ્થાં તરીકે તેટલી રકમ મેળવવાનો તેને હક રહેશે.]

૧૧. આ ભાગમાં, સંદર્ભથી અન્યથા અપેક્ષિત ન હોય તો, -

(ક) ''મુખ્ય ન્યાયમૂર્તિ'' એ શબ્દપ્રયોગમાં કાર્યકારી મુખ્ય ન્યાયમૂર્તિનો અને ''ન્યાયાધીશ'' એ શબ્દપ્રયોગમાં તદર્થ ન્યાયાધીશનો સમાવેશ થાય છે;

(ખ) '' ખરેખર બજાવેલી સેવા'' માં -

(૧) કોઈ ન્યાયાધીશે, ન્યાયાધીશ તરીકેની ફરજ ઉપર અથવા રાષ્ટ્રપતિની વિનંતીથી જે બજાવવાનું પોતે સ્વીકાર્યુ હોય તેવા બીજાં કાર્યોના પાલનમાં ગાળેલા સમયનો;

---

૨. સંવિધાન (ચોપ્પનમા સુધારા) અધિનિયમ, ૧૯૮૬ની કલમ ૪ થી અસલને બદલે આ મજકૂર દાખલ કર્યો છે.

૩. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૫થી પેટા-પરિચ્છેદો (૩) અને (૪) ને સ્થાને આ મજકૂર મૂક્યો છે.

* ઉચ્ચ ન્યાયાલય અને ઉચ્ચતમ ન્યાયાલયના ન્યાયાધીશોના (પગાર અને સેવાની શરતો) સુધારા અધિનિયમ, ૨૦૦૯ (સન ૨૦૦૯ના ૨૩મા) ની કલમ ૨ પ્રમાણે હાલમાં ૯૦,૦૦૦ રૂપિયા (તા. ૧-૧-૨૦૦૬થી અમલી)

** એજનની કલમ ૨ પ્રમાણે હાલમાં ૮૦,૦૦૦ રૂપિયા (તા. ૧-૧-૨૦૦૬થી અમલી)

(૨)જે સમય દરમિયાન ન્યાયાધીશ રજા ઉપર ગેરહાજર હોય તે સમય સિવાયના વેકેશનનો; અને

(૩)કોઈ ઉચ્ચ ન્યાયાલયમાંથી ઉચ્ચતમ ન્યાયાલયમાં અથવા એક ઉચ્ચ ન્યાયાલયમાંથી બીજા ઉચ્ચ ન્યાયાલયમાં બદલી થયે ફરજ ઉપર જોડાવાનો સમયનો, સમાવેશ થાય છે.

## ભાગ ચ

## ભારતના નિયંત્રક-મહાલેખા પરીક્ષક અંગે જોગવાઈઓ

**૧૨.** (૧)ભારતના નિયંત્રક-મહાલેખા પરીક્ષકને દર મહિને ચાર હજાર* રૂપિયાના દરે પગાર આપવામાં આવશે.

(૨)જે વ્યક્તિ આ સંવિધાનના આરંભની તરત પહેલાં ભારતના મહાલેખા પરીક્ષક તરીકે હોદ્દો ધરાવતી હોય અને એ આરંભે અનુચ્છેદ ૩૭૭ હેઠળ ભારતની નિયંત્રક-મહાલેખા પરીક્ષક થઈ હોય તેને આ પરિચ્છેદના પેટા-પરિચ્છેદ (૧) માં નિર્દિષ્ટ કરેલા પગાર ઉપરાંત, એ રીતે નિર્દિષ્ટ કરેલા પગાર અને એ આરંભની તરત પહેલાં ભારતના મહાલેખા-પરીક્ષક તરીકે તે મેળવતી હોય તે પગાર, એ બે વચ્ચેના તફાવત જેટલી રકમ, ખાસ પગાર તરીકે મેળવવાનો હક રહેશે.

(૩)ભારતના નિયંત્રક-મહાલેખા પરીક્ષકની ગેરહાજરીની રજા અને પેન્શન અને સેવાની બીજી શરતો અંગેના હકોને, આ સંવિધાનના આરંભની તરત પહેલાં ભારતના મહાલેખા-પરીક્ષકને લાગુ પડતી જોગવાઈઓ, યથાપ્રસંગ, લાગુ પડશે અથવા લાગુ પડવી ચાલુ રહેશે અને તે જોગવાઈઓમાં ગવર્નર જનરલ અંગેના ઉલ્લેખેલા રાષ્ટ્રપતિ અંગેના ઉલ્લેખો તરીકે કરવામાં આવશે.

---

*ભારતના નિયંત્રક-મહાલેખા પરીક્ષકને ઉચ્ચતમ ન્યાયાલયના ન્યાયાધીશના પગાર જેટલો પગાર આપવામાં આવશે, જુઓ નિયંત્રક અને મહાલેખા પરીક્ષક (ફરજો, સત્તા અને સેવાની શરતો) અધિનિયમ, ૧૯૭૧ (સન ૧૯૭૧ના ૫૬મા)ની કલમ ૩ ઉચ્ચ ન્યાયાલય અને ઉચ્ચતમ ન્યાયાલયના ન્યાયાધીશ (પગાર અને સેવાની શરતો) સુધારા અધિનિયમ, ૨૦૦૯ (સન ૨૦૦૯ના ૨૩મા)ની કલમ ૮થી ઉચ્ચતમ ન્યાયાલયના ન્યાયાધીશોના પગાર વધારીને માસિક રૂા. ૯૦,૦૦૦/- કરવામાં આવેલ છે. (તા. ૧-૧-૨૦૦૬થી અમલી).

## [1]ત્રીજી અનુસૂચિ

[અનુચ્છેદ ૭૫(૪), ૯૯, ૧૨૪(૬), ૧૪૮(૨), ૧૬૪(૩), ૧૮૮ અને ૨૧૯]

### શપથો અથવા પ્રતિજ્ઞાઓના નમૂના

**૧**

**સંઘના મંત્રી માટે હોદ્દાના શપથનો નમૂનો :-**

''હું અ.બ. **ઈશ્વરને નામે સોગંદ લઉં છું** કે કાયદાથી સ્થાપિત ભારતના સંવિધાન પ્રત્યે હું સાચી શ્રદ્ધા અને નિષ્ઠા ધરાવીશ,

**ગંભીરતા પૂર્વક પ્રતિજ્ઞા કરું છું**

[2][હું ભારતના સાર્વભૌમત્વનું અને અખંડતાનું સમર્થન કરીશ,] હું સંઘના મંત્રી તરીકેના મારા કર્તવ્યો નિષ્ઠાપૂર્વક અને અંતઃકરણપૂર્વક બજાવીશ અને ભય કે પક્ષપાત, રાગ કે દ્વેષ વિના તમામ લોકો સાથે સંવિધાન અને કાયદા અનુસાર ન્યાયપૂર્વક વર્તીશ.''.

**૨**

**સંઘના મંત્રી માટે ગુપ્તતાના શપથનો નમૂનો :-**

''હું અ.બ. **ઈશ્વરને નામે સોગંદ લઉં છું** કે સંઘના મંત્રી તરીકે મારી વિચારણા માટે લાવવામાં આવે અથવા મારા જાણવામાં

**ગંભીરતા પૂર્વક પ્રતિજ્ઞા કરું છું**

આવે તેવી કોઈપણ બાબતની જાણ, એવા મંત્રી તરીકેના મારા કર્તવ્યોના યોગ્ય પાલન માટે આવશ્યક હોય તે સિવાય, પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે કોઈપણ વ્યકિત અથવા વ્યકિતઓને કરીશ નહિ અથવા તેની કે તેમની આગળ તે પ્રગટ કરીશ નહિ.''.

[3][૩

**ક**

**સંસદના ચૂંટણી માટે ઉમેદવારે લેવાના શપથનો અથવા પ્રતિજ્ઞાનો નમૂનો :-**

''હું અ.બ. રાજ્યસભામાં (અથવા લોકસભામાં) બેઠક માટે ઉમેદવાર તરીકે નિયુકત થવાથી **ઈશ્વરને નામે સોગંદ લઉં છું**

**ગંભીરતા પૂર્વક પ્રતિજ્ઞા કરું છું**

કે કાયદાથી સ્થાપિત ભારતના સંવિધાન પ્રત્યે હું સાચી શ્રદ્ધા અને નિષ્ઠા ધરાવીશ અને હું ભારતના સાર્વભૌમત્વનું અને અખંડતાનું સમર્થન કરીશ.''.

**ખ**

**સંસદના સભ્યે લેવાના શપથ અથવા પ્રતિજ્ઞાનો નમૂનો :-**

''હું અ.બ. રાજ્યસભાનો (અથવા લોકસભાનો) સભ્ય ચૂંટાવાથી (અથવા નિયુકત થવાથી) **ઈશ્વરને નામે સોગંદ લઉં છું**

**ગંભીરતા પૂર્વક પ્રતિજ્ઞા કરું છું**

કે કાયદાથી સ્થાપિત ભારતના સંવિધાન પ્રત્યે હું સાચી શ્રદ્ધા અને નિષ્ઠા ધરાવીશ, હું ભારતના સાર્વભૌમત્વનું અને અખંડતાનું સમર્થન કરીશ અને જે કર્તવ્ય હું સ્વીકારી રહ્યો છું તે નિષ્ઠાપૂર્વક બજાવીશ.'']

---

૧. જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડે ત્યારે, નમૂનાઓ ૫, ૬, ૭ અને ૮ કમી કરવામાં આવશે.
૨. સંવિધાન (સોળમાં સુધારા) અધિનિયમ, ૧૯૬૩ની કલમ ૫ થી આ શબ્દો ઉમેર્યા છે.
૩. એજનની કલમ ૫ થી નમૂના ૩ ને સ્થાને આ નમૂના મૂક્યા છે.

૪

**ઉચ્ચતમ ન્યાયાલયના ન્યાયાધીશોએ અને ભારતના નિયંત્રક-મહાલેખા પરીક્ષકે લેવાના શપથ અથવા પ્રતિજ્ઞાનો નમૂનો :-**

''હું અ.બ. ભારતના ઉચ્ચતમ ન્યાયાલયનો મુખ્ય ન્યાયમૂર્તિ (અથવા ન્યાયાધીશ) (અથવા ભારતનો નિયંત્રક-મહાલેખા પરીક્ષક) નિયુકત થવાથી **ઈશ્વરને નામે સોગંદ લઉં છું** કે કાયદાથી સ્થાપિત ભારતના સંવિધાન પ્રત્યે હું સાચી શ્રદ્ધા અને

**ગંભીરતા પૂર્વક પ્રતિજ્ઞા કરું છું**

નિષ્ઠા ધરાવીશ, [૧][હું ભારતના સાર્વભૌમત્વનું અને અખંડતાનું સમર્થન કરીશ,] હું યોગ્ય રીતે અને નિષ્ઠાપૂર્વક તેમજ મારી પૂરી શકિત, સમજ અને નિર્ણયશકિતથી મારા હોદ્દાનાં કર્તવ્યો, ભય કે પક્ષપાત, રાગ કે દ્વેષ વિના બજાવીશ અને સંવિધાન અને કાયદાઓનું સમર્થન કરીશ.''

૫

**રાજ્યના મંત્રી માટે હોદ્દાના શપથનો નમૂનો :-**

''હું અ.બ. **ઈશ્વરને નામે સોગંદ લઉં છું** કે કાયદાથી સ્થાપિત ભારતના સંવિધાન પ્રત્યે હું સાચી શ્રદ્ધા અને નિષ્ઠા ધરાવીશ,

**ગંભીરતા પૂર્વક પ્રતિજ્ઞા કરું છું**

[૧][હું ભારતના સાર્વભૌમત્વનું અને અખંડતાનું સમર્થન કરીશ,] હું **ઈશ્વરને નામે સોગંદ લઉં છું** રાજ્યના મંત્રી તરીકેના

**ગંભીરતા પૂર્વક પ્રતિજ્ઞા કરું છું**

મારા કર્તવ્યો નિષ્ઠાપૂર્વક અને અંતઃકરણપૂર્વક બજાવીશ અને ભય કે પક્ષપાત, રાગ કે દ્વેષ વિના તમામ લોકો સાથે સંવિધાન અને કાયદા અનુસાર ન્યાયપૂર્વક વર્તીશ.''

૬

**રાજ્યના મંત્રી માટે ગુપ્તતાના શપથનો નમૂનો :-**

''હું અ.બ. **ઈશ્વરને નામે સોગંદ લઉં છું** કે હું ........................................................................... રાજ્યના મંત્રી

**ગંભીરતા પૂર્વક પ્રતિજ્ઞા કરું છું**

તરીકે મારી વિચારણા માટે લાવવામાં આવે અથવા મારા જાણવામાં આવે તેવી કોઈપણ બાબતની જાણ એવા મંત્રી તરીકેના મારા કર્તવ્યોના યોગ્ય પાલન માટે આવશ્યક હોય તે સિવાય, પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે કોઈપણ વ્યકિત અથવા વ્યકિતઓને કરીશ નહિ અથવા તેની કે તેમની આગળ તે પ્રગટ કરીશ નહિ.

[૨][૭

ક

**રાજ્યના વિધાનમંડળની ચૂંટણી માટેના ઉમેદવારે લેવાના શપથ અથવા પ્રતિજ્ઞાનો નમૂનો :-**

''હું અ.બ. વિધાનસભામાં (અથવા વિધાનપરિષદમાં) બેઠક માટે ઉમેદવાર તરીકે નિયુકત થવાથી **ઈશ્વરને નામે સોગંદ લઉં છું**

**ગંભીરતા પૂર્વક પ્રતિજ્ઞા કરું છું**

કે કાયદાથી સ્થાપિત ભારતના સંવિધાન પ્રત્યે સાચી શ્રદ્ધા અને નિષ્ઠા ધરાવીશ અને હું ભારતના સાર્વભૌમત્વનું અને અખંડતાનું સમર્થન કરીશ.''

---

૧. સંવિધાન (સોળમાં સુધારા) અધિનિયમ, ૧૯૬૩ની કલમ ૫થી આ શબ્દો ઉમેર્યા છે.

૨. એજનથી નમૂના ૭ ને સ્થાને આ નમૂના મૂક્યા છે.

**ખ**

**રાજ્યના વિધાનમંડળના સભ્યે લેવાના શપથ અથવા પ્રતિજ્ઞાનો નમૂનો :-**

''હું અ.બ. વિધાનસભાનો (અથવા વિધાનપરિષદનો) સભ્ય ચૂંટાવાથી (અથવા નિયુકત થવાથી) **ઈશ્વરને નામે સોગંદ લઉં છું** કે
**ગંભીરતા પૂર્વક પ્રતિજ્ઞા કરું છું**

કે કાયદાથી સ્થાપિત ભારતના સંવિધાન પ્રત્યે હું સાચી શ્રદ્ધા અને નિષ્ઠા ધરાવીશ, હું ભારતના સાર્વભૌમત્વનું અને અખંડતાનું સમર્થન કરીશ અને જે કર્તવ્ય હું સ્વીકારી રહ્યો છું તે નિષ્ઠાપૂર્વક બજાવીશ.'']

*૮*

**ઉચ્ચતમ ન્યાયાલયના ન્યાયાધીશોએ લેવાના શપથ અથવા પ્રતિજ્ઞાનો નમૂનો :-**

''હું અ.બ. ............................................ સ્થળે આવેલા (અથવા ..................................................................

..........................................................ના) ઉચ્ચ ન્યાયાલયનો મુખ્ય ન્યાયમૂર્તિ (અથવા ન્યાયાધીશ) નિયુકત થવાથી **ઈશ્વરને નામે સોગંદ લઉં છું** કે કાયદાથી સ્થાપિત ભારતના સંવિધાન પ્રત્યે હું સાચી શ્રદ્ધા અને નિષ્ઠા ધરાવીશ, **ગંભીરતા પૂર્વક પ્રતિજ્ઞા કરું છું**

[૧][હું ભારતના સાર્વભૌમત્વ અને અખંડતાનું સમર્થન કરીશ,] હું યોગ્ય રીતે અને નિષ્ઠાપૂર્વક અને મારી પૂરી શકિત, સમજ અને નિર્ણય શકિતથી મારા હોદ્દાનાં કર્તવ્યો, ભય કે પક્ષપાત, રાગ કે દ્વેષ વિના બજાવીશ અને સંવિધાન અને કાયદાઓનું સમર્થન કરીશ.''

---

૧. સંવિધાન (સોળમા સુધારા) અધિનિયમ, ૧૯૬૩ની કલમ ૫(ગ) થી આ શબ્દો ઉમેર્યા છે.

## [1][ચોથી અનુસૂચિ

## [અનુચ્છેદ ૪(૧) અને ૮૦(૨)]

## રાજ્યસભામાંની બેઠકોની ફાળવણી

નીચેના કોઠાના પહેલા કોલમમાં નિર્દિષ્ટ કરેલા દરેક રાજ્ય અથવા સંઘ રાજ્યક્ષેત્રને, તેના બીજા કોલમમાં, યથાપ્રસંગ, તે રાજ્ય અથવા તે સંઘ રાજ્યક્ષેત્રની સામે નિર્દિષ્ટ કરેલ સંખ્યામાં બેઠકોની ફાળવણી કરવામાં આવશે :-

| કોઠો | |
|---|---|
| ૧. આંધ્રપ્રદેશ | ૧૮ |
| ૨. આસામ | ૭ |
| ૩. બિહાર | [2][૧૬] |
| [3][૪. ઝારખંડ | ૬] |
| [4] [[5][૫. ગોવા | ૧] |
| [6][[5][૬. ગુજરાત | ૧૧] |
| [7][[5][૭. હરિયાણા | ૫] |
| [5][૮. કેરળ | ૯ |
| [5][૯. મધ્યપ્રદેશ | [8][૧૧] |
| [9][[5][૧૦.] છત્તીસગઢ | ૫] |
| [10][[5][૧૧.] તામિલનાડુ] | [11][૧૮] |
| [12][[5][૧૨.]મહારાષ્ટ્ર | ૧૯] |
| [13][[5][૧૩. ] કર્ણાટક] | ૧૨ |
| [5][૧૪. ] ઓરિસ્સા | ૧૦ |
| [5][૧૫.] પંજાબ | [14][૭] |

૧. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૩ થી અસલને બદલે આ અનુસૂચિ મૂકી છે.

૨. બિહાર પુનર્રચના અધિનિયમ, ૨૦૦૦ની કલમ ૭થી ''૨૨''ને બદલે, આ આંકડા મૂક્યા છે. (તા. ૧૫-૧૧-૨૦૦૦થી અમલી).

૩. એજનથી આ નોંધ દાખલ કરી છે.(તા. ૧૫-૧૧-૨૦૦૦થી અમલી).

૪. ગોવા, દમણ અને દીવ પુનર્રચના અધિનિયમ, ૧૯૮૭ (સન ૧૯૮૭ના ૧૮મા)ની કલમ ૬થી આ નોંધ મૂકી છે. (તારીખ ૩૦-૫-૧૯૮૭થી અમલી)

૫. બિહાર પુનર્રચના અધિનિયમ, ૨૦૦૦ની કલમ ૭થી નોંધો ૪ થી ૨૯ને નોંધો ૫ થી ૩૦ તરીકે ફરી નંબર આપેલ છે.

૬. મુંબઈ પુનર્રચના અધિનિયમ, ૧૯૬૦ (સન ૧૯૬૦ના ૧૧મા)ની કલમ ૬થી નોંધ ૪ને સ્થાને આ નોંધ મૂકી છે. (તારીખ ૧-૫-૧૯૬૦થી અમલી)

૭. પંજાબ પુનર્રચના અધિનિયમ, ૧૯૬૬ (સન ૧૯૬૬ના ૩૧મા)ની કલમ ૯ થી આ નોંધ દાખલ કરી છે. (તારીખ ૧-૧૧-૧૯૬૬થી અમલી)

૮. મધ્યપ્રદેશ પુનર્રચના અધિનિયમ, ૨૦૦૦ની કલમ ૭થી ''૧૬''ને બદલે, આ આંકડા મૂક્યા છે.(તારીખ ૧-૧૧-૨૦૦૦થી અમલી)

૯. એજનથી આ નોંધ ઉમેરી છે.(તારીખ ૧-૧૧-૨૦૦૦થી અમલી)

૧૦. મદ્રાસ રાજ્ય (નામ ફેરફાર) અધિનિયમ, ૧૯૬૮ (સન ૧૯૬૮ના ૫૩મા)ની કલમ ૫ થી ''૮. મદ્રાસ''ને સ્થાને નોંધ ૧૧ તરીકે આ મજકૂર મૂક્યો છે. (તારીખ ૧૪-૧-૧૯૬૯થી અમલી)

૧૧. આંધ્રપ્રદેશ અને મદ્રાસ (સીમા ફેરફાર) અધિનિયમ, ૧૯૫૯ (સન ૧૯૫૯ના ૫૬મા)ની કલમ ૮થી આંકડા ''૧૭''ને સ્થાને આ આંકડો મૂક્યો છે. (તારીખ ૧-૪-૧૯૬૦થી અમલી)

૧૨. મુંબઈ પુનર્રચના અધિનિયમ, ૧૯૬૦ (સન ૧૯૬૦ના ૧૧મા)ની કલમ ૬થી આ નોંધ દાખલ કરી છે. (તારીખ ૧-૫-૧૯૬૦થી અમલી)

૧૩. મ્હૈસુર રાજ્ય (નામ ફેરફાર) અધિનિયમ, ૧૯૭૩ (સન ૧૯૭૩ના ૩૧મા)ની કલમ ૫ થી ''૧૦. મ્હૈસુર''ને સ્થાને આ મજકૂર મૂક્યો છે. (તારીખ ૧-૧૧-૧૯૭૩થી અમલી)

૧૪. પંજાબ પુનર્રચના અધિનિયમ, ૧૯૬૬ (સન ૧૯૬૬ના ૩૧મા)ની કલમ ૯થી ''૧૧'' એ આંકડાને સ્થાને આ આંકડો મૂક્યો છે. (તારીખ ૧-૧૧-૧૯૬૬થી અમલી)

| | |
|---|---|
| [૧][૧૬.] રાજસ્થાન | ૧૦ |
| [૧][૧૭.] ઉત્તર પ્રદેશ | [૨][૩૧] |
| [૩][[૧][૧૮.] [૪][ઉત્તરાખંડ] | ૩] |
| [૧][૧૯.] પશ્ચિમ બંગાળ | ૧૬ |
| [૧][૨૦.] જમ્મુ અને કાશ્મીર | ૪ |
| [૫][[૧][૨૧.] નાગાલેન્ડ | ૧] |
| [૬][[૧][૨૨.] હિમાચલ પ્રદેશ | ૩] |
| [૧][૨૩.] મણિપુર | ૧ |
| [૧][૨૪.] ત્રિપુરા | ૧ |
| [૧][૨૫.] મેઘાલય | ૧ |
| [૭][[૧][૨૬.] સિક્કિમ | ૧] |
| [૮][[૧][૨૭.] મિઝોરમ | ૧] |
| [૯][[૧][૨૮.] અરૂણાચલ પ્રદેશ | ૧] |
| [૧][૨૯.] દિલ્હી | ૩ |
| [૧][૩૦.][૧૦][પુડુચેરી] | ૧ |
| | --------- |
| કુલ | [૧૧][૨૩૩]] |

૧. બિહાર પુનર્રચના અધિનિયમ, ૨૦૦૦ની કલમ ૭થી નોંધો ૪ થી ૨૯ને નોંધો ૫ થી ૩૦ તરીકે ફરી નંબર આપેલ છે.
૨. ઉત્તરપ્રદેશ પુનર્રચના અધિનિયમ, ૨૦૦૦ (સન ૨૦૦૦ના ૨૯મા)ની કલમ ૭થી અસલને બદલે આ મજકૂર મૂકયો છે.(તા.૯-૧૧-૨૦૦૦થી અમલી)
૩. એજનથી આ નોંધ દાખલ કરી છે.(તા.૯-૧૧-૨૦૦૦થી અમલી)
૪. ઉત્તરાંચલ (નામ ફેરફાર) અધિનિયમ, ૨૦૦૬ (સન ૨૦૦૬ના ૫૨મા)ની કલમ ૫થી અસલને બદલે આ મજકૂર મૂકયો છે.(તા.૧-૧-૨૦૦૭થી અમલી)
૫. નાગાલેન્ડ રાજ્ય અધિનિયમ, ૧૯૬૨ (સન ૧૯૬૨ના ૨૭મા)ની કલમ ૬ થી આ નોંધ દાખલ કરી છે. (તારીખ ૧-૧૨-૧૯૬૩થી અમલી)
૬. હિમાચલ પ્રદેશ રાજ્ય અધિનિયમ, ૧૯૭૦ (સન ૧૯૭૦ના ૫૩મા)ની કલમ ૫(ક)થી આ નોંધ ઉમેરી છે. (તારીખ ૨૫-૧-૧૯૭૧થી અમલી)
૭. સંવિધાન (છત્રીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૫ની કલમ ૪થી આ નોંધ ઉમેરી છે. (તારીખ ૨૬-૪-૧૯૭૫થી અમલી)
૮. મિઝોરમ રાજ્ય અધિનિયમ, ૧૯૮૬ (સન ૧૯૮૬ના ૩૪મા)ની કલમ ૫થી આ નોંધ દાખલ કરી છે. (તારીખ ૨૦-૨-૧૯૮૭થી અમલી)
૯. અરૂણાચલ પ્રદેશ રાજ્ય અધિનિયમ, ૧૯૮૬ (સન ૧૯૮૬ના ૬૯મા) ની કલમ ૫થી આ નોંધ દાખલ કરી છે. (તારીખ ૨૦-૨-૧૯૮૭થી અમલી)
૧૦. પોંડિચેરી (નામ ફેરફાર) અધિનિયમ, ૨૦૦૬ (સન ૨૦૦૬ના ૪૪મા)ની કલમ ૬થી અસલને બદલે આ મજકૂર મૂકયો છે.(તા.૧-૧૦-૨૦૦૬થી અમલી)
૧૧. ગોવા, દમણ અને દીવ પુનર્રચના અધિનિયમ, ૧૯૮૭ (સન ૧૯૮૭ના ૧૮મા)ની કલમ ૬ થી અસલને બદલે આ આંકડા મૂકયા છે. (તારીખ ૩૦-૫-૧૯૮૭થી અમલી)

# [૧]પાંચમી અનુસૂચિ

## [અનુચ્છેદ ૨૪૪ (૧)]

## અનુસૂચિત વિસ્તારો અને અનુસૂચિત આદિજાતિઓના વહીવટ અને નિયંત્રણ વિષે જોગવાઈઓ

### ભાગ-ક

### સામાન્ય

**૧. અર્થઘટન.**- આ અનુસૂચિમાં, સંદર્ભથી અન્યથા અપેક્ષિત ન હોય, તો ''રાજ્ય'' એ શબ્દપ્રયોગમાં [૨]* * * * [૩][આસામ, [૪][,[૫][મેઘાલય, ત્રિપુરા] અને મિઝોરમ] રાજ્યોનો] સમાવેશ થતો નથી.

**૨. અનુસૂચિત વિસ્તારોમાં રાજ્યની કારોબારી સત્તા.**- આ અનુસૂચિની જોગવાઈઓને અધીન રહીને, રાજ્યની કારોબારી સત્તા તેમાંના અનુસૂચિત વિસ્તારો સુધી વિસ્તરશે.

**૩. અનુસૂચિત વિસ્તારોના વહીવટ સંબંધી રાજ્યપાલે [૬]* * * * રાષ્ટ્રપતિને રિપોર્ટ કરવા બાબત .**- જ્યાં અનુસૂચિત વિસ્તારો આવેલા હોય તેવા દરેક રાજ્યના રાજ્યપાલ ૬* * * * દર વર્ષે, અથવા રાષ્ટ્રપતિ ફરમાવે ત્યારે તે રાજ્યમાંના અનુસૂચિત વિસ્તારોના વહીવટ સંબંધમાં રાષ્ટ્રપતિને રિપોર્ટ કરશે અને સંઘની કારોબારી સત્તા સદરહુ વિસ્તારોના વહીવટ વિષે તે રાજ્યને આદેશો આપવા સુધી વિસ્તરશે.

### ભાગ-ખ

### અનુસૂચિત વિસ્તારો અને અનુસૂચિત આદિજાતિઓના વહીવટ અને નિયંત્રણ

**૪. આદિજાતિ સલાહકાર કાઉન્સિલ.**- (૧) જેમાં અનુસૂચિત વિસ્તારો આવેલા હોય તે દરેક રાજ્યમાં અને રાષ્ટ્રપતિ એ પ્રમાણે આદેશ કરે તો, જેમાં અનુસૂચિત આદિજાતિઓ હોય પણ અનુસૂચિત વિસ્તારો ન હોય, તેવા રાજ્યમાં વધુમાં વધુ વીસ સભ્યોની બનેલી આદિજાતિ સલાહકાર કાઉન્સિલની સ્થાપના કરવામાં આવશે, જેમાંના ત્રણ ચતુર્થાંશની નજીકમાં નજીકની સંખ્યાના સભ્યો તે રાજ્યની વિધાનસભામાંના અનુસૂચિત આદિજાતિઓના પ્રતિનિધિઓ હોવા જોઈશે. :

પરંતુ રાજ્યની વિધાનસભામાં અનુસૂચિત આદિજાતિના પ્રતિનિધિઓની સંખ્યા, આદિજાતિ સલાહકાર કાઉન્સિલમાં એવા પ્રતિનિધિઓથી ભરવાની બેઠકોની સંખ્યા કરતાં ઓછી હોય, તો બાકીની બેઠકો તે આદિજાતિના બીજા સભ્યોથી ભરવામાં આવશે.

(૨) તે રાજ્યમાંની અનુસૂચિત આદિજાતિનાં કલ્યાણ અને પ્રગતિને લગતી જે બાબતો રાજ્યપાલ [૭]* * * * * આદિજાતિ સલાહકાર કાઉન્સિલને વિચારણા માટે મોકલે તે વિષે સલાહ આપવાની તેને ફરજ રહેશે.

(૩) રાજ્યપાલ [૬]* * * * *,-

---

૧. જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડતી નથી.

૨. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૯ અને અનુસૂચિથી ''એટલે પહેલી અનુસૂચિના ભાગ ક અથવા ભાગ ખમાં નિર્દિષ્ટ કરેલ રાજ્ય થાય છે પણ'' એ શબ્દો કમી કર્યા છે.

૩. ઉત્તર-પૂર્વીય વિસ્તાર (પુનર્રચના) અધિનિયમ, ૧૯૭૧ (સન ૧૯૭૧ના ૮૧મા)ની કલમ ૭૧ (ઝ)થી ''આસામ રાજ્યનો'' એ શબ્દોને સ્થાને આ શબ્દો મૂક્યા છે. (તારીખ ૨૧-૧-૧૯૭૨થી અમલી)

૪. સંવિધાન (ઓગણપચાસમા સુધારા) અધિનિયમ, ૧૯૮૪ની કલમ ૩થી સુધાર્યા પ્રમાણે અસલને બદલે આ મજકૂર મૂક્યો છે. (તારીખ ૧-૪-૧૯૮૫થી અમલી)

૫. મિઝોરમ રાજ્ય અધિનિયમ, ૧૯૮૬ (સન ૧૯૮૬ના ૩૪મા)ની કલમ ૩૯થી અસલ મજકૂરને સ્થાને આ મજકૂર મૂક્યો છે. (તારીખ ૨૦-૨-૧૯૮૭થી અમલી

૬. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૯ અને અનુસૂચિથી ''અથવા રાજપ્રમુખ'' એ શબ્દો કમી કર્યા છે.

૭. એજનથી ''અથવા યથાપ્રસંગ રાજપ્રમુખ'' એ શબ્દો કમી કર્યા છે.

(ક) કાઉન્સિલના સભ્યોની સંખ્યા, તેમની નિમણૂકની અને કાઉન્સિલના અધ્યક્ષ અને તેના અધિકારીઓ અને કર્મચારીઓની નિમણૂકની રીત;

(ખ) તેની બેઠકોનું સંચાલન અને તેની સામાન્ય કાર્યરીતિ; અને

(ગ) બીજી તમામ આનુષંગિક બાબતો,

ઠરાવવા અથવા તેના નિયમન માટે નિયમો કરી શકશે.

**૫. અનુસૂચિત વિસ્તારોને લાગુ પડતો કાયદો .**- (૧) આ સંવિધાનમાં ગમે તે મજકૂર હોય તે છતાં, રાજ્યપાલ [૧]* * * રાજપત્રિત જાહેરનામા દ્વારા આદેશ કરી શકશે કે સંસદનો અથવા રાજ્યના વિધાનમંડળનો કોઈ ખાસ અધિનિયમ તે રાજ્યમાંના અનુસૂચિત વિસ્તારોને કે તેના કોઈ ભાગને લાગુ પડશે નહિ અથવા તે રાજ્યમાંના અનુસૂચિત વિસ્તારોને અથવા તેના કોઈ ભાગને તે જાહેરનામામાં તેઓ નિર્દિષ્ટ કરે તેવા અપવાદો અને સુધારાવધારાને અધીન રહીને, તે લાગુ પડશે અને આ પેટા-પરિચ્છેદ હેઠળ આપવાનો કોઈ આદેશ તેની ભૂતલક્ષી અસર થાય તે રીતે આપી શકાશે.

(૨) રાજ્યમાંનો જે કોઈ વિસ્તાર તે સમયે અનુસૂચિત વિસ્તાર હોય તેનાં શાંતિ અને સુશાસન માટે રાજ્યપાલ [૧]* * * વિનિયમો કરશે.

ખાસ કરીને અને ઉપર જણાવેલી સત્તાની વ્યાપકતાને બાધ આવ્યા સિવાય, એવા વિનિયમોથી-

(ક) એવા વિસ્તારમાં અનુસૂચિત આદિજાતિઓના સભ્યો વડે અથવા તેમની અંદરોઅંદર જમીનની તબદીલી ઉપર પ્રતિબંધ અથવા નિયંત્રણ મૂકી શકાશે;

(ખ) એવા વિસ્તારોમાં અનુસૂચિત આદિજાતિઓના સભ્યોને જમીનની ફાળવણીનું નિયમન કરી શકાશે;

(ગ) એવા વિસ્તારમાં અનુસૂચિત આદિજાતિઓના સભ્યોને નાણાં ધીરનારાઓના ધીરધારના ધંધાનું નિયમન કરી શકાશે.

(૩) આ પરિચ્છેદના પેટા-પરિચ્છેદ (૨)માં ઉલ્લેખેલ હોય એવો કોઈ વિનિયમ કરતી વખતે સંસદનો અથવા રાજ્યના વિધાનમંડળનો કોઈ અધિનિયમ અથવા તે સમયે પ્રસ્તુત વિસ્તારને લાગુ પડતો કોઈ વિદ્યમાન અધિનિયમ રાજ્યપાલ [૨]* * * રદ કરી શકશે અથવા તેમાં સુધારો કરી શકશે.

(૪) આ પરિચ્છેદ હેઠળ કરેલા તમામ વિનિયમો રાષ્ટ્રપતિને તરત સાદર કરવા જોઈશે અને તેમની અનુમતિ ન મળે ત્યાં સુધી તે અમલમાં આવશે નહિ.

(૫) જ્યાં રાજ્ય માટે આદિજાતિ સલાહકાર કાઉન્સિલ હોય ત્યાં વિનિયમ કરનાર રાજ્યપાલે [૨]* * * એવી કાઉન્સિલ સાથે વિચારવિનિમય કર્યા સિવાય, આ પરિચ્છેદ હેઠળ કોઇ વિનિયમ કરી શકાશે નહિ.

---

૧. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૯ અને અનુસૂચિથી ''અથવા યથાપ્રસંગ રાજપ્રમુખ'' એ શબ્દો કમી કર્યા છે.

૨. એજનની કલમ ૨૯ અને અનુસૂચિ થી ''અથવા રાજપ્રમુખ'' એ શબ્દો કમી કર્યા છે.

### ભાગ ગ

## અનુસૂચિત વિસ્તારો

**૬. અનુસૂચિત વિસ્તારો .-** (૧) આ સંવિધાનમાં ''અનુસૂચિત વિસ્તારો'' એ શબ્દ પ્રયોગ એટલે રાષ્ટ્રપતિ [૧]હુકમ કરીને અનુસૂચિત વિસ્તારો તરીકે જાહેર કરે તે વિસ્તારો.

(૨) રાષ્ટ્રપતિ કોઈપણ સમયે [૨]હુકમ કરીને,-

(ક) આદેશ કરી શકશે કે સમગ્ર અનુસૂચિત વિસ્તાર અથવા તેનો કોઈ નિર્દિષ્ટ કરેલો ભાગ અનુસૂચિત વિસ્તાર અથવા એવા વિસ્તારનો ભાગ રહેશે નહિ;

[૩][(કક) રાજ્યના રાજ્યપાલ સાથે વિચારવિનિમય કર્યા પછી તે રાજ્યના કોઈપણ અનુસૂચિત વિસ્તારનું ક્ષેત્ર વધારી શકશે;]

(ખ) કોઈ અનુસૂચિત વિસ્તારમાં ફેરફાર કરી શકશે, પણ તે સીમાઓ સરખી કરવા પૂરતો જ;

(ગ) કોઈ રાજ્યની સીમાઓમાં ફેરફાર થતા અથવા કોઈ નવું રાજ્ય સંઘમાં દાખલ થતા કે તેની સ્થાપના થતા, કોઈ રાજ્યમાં અગાઉ સમાવિષ્ટ ન હોય તેવા રાજ્યક્ષેત્રને અનુસૂચિત વિસ્તાર તરીકે અથવા તેના ભાગ તરીકે જાહેર કરી શકશે;

[૪][(ઘ) કોઈપણ રાજ્ય એવા રાજ્યોના સંબંધમાં આ પરિચ્છેદ હેઠળ કરેલા કોઈપણ હુકમ કે હુકમો રદ કરી શકશે અને સંબંધિત રાજ્યના રાજ્યપાલ સાથે વિચારવિનિમય કરીને જે વિસ્તારો અનુસૂચિત વિસ્તારો તરીકે હોય તે વિસ્તારો ફરી મુકરર કરતાં નવેસરથી હુકમો કરી શકશે;]

અને એવા કોઈ હુકમમાં રાષ્ટ્રપતિને જરૂરી અને યોગ્ય લાગે તેવી આનુષંગિક અને પારિણામિક જોગવાઈઓ કરી શકાશે, પણ ઉપર જણાવ્યા મુજબ હોય તે સિવાય, આ પરિચ્છેદના પેટા-પરિચ્છેદ (૧) હેઠળ કરેલા હુકમમાં પછીના કોઈ હુકમથી ફેરફાર કરી શકાશે નહિ.

### ભાગ ઘ

## અનુસૂચિમાં સુધારો કરવા બાબત

**૭. અનુસૂચિમાં સુધારો કરવા બાબત.-** (૧) સંસદ, વખતોવખત કાયદાથી ઉમેરો કરીને, તેમાં ફેરફાર કરીને અથવા તે રદ કરીને આ અનુસૂચિની કોઈપણ જોગવાઈમાં સુધારો કરી શકશે અને એ રીતે અનુસૂચિ સુધારી હોય, ત્યારે આ સંવિધાનમાં આ અનુસૂચિ અંગેના કોઈ ઉલ્લેખનો અર્થ, એ રીતે સુધારેલી અનુસૂચિ અંગેના ઉલ્લેખ તરીકે કરવામાં આવશે.

(૨) આ પરિચ્છેદના પેટા-પરિચ્છેદ (૧) માં જણાવ્યા મુજબનો કોઈ કાયદો, અનુચ્છેદ ૩૬૮ના હેતુઓ માટે આ સંવિધાનનો સુધારો ગણાશે નહિ.

---

૧. જુઓ અનુસૂચિત વિસ્તારો (ભાગ-ક રાજ્યો) હુકમ, ૧૯૫૦ (સી.ઓ.૯) અને અનુસૂચિત વિસ્તારો (ભાગ-ખ રાજ્યો) હુકમ, ૧૯૫૦ (સી.ઓ.૨૬), અનુસૂચિત વિસ્તારો (હિમાચલ પ્રદેશ) હુકમ, ૧૯૭૫ (સી.ઓ. ૧૦૨) અને અનુસૂચિત વિસ્તારો (બિહાર, ગુજરાત, મધ્ય પ્રદેશ અને ઓરિસ્સા રાજ્યો) હુકમ, ૧૯૭૭ (સી.ઓ. ૧૦૯).

૨. જુઓ મદ્રાસ અનુસૂચિત વિસ્તારો (અમલબંધી) હુકમ, ૧૯૫૦ (સી.ઓ. ૩૦) અને આંધ્ર અનુસૂચિત વિસ્તારો (અમલબંધી) હુકમ, ૧૯૫૫ (સી.ઓ. ૫૦).

૩. સંવિધાન પાંચમી અનુસૂચિ (સુધારા) અધિનિયમ, ૧૯૭૬ (સન ૧૯૭૬ના ૧૦૧મા) ની કલમ ૨ (૧) થી આ ખંડ દાખલ કર્યો છે.

૪. એજનની કલમ ૨ (૨) થી આ ખંડ દાખલ કર્યો છે.

## [1]છઠ્ઠી અનુસૂચિ

## [અનુચ્છેદ ૨૨૪ (૨) અને ૨૭૫ (૧)]

## [2][ આસામ, મેઘાલય, ત્રિપુરા અને મિઝોરમ રાજ્યના] આદિજાતિ વિસ્તારોના વહીવટ વિષે જોગવાઈઓ

**૧. સ્વાયત્ત જિલ્લાઓ અને સ્વાયત્ત પ્રદેશો.-** (૧) આ પરિચ્છેદની જોગવાઈઓને અધીન રહીને, આ અનુસૂચિના પરિચ્છેદ ૨૦ સાથે જોડેલા કોઠાના [3][[4][ભાગ ૧, ૨ અને ૨-ક] અને ભાગ ૩માં ]ની દરેક બાબતમાં દર્શાવેલા આદિજાતિ વિસ્તારો સ્વાયત્ત જિલ્લા બનશે.

(૨) કોઈ સ્વાયત્ત જિલ્લામાં જુદી જુદી અનુસૂચિત આદિજાતિઓ હોય, તો જેમાં એ જાતિઓ વસતી હોય એવા વિસ્તાર કે વિસ્તારોનું રાજ્યપાલ, રાજપત્રિત જાહેરનામાથી સ્વાયત્ત પ્રદેશોમાં વિભાજન કરી શકશે.

(૩) રાજ્યપાલ, રાજપત્રિત જાહેરનામાથી-

(ક) સદરહુ કોઠાના [3][કોઈપણ ભાગમાં] કોઈ વિસ્તારનો સમાવેશ કરી શકશે,

(ખ) સદરહુ કોઠાના [3][કોઈપણ ભાગમાંથી] કોઈ વિસ્તારને કાઢી નાખી શકશે,

(ગ) કોઈ નવો સ્વાયત્ત જિલ્લો રચી શકશે,

(ઘ) કોઈ સ્વાયત્ત જિલ્લાનો વિસ્તાર વધારી શકશે,

(ચ) કોઈ સ્વાયત્ત જિલ્લાનો વિસ્તાર ઘટાડી શકશે,

(છ) એક સ્વાયત્ત જિલ્લો બને એ રીતે બે કે વધુ સ્વાયત્ત જિલ્લાઓને અથવા તેના ભાગને જોડી શકશે,

[5][(છછ) કોઈ સ્વાયત્ત જિલ્લાના નામમાં ફેરફાર કરી શકશે,]

(જ) કોઈપણ સ્વાયત્ત જિલ્લાની સીમાઓ મુકરર કરી શકશે :

પરંતુ આ અનુસૂચિના પરિચ્છેદ ૧૪ના પેટા-પરિચ્છેદ (૧) હેઠળ નિમાયેલા કમિશનનો રિપોર્ટ વિચારણામાં લીધા સિવાય, આ પેટા-પરિચ્છેદના ખંડો (ગ), (ઘ), (ચ) અને (છ) હેઠળ રાજ્યપાલ કોઈ હુકમ કરી શકશે નહિ :

[6][વધુમાં, આ પેટા-પરિચ્છેદ હેઠળ રાજ્યપાલે કરેલ કોઈ હુકમમાં, તે હુકમની જોગવાઈઓને અમલમાં લાવવા માટે જરૂરી હોવાનું તેમને જણાય તેવી (પરિચ્છેદ ૨૦ના અને સદરહુ કોઠાના કોઈ ભાગમાં કોઈ બાબતના સુધારા સહિતની) આનુષંગિક અને પારિણામિક જોગવાઈઓનો સમાવેશ કરી શકાશે.]

---

૧. જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડતી નથી

૨. મિઝોરમ રાજ્ય અધિનિયમ, ૧૯૮૬ (સન ૧૯૮૬ના ૩૪મા)ની કલમ ૩૯થી અસલ મજકૂરને સ્થાને આ મજકૂર મૂક્યો છે. (તારીખ ૨૦-૨-૧૯૮૭થી અમલી.)

૩. ઉત્તર-પૂર્વીય વિસ્તાર (પુનર્રચના) અધિનિયમ, ૧૯૭૧ (સન ૧૯૭૧ના ૮૧મા)ની કલમ ૭૧ (ટ) અને આઠમી અનુસૂચિથી ''ભાગ-ક'' એ શબ્દ અને અક્ષરને સ્થાને આ શબ્દો અને આંકડા મૂક્યા છે. (તારીખ ૨૧-૧-૧૯૭૨થી અમલી.)

૪. સંવિધાન (ઓગણપચાસમા સુધારા) અધિનિયમ, ૧૯૮૪ થી સુધાર્યા પ્રમાણે આ મજકૂર દાખલ કર્યો છે.

૫. આસામ પુનર્રચના (મેઘાલય) અધિનિયમ, ૧૯૬૯ (સન ૧૯૬૯ના ૫૫મા) ની કલમ ૭૪ અને ચોથી અનુસૂચિથી આ મજકૂર દાખલ કર્યો છે. (તારીખ ૨-૪-૧૯૭૦ થી અમલી.)

૬. ઉત્તર-પૂર્વીય વિસ્તાર (પુનર્રચના) અધિનિયમ, ૧૯૭૧ (સન ૧૯૭૧ના ૮૧મા)ની કલમ ૭૧(ટ) અને આઠમી અનુસૂચિથી આ પરંતુક ઉમેર્યો છે. (તારીખ ૨૧-૧-૧૯૭૨થી અમલી.)

[1]**૨. જિલ્લા કાઉન્સિલો અને પ્રાદેશિક કાઉન્સિલોની રચના**.- [2][(૧) દરેક સ્વાયત્ત જિલ્લા માટે વધુમાં વધુ ત્રીસ સભ્યોની બનેલી એક જિલ્લા કાઉન્સિલ રહેશે. જેમાંની વધુમાં વધુ ચાર વ્યક્તિઓને રાજ્યપાલ નિયુક્ત કરશે અને બાકીનાની ચૂંટણી પુખ્ત મતાધિકારના ધોરણે કરવી જોઇશે.].

(૨) આ અનુસૂચિના પરિચ્છેદ ૧ના પેટા-પરિચ્છેદ (૨) હેઠળ સ્વાયત્ત પ્રદેશ તરીકે રચાયેલા દરેક વિસ્તાર માટે એક અલગ પ્રાદેશિક કાઉન્સિલ રહેશે.

(૩) દરેક જિલ્લા કાઉન્સિલ અને દરેક પ્રાદેશિક કાઉન્સિલ અનુક્રમે ''(જિલ્લાનું નામ) ની જિલ્લા કાઉન્સિલ'' અને ''(પ્રદેશનું નામ)ની પ્રાદેશિક કાઉન્સિલ'' એ નામનું સંસ્થાપિત મંડળ બનશે અને તેને શાશ્વત ઉત્તરાધિકાર અને એક પોતાનો સિક્કો રહેશે અને સદરહુ નામથી તે દાવો માંડી શકશે અને તેના ઉપર દાવો માંડી શકશે.

(૪) આ અનુસૂચિની જોગવાઇઓને અધીન રહીને, કોઇ સ્વાયત્ત જિલ્લાનો વહીવટ, આ અનુસૂચિ હેઠળ તે જિલ્લાની અંદરની કોઇ પ્રાદેશિક કાઉન્સિલમાં નિહિત થયો ન હોય તેટલે અંશે તે જિલ્લા માટેની જિલ્લા કાઉન્સિલમાં નિહિત થશે અને કોઇ સ્વાયત્ત પ્રદેશનો વહીવટ એવા પ્રદેશ માટેની પ્રાદેશિક કાઉન્સિલમાં નિહિત થશે.

(૫) પ્રાદેશિક કાઉન્સિલોવાળા સ્વાયત્ત જિલ્લામાં, જિલ્લા કાઉન્સિલને પ્રાદેશિક કાઉન્સિલના અધિકાર હેઠળના વિસ્તારો અંગે આ અનુસૂચિથી તેને અપાયેલી સત્તા ઉપરાંત એવા વિસ્તારો અંગે પ્રાદેશિક કાઉન્સિલ તેને સોંપે તેવી જ સત્તા રહેશે.

(૬) જિલ્લા કાઉન્સિલો અને પ્રાદેશિક કાઉન્સિલો પહેલીવાર રચવા માટે, સબંધિત સ્વાયત્ત જિલ્લાઓ અથવા પ્રદેશોની અંદરની વિદ્યમાન આદિજાતિ કાઉન્સિલો અથવા પ્રતિનિધિત્વ ધરાવતી બીજી આદિજાતિ સંસ્થાઓ સાથે વિચારવિનિમય કરીને, રાજ્યપાલ નિયમો કરશે અને તે નિયમોમાં નીચેની બાબતો માટે જોગવાઇ કરવામાં આવશે :-

(ક) જિલ્લા કાઉન્સિલો અને પ્રાદેશિક કાઉન્સિલોની રચના અને તેમાં બેઠકોની ફાળવણી;

(ખ) તે કાઉન્સિલો માટેની ચૂંટણીઓના હેતુ માટે પ્રાદેશિક મતદારમંડળોનું સીમાંકન;

(ગ) એવી ચૂંટણીઓમાં મત આપવા માટેની લાયકાતો અને તે અંગે મતદાર યાદીઓ તૈયાર કરવા બાબત;

(ઘ) એવી ચૂંટણીઓમાં તે કાઉન્સિલના સભ્યો તરીકે ચૂંટાવા માટેની લાયકાતો;

(ચ) [3][પ્રાદેશિક કાઉન્સિલો]ના સભ્યોના હોદ્દાની મુદત;

(છ) એવી કાઉન્સિલોની ચૂંટણીઓ અથવા નિયુક્તિઓ સંબંધી અથવા તેની સાથે સંકળાયેલી બીજી કોઇ બાબત;

(જ) જિલ્લા અને પ્રાદેશિક કાઉન્સિલોમાં [1][(કોઇ ખાલી જગા હોવા છતાં કાર્ય કરવાની સત્તા સહિતની)] તેની કાર્યરીતિ અને તેના કામકાજનું સંચાલન;

---

૧. આસામ રાજ્યને લાગુ પડે ત્યારે, સંવિધાન છઠ્ઠી અનુસૂચિ (સુધારા) અધિનિયમ, ૨૦૦૩ (સન ૨૦૦૩ના ૪૪મા)ની કલમ ૨થી, પરિચ્છેદ (૨)ના પેટા-પરિચ્છેદ (૧) પછી, નીચેનો પરંતુક દાખલ કર્યો છેઃ-

''પરંતુ બોડોલેન્ડ -ાદેશિક કાઉન્સિલ વધુમાં વધુ છેંતાળીસ સભ્યોની બનેલી હોવી જોઈશે, જેમાંના ચાળીસ સભ્યોની ચૂંટણી પુખ્ત મતાધિકારના આધારે કરવી જોઈશે, જેમાંની ત્રીસ (બેઠક) અનુસૂચિત આદિજાતિ માટે અનામત રાખવી જોઈશે, પાંચ (બેઠક) બિન-આદિજાતિ (આદિજાતિના ન હોય તેવા) સમુદાયો માટે અનામત રાખવી જોઈશે, પાંચ (બેઠક) તમામ સમુદાયો માટે ખુલ્લી રાખવી જોઈશે અને બાકીની છ બેઠકો પર રાજ્યપાલ, બોડોલેન્ડ -ાદેશિક વિસ્તાર જિલ્લાનું પ્રતિનિધિત્વ નહિ પામેલા સમુદાયોમાંથી, મતાધિકાર સહિતના બીજા સભ્યો જેવા જ અધિકારો અને વિશેષાધિકાર ધરાવતા સભ્યો નામનિયુક્ત કરશે, જેમાં ઓછામાં ઓછા બે મહિલા સભ્યો હોવા જોઈશે.''

આસામ રાજ્યને લાગુ પડે ત્યારે, સંવિધાન છઠ્ઠી અનુસૂચિ (સુધારા) અધિનિયમ, ૧૯૯૫ (સન ૧૯૯૫ના ૪૨મા)ની કલમ ૨થી, પરિચ્છેદ (૨)ના પેટા-પરિચ્છેદ (૩) પછી, નીચેનો પરંતુક દાખલ કર્યો છેઃ-

''પરંતુ ઉત્તર કછાર પહાડી જિલ્લા માટે રચાયેલી જિલ્લા કાઉન્સિલ, ઉત્તરી કછાર પહાડી સ્વાયત્ત કાઉન્સિલ કહેવાશે અને કાર્બી આંગલાંગ જિલ્લા માટે રચાયેલી જિલ્લા કાઉન્સિલ, કાર્બી આંગલાંગ સ્વાયત્ત કાઉન્સિલ કહેવાશે.''

આસામ રાજ્યને લાગુ પડે ત્યારે, સંવિધાન છઠ્ઠી અનુસૂચિ (સુધારા) અધિનિયમ, ૨૦૦૩ (સન ૨૦૦૩ના ૪૪મા)ની કલમ ૨થી, પરિચ્છેદ (૨)ના પેટા-પરિચ્છેદ (૩)ના પરંતુક પછી, નીચેનો પરંતુક દાખલ કર્યો છેઃ-

''વધુમાં, બોડોલેન્ડ -ાદેશિક વિસ્તાર જિલ્લા માટે રચાયેલી જિલ્લા કાઉન્સિલ, બોડોલેન્ડ -ાદેશિક કાઉન્સિલ કહેવાશે.''

૨. આસામ પુનર્રચના (મેઘાલય) અધિનિયમ, ૧૯૬૯ (સન ૧૯૬૯ના ૫૫મા) ની કલમ ૭૪ અને ચોથી અનુસૂચિથી આ મજકૂર મૂકયો કર્યો છે. (તારીખ ૨-૪-૧૯૭૦ થી અમલી.)

૩. એજનથી '' તે કાઉન્સિલો '' એ શબ્દોને સ્થાને આ શબ્દો મૂકયા છે. (તા.૨-૪-૧૯૭૦થી અમલી.)

(ઝ) જિલ્લા અને પ્રાદેશિક કાઉન્સિલોના અધિકારીઓ અને સ્ટાફની નિમણૂક.

[૨][(૬-ક) જિલ્લા કાઉન્સિલના ચૂંટાયેલા સભ્યો પરિચ્છેદ ૧૬ હેઠળ જિલ્લા કાઉન્સિલનું વહેલું વિસર્જન ન થાય તો કાઉન્સિલની સામાન્ય ચૂંટણીઓ થયા પછી તેની પહેલી બેઠક માટે નક્કી કરેલી તારીખથી પાંચ વર્ષની મુદત સુધી હોદ્દો ધરાવશે અને નિયુક્ત થયેલો સભ્ય રાજ્યપાલની મરજી હોય ત્યાં સુધી હોદ્દો ધરાવશે :

પરંતુ કટોકટીની ઉદઘોષણા અમલમાં હોય તે દરમિયાન અથવા રાજ્યપાલને એમ લાગે કે ચૂંટણીઓ કરવાનું અશક્ય બનાવે તેવા સંજોગો પ્રવર્તે છે, તો રાજ્યપાલ સદરહુ પાંચ વર્ષની મુદતને એકીસાથે વધુમાં વધુ એક વર્ષ સુધી, પણ ઉદ્‌ઘોષણાનો અમલ બંધ થયા પછી કોઈપણ સંજોગોમાં છ મહિનાની વધુ ન હોય તેટલી મુદત સુધી, લંબાવી શકશે.

વધુમાં, પ્રસંગોપાત ખાલી પડતી જગા ભરવા માટે ચૂંટાયેલ સભ્ય પોતે જે સભ્યની જગાએ આવેલ હોય તે સભ્યના હોદ્દાની બાકીની મુદત સુધી જ હોદ્દો ધરાવશે.]

(૭) જિલ્લા અથવા પ્રાદેશિક કાઉન્સિલ તેની પહેલીવારની રચના પછી [૧][રાજ્યપાલની મંજૂરી લઈને] આ પરિચ્છેદના પેટા-પરિચ્છેદ (૬)માં નિર્દિષ્ટ કરેલી બાબતો અંગે નિયમો કરી શકશે અને નીચેની બાબતોના નિયમન માટે પણ [૧][એ પ્રમાણે મંજૂરી લઈને] નિયમો કરી શકશે,-

(ક) તાબાની સ્થાનિક કાઉન્સિલો અથવા બોર્ડોની રચના અને તેની કાર્યરીતિ અને તેના કામકાજનું સંચાલન; અને

(ખ) યથાપ્રસંગ, તે જિલ્લાના અથવા પ્રદેશના વહીવટને લગતા કામકાજના સંચાલન સંબંધી સામાન્ય રીતે તમામ બાબતો :

પરંતુ જિલ્લા અથવા પ્રાદેશિક કાઉન્સિલ, આ પેટા-પરિચ્છેદ હેઠળ નિયમો ન કરે ત્યાં સુધી, આ પરિચ્છેદના પેટા-પરિચ્છેદ (૬) હેઠળ રાજ્યપાલે કરેલા નિયમો, એવી દરેક કાઉન્સિલ માટેની ચૂંટણીઓ અંગે, તેના અધિકારીઓ અને સ્ટાફ અંગે અને તેમાંની કાર્યરીતિ અને કામકાજના સંચાલન અંગે અમલી રહેશે.

[૩] * * * *

[૪]**૩. જિલ્લા કાઉન્સિલો અને પ્રાદેશિક કાઉન્સિલોની કાયદા કરવાની સત્તા.**- (૧) કોઈ સ્વાયત્ત પ્રદેશ માટેની પ્રાદેશિક કાઉન્સિલને એ પ્રદેશની અંદરના તમામ વિસ્તારો માટે અને કોઈ સ્વાયત્ત જિલ્લાની જિલ્લા કાઉન્સિલને તે જિલ્લાની અંદર પ્રાદેશિક કાઉન્સિલોના અધિકાર હેઠળ હોય તે સિવાયના તે જિલ્લાની અંદરના તમામ વિસ્તારો માટે નીચે જણાવેલ બાબતો અંગે કાયદા કરવાની સત્તા રહેશે :-

---

૧. એજનથી આ શબ્દો દાખલ કર્યા છે.

૨. આસામ પુનર્રચના (મેઘાલય) અધિનિયમ, ૧૯૬૯ (સન ૧૯૬૯ના ૫૫મા) ની કલમ ૭૪ અને ચોથી અનુસૂચિથી આ મજકૂર મૂકયો કર્યો છે. (તારીખ ૨-૪-૧૯૭૦ થી અમલી.)

૩. એજનથી બીજો પરંતુક કમી કર્યો છે. (૨-૪-૧૯૭૦થી અમલી)

૪. આસામ રાજયને લાગુ પડે ત્યારે, સંવિધાન છઠ્ઠી અનુસૂચિ (સુધારા) અધિનિયમ, ૨૦૦૩ (સન ૨૦૦૩ના ૪૪મા) ની કલમ ૨થી, નીચે - માણે પરિચ્છેદ ૩ સુધાર્યો છેઃ

''(૩) પરિચ્છેદ ૩-કના પેટા-પરિચ્છેદ (૨) અથવા પરિચ્છેદ ૩-ખના પેટા-પરિચ્છેદ (૨) માં અન્યથા જોગવાઇ કરેલી હોય તે સિવાય, આ પરિચ્છેદ અથવા પરિચ્છેદ ૩-કના પેટા-પરિચ્છેદ (૧) અથવા પરિચ્છેદ ૩-ખના

પેટા-પરિચ્છેદ (૧) હેઠળ કરેલા તમામ કાયદાઓને તરત જ રાજયપાલ સમક્ષ રજૂ કરવા જોઇશે અને તેઓ સંમતિ ન આપે ત્યાં સુધી તે અમલી થશે નહિ.

આસામ રાજયને લાગુ પડે ત્યારે, પરિચ્છેદ ૩ પછી, સંવિધાન છઠ્ઠી અનુસૂચિ (સુધારા) અધિનિયમ, ૧૯૯૫ (સન ૧૯૯૫ના ૪૨મા) ની કલમ ૨થી, નીચેનો પરિચ્છેદ દાખલ કરવામાં આવે છે.

" ૩ક. ઉત્તર કછાર પહાડી સ્વાયત્ત કાઉન્સિલ અને કાર્બી આંગલાંગ સ્વાયત્ત કાઉન્સિલની કાયદા ઘડવાની વધારાની સત્તા.-

(૧) પરિચ્છેદ ૩ની જોગવાઇઓને બાધ આવ્યા સિવાય, ઉત્તર કછાર પહાડી સ્વાયત્ત કાઉન્સિલ અને કાર્બી આંગલાંગ સ્વાયત્ત કાઉન્સિલને, તેમના સંબંધિત જિલ્લાઓમાં, નીચેના સંબંધમાં કાયદા ઘડવાની સત્તા રહેશેઃ-

(ક) સાતમી અનુસૂચિની યાદી ૧ની નોંધો ૭ અને ૫૨ની જોગવાઇઓને અધીન રહીને, ઉદ્યોગો;

(ખ) માર્ગવ્યવહાર એટલે કે રસ્તા, પુલો, નૌકાઘાટો (ફેરીઝ) અને સાતમી અનુસૂચિની યાદી ૧માં નિર્દિષ્ટ ન કરેલા માર્ગવ્યવહારના અન્ય સાધનો;

મ્યુનિસિપલ ટ્રામવે, રોપવે અને આંતરિક જળમાર્ગો અને એવા જળમાર્ગો સંબંધી સાતમી અનુસૂચિની યાદી ૧ અને યાદી ૩ની જોગવાઇઓને અધીન રહીને, તેના ઉપરનો ટ્રાફિક; યાંત્રિક શકિતથી ચાલતા વાહનો સિવાયના વાહનો;

(ગ) પશુઓની ઓલાદની જાળવણી, રક્ષણ અને સુધારણા અને પશુરોગોનું નિવારણ, પશુચિકિત્સા તાલીમ અને વ્યવસાય, ઢોર પૂરવાના ડબ્બા;

(ઘ) -ાથમિક અને માધ્યમિક શિક્ષણ;

(ચ) ખેતી, જેમાં ખેતીવિષયક શિક્ષણ અને સંશોધન, ઉપદ્રવી જીવાત સામે રક્ષણ અને વનસ્પતિ રોગોના નિવારણનો સમાવેશ થાય છે.

(છ) મત્સ્યક્ષેત્રો;

(જ) પાણી, એટલે કે સાતમી અનુસૂચિની યાદી ૧ની નોંધ ૫૬ની જોગવાઇઓને અધીન રહીને, પાણીનો પુરવઠો, સિંચાઇ અને નહેરો, ગટર-વ્યવસ્થા અને પાળા, પાણીનો સંગ્રહ અને જળશક્તિ;

(ઝ) સામાજિક સુરક્ષા અને સામાજિક વીમો, રોજગારી અને બેરોજગારી;

(ટ) ડાંગરના ખેતરો, બજારો, નગરો વગેરે (ટેકનિકલ - કારના ન હોય તેવા) ગામના રક્ષણ માટેની પૂર નિયંત્રણ યોજનાઓ;

(ઠ) નાટયગૃહો અને નાટય- યોગો, સાતમી અનુસૂચિની યાદી ૧ની નોંધ ૬૦ની જોગવાઇને અધીન રહીને, સિનેમા; રમતગમત, મનોરંજન, આનંદ- મોદ;

(ડ) જાહેર આરોગ્ય અને સફાઇ, ઇસ્પિતાલો અને દવાખાનાં ;

(ઢ) નાની સિંચાઇ;

(ત) ખાદ્ય પદાર્થો, ઘાસચારો, કાચું કપાસ અને કાચા શણનો વ્યાપાર અને વાણિજય અને ઉત્પાદન, પુરવઠો અને વિતરણ;

(થ) રાજય જેનું નિયંત્રણ કરતું હોય અને જેનું ખર્ચ ભોગવતું હોય તેવા પુસ્તકાલયો, સંગ્રહાલયો અને તેના જેવી બીજી સંસ્થાઓ; સંસદે કરેલા કોઇ કાયદાથી અથવા તે હેઠળ રાષ્ટ્રીય મહત્વના હોવાનું જાહેર કરેલ હોય તે સિવાયના -ાચીન અને ઐતિહાસિક સ્મારકો અને રેકર્ડ; અને

(દ) જમીનનું સ્વત્વાર્પણ.

(૨) પરિચ્છેદ ૩ હેઠળ અથવા આ પરિચ્છેદ હેઠળ ઉત્તર કછાર પહાડી સ્વાયત્ત કાઉન્સિલ અને કાર્બી આંગલાંગ સ્વાયત્ત કાઉન્સિલે કરેલા તમામ કાયદાઓ, સાતમી અનુસૂચિની યાદી ૩માં નિર્દિષ્ટ કરેલી બાબતો સાથે સંબધિત હોય તેટલે સુધી, તરત જ રાજયપાલને રજૂ કરવા જોઇશે, જે રાષ્ટ્રપતિની વિચારણા માટે તેને (કાયદાઓને) અનામત રાખી શકશે.

(૩) રાષ્ટ્રપતિની વિચારણા માટે કોઇ કાયદો અનામત રાખવામાં આવ્યો હોય ત્યારે, રાષ્ટ્રપતિએ જાહેર કરવું જોઇશે કે તેઓ સદરહુ કાયદાને સંમતિ આપે છે અથવા તેમાંથી સંમતિ આપવાનું અટકાવે છે :

પરંતુ રાષ્ટ્રપતિ, રાજયપાલને તે કાયદો, ઉત્તર કછાર પહાડી કાઉન્સિલ અથવા, યથા-સંગ, કાર્બી આંગલાંગ સ્વાયત્ત કાઉન્સિલને, કાયદા અથવા તેની કોઇ નિર્દિષ્ટ જોગવાઇઓની પુનર્વિચારણા કરે તેવી વિનંતી કરતા સંદેશ સહિત અને ખાસ કરીને તેમણે તેમના સંદેશમાં ભલામણ કરેલ એવા કોઇ સુધારા દાખલ કરવાની ઇચ્છનીયતા અંગે વિચારણા કરે તે માટે સદરહુ કાઉન્સિલને પરત કરવા આદેશ કરી શકશે અને તે કાયદો એવી રીતે પરત કરવામાં આવ્યો હોય ત્યારે, સદરહુ કાઉન્સિલે, આવો સંદેશો મળ્યાની તારીખથી છ મહિનાની મુદતની અંદર, તદ્નુસાર કાયદાની વિચારણા કરવી જોઇશે અને સદરહુ કાઉન્સિલ સુધારા સાથે અથવા સુધારા વગર તે કાયદાને ફરીથી પસાર કરે તો, તેને રાષ્ટ્રપતિની વિચારણા માટે ફરીથી રજૂ કરવો જોઇશે.

આસામ રાજયને તે લાગુ પડે ત્યારે, સંવિધાન છઠ્ઠી અનુસૂચિ (સુધારા) અધિનિયમ, ૨૦૦૩ (સન ૨૦૦૩ના ૪૪માં) ની કલમ ૨થી, પરિચ્છેદ ૩ક પછી, નીચેનો પરિચ્છેદ દાખલ કર્યો છે. :- " **૩ ખ. કાયદા કરવાની બોડોલેન્ડ - દેશિક કાઉન્સિલની વધારાની સત્તા.-**

(૧) પરિચ્છેદ ૩ની જોગવાઇઓને બાધ આવ્યા સિવાય, બોડોલેન્ડ - દેશિક કાઉન્સિલને પોતાના વિસ્તારોની અંદર :-

(૧) ખેતીવિષયક શિક્ષણ અને સંશોધન, ઉપદ્રવી જીવાત સામે રક્ષણ અને વનસ્પતિ રોગોના નિવારણ સહિત ખેતી ;

(૨) પશુપાલન અને પશુચિકિત્સા, એટલે કે, પશુધનની જાળવણી, રક્ષણ અને સુધારણા અને પશુ રોગોની નાબૂદી, પશુચિકિત્સાની તાલીમ અને વ્યવસાય, ઢોર પુરવાના ડબ્બા; (૩) સહકાર ; (૪) સાંસ્કૃતિક બાબતો ; (૫) શિક્ષણ, એટલે કે, -ાથમિક શિક્ષણ, વ્યાવસાયિક તાલીમ સહિત ઉચ્ચતર માધ્યમિક, -ૌઢ શિક્ષણ, કોલેજ શિક્ષણ (સામાન્ય) ; (૬) મત્સ્યોદ્યોગ; (૭) ગામ, ડાંગરના ખેતરો, બજારો અને શહેરો (ટેકનિકલ સ્વરૂપના નહિ)ના રક્ષણ માટે પૂર નિયંત્રણ ; (૮) અન્ન અને નાગરિક પુરવઠો ; (૯) વન (અનામત વન સિવાયના); (૧૦) હાથશાળ અને કાપડ ઉદ્યોગ ; (૧૧) આરોગ્ય અને અને પરિવાર કલ્યાણ ; (૧૨) સાતમી અનુસૂચિની યાદી ૧ની નોંધ ૮૪ની જોગવાઇઓને અધીન રહીને, નશાકારક દારૂ, અફીણ અને આડ પેદાશો ; (૧૩) સિંચાઇ ; (૧૪) શ્રમ અને રોજગાર ; (૧૫) જમીન અને મહેસૂલ; (૧૬) ગ્રથાલય સેવા (રાજય સરકારનાં નાણાથી ચાલતી અને તેના દ્વારા નિયંત્રિત) ; (૧૭) લોટરી (સાતમી અનુસચિની યાદી ૧ની નોંધ ૪૦ની જોગવાઇઓને અધીન); નાટ્યગૃહો અને નાટય -યોગો અને સિનેમા (સાતમી અનુસૂચિની યાદી ૧ની નોંધ ૬૦ની જોગવાઇઓને અધીન); (૧૮) બજારો અને -દર્શનો / મેળા; (૧૯) મ્યુનિસિપલ કોર્પોરેશન, સુધારણા ટ્રસ્ટ, જિલ્લા મંડળો અને બીજા સ્થાનિક સત્તામંડળો; (૨૦) રાજય દ્વારા નિયંત્રણ અને નાણા મેળવતા સંગ્રહાલય અને પુરાતત્વ સંસ્થાઓ, સંસદે કરેલા કોઇ કાયદાથી અથવા તે હેઠળ રાષ્ટ્રીય મહત્વના હોવાનું જાહેર કરેલ હોય તે સિવાયના -ાચીન અને ઐતિહાસિક સ્મારકો અને રેકર્ડ; (૨૧) પંચાયત અને ગ્રામ વિકાસ; (૨૨) આયોજન અને વિકાસ; (૨૩) મુદ્રણ અને લેખન સામગ્રી ; (૨૪) જાહેર આરોગ્ય ઇજનેરી; (૨૫) જાહેર બાંધકામ વિભાગ ; (૨૬) -ચાર અને લોકસંપર્ક; (૨૭) જન્મ અને મરણની નોંધણી; (૨૮) રાહત અને પુર્નવસવાટ; (૨૯) રેશમ ઉત્પાદન; (૩૦) સાતમી અનુસૂચિની યાદી ૧ની નોંધો ૭ અને ૫૨ની જોગવાઇઓને અધીન રહીને લઘુઉદ્યોગ, કુટિર ઉદ્યોગ અને ગ્રામીણ ઉદ્યોગ; (૩૧) સમાજ કલ્યાણ; (૩૨) ભૂમિ-સંરક્ષણ; (૩૩) રમત-ગમત અને યુવા કલ્યાણ ; (૩૪) આંકડાશાસ્ત્ર; (૩૫) -વાસન; (૩૬) વાહન વ્યવહાર (રસ્તાઓ, પુલો, નૌકાઘાટો અને સાતમી અનુસૂચિની યાદી ૧માં નિર્દિષ્ટ ન કરેલા વાહન અન્ય સાધનો, મ્યુનિસિપલ ટ્રામ વે, રોપ વે, આંતર્દેશીય જળમાર્ગો, અને એવા જળમાર્ગો, યંત્રચાલિત વાહનો સિવાયના વાહનોના સંદર્ભમાં સાતમી અનુસૂચિની યાદી ૧ અને યાદી ૩ની જોગવાઇને અધીન રહીને તેના ઉપરનો ટ્રાફિક) ; (૩૭) રાજય સરકાર દ્વારા નિયંત્રિત કરતી હોય અને નાણ હોય તેવી આદિજાતિ સંશોધન સંસ્થા; (૩૮) શહેરી વિકાસ- શહેર અને ગ્રામ્ય આયોજન; (૩૯) સાતમી અનુસૂચિની યાદી ૧ની નોંધ ૫૦ની જોગવાઇઓને અધીન રહીને તોલ અને માપ; અને (૪૦) મેદાની -દેશની આદિજાતિઓ અને પછાત વર્ગોનું કલ્યાણ

ના સંબંધમાં કાયદા કરવાની સત્તા રહેશે :

પરંતુ આવા કાયદામાંના કોઇ મજકૂરથી-

(ક) આ અધિનિયમના આરંભની તારીખે કોઇપણ નાગરિકની જમીનના સંબંધમાં, તેના વિદ્યમાન હકો અને વિશેષાધિકારોનો અંત આવશે નહિ અથવા તેમાં ફેરફાર થશે નહિ; અને

(ખ) અન્યથા એવો નાગરિક બોડોલેન્ડ -દેશિક વિસ્તારોના જિલ્લાની અંદર એવી જમીનના સંપાદન માટે લાયક હોય તો, કોઇપણ નાગરિકને વારસાઇ ફાળવણી, પતાવટ દ્વારા અથવા તબદીલીની અન્ય કોઇ રીતે જમીન મેળવતા અટકાવી શકાશે નહિ.

(૨) પરિચ્છેદ ૩ અથવા આ પરિચ્છેદ હેઠળ કરેલા તમામ કાયદાઓ, સાતમી અનુસૂચિની યાદી ૩માં નિર્દિષ્ટ કરેલી બાબતો સાથે સંબંધિત હોય તેટલે સુધી, તરત જ રાજયપાલને રજૂ કરવા જોઇશે, જે રાષ્ટ્રપતિની વિચારણા માટે તેને અનામત રાખી શકશે.

(૩) રાષ્ટ્રપતિની વિચારણા માટે કોઇ કાયદાને અનામત રાખવામાં આવ્યો હોય ત્યારે, રાષ્ટ્રપતિએ એવું જાહેર કરવું જોઇશે કે તેઓ સદરહુ કાયદાને સંમતિ આપે છે અથવા તેને સંમતિ આપવાનું અટકાવે છે :

પરંતુ રાષ્ટ્રપતિ, રાજયપાલને તે કાયદો, બોડોલેન્ડ -દેશિક કાઉન્સિલને, કાયદા અથવા તેની કોઇ નિર્દિષ્ટ જોગવાઇઓની પુનર્વિચારણા કરે તેવી વિનંતી કરતા સંદેશ સહિત અને ખાસ કરીને તેમણે તેમના સંદેશમાં ભલામણ કરેલ એવા કોઇ સુધારા દાખલ કરવાની ઇચ્છનીયતા અંગે વિચારણા કરે તે માટે સદરહુ કાઉન્સિલને પરત કરવા આદેશ કરી શકશે અને તે કાયદો એવી રીતે પરત કરવામાં આવ્યો હોય ત્યારે, સદરહુ કાઉન્સિલે, આવો સંદેશો મળ્યાની તારીખથી છ મહિનાની મુદતની અંદર, તદ્નુસાર કાયદાની વિચારણા કરવી જોઇશે અને સદરહુ કાઉન્સિલ સુધારા સાથે અથવા સુધારા વગર તે કાયદાને ફરીથી પસાર કરે તો, તેને રાષ્ટ્રપતિની વિચારણા માટે ફરીથી રજૂ કરવો જોઇશે.

(ક) ખેતી અથવા ચરાણના હેતુ માટે અથવા રહેઠાણના અથવા બીજા બિન-ખેતીવિષયક હેતુ માટે અથવા કોઈ ગામ અથવા નગરના રહેવાસીઓનાં હિત જેનાથી સાધી શકાય તેમ હોય તેવા બીજા કોઈ હેતુ માટે અનામત જંગલની જમીન સિવાયની જમીનની ફાળવણી, તેનો ભોગવટો અથવા ઉપયોગ અથવા તેને અલગ રાખવા બાબત :

પરંતુ ભોગવટામાં હોય કે ન હોય તેવી જમીનના જાહેર હેતુઓ માટે ફરજિયાત સંપાદનને અધિકૃત કરતા તે સમયે અમલમાં હોય તેવા કાયદા અનુસાર [૧][સંબંધિત રાજ્યની સરકારે] કરેલા એવા સંપાદનને એ કાયદાના કોઈપણ મજકૂરથી બાધ આવશે નહિ;

(ખ) અનામત ન હોય તેવા જંગલનો વહીવટ;

(ગ) કોઈ નહેર અથા કાંસનો ખેતીના હેતુ માટે ઉપયોગ;

(ઘ) ''ઝૂમ'' પદ્ધતિની અથવા ફરતી ખેતીના બીજા પ્રકારોની પ્રથાનું નિયમન;

(ચ) ગ્રામ કે નગર સમિતિઓ અથવા કાઉન્સિલોની સ્થાપના અને તેમની સત્તાઓ;

(છ) ગ્રામ અથવા નગરના વહીવટ સંબંધી બીજી કોઈ બાબત જેમાં ગ્રામ કે નગર પોલીસનો અને જાહેર આરોગ્ય અને સફાઈનો સમાવેશ થાય છે;

(જ) મુખીઓ કે નાયકોની નિમણૂક અથવા તેમનો ઉત્તરાધિકાર;

(ઝ) મિલકતનો વારસો;

[૨][(ટ) લગ્ન અને છૂટાછેડા];

(ઠ) સામાજિક રૂઢિઓ.

(૨) આ પરિચ્છેદમાં ''અનામત જંગલ'' એટલે આસામ જંગલ રેગ્યુલેશન, ૧૮૯૧ હેઠળ પ્રસ્તુત વિસ્તારમાં તે સમયે અમલમાં હોય તેવા બીજા કોઇ કાયદા હેઠળ અનામત રાખેલ જંગલ.

(૩) આ પરિચ્છેદ હેઠળ કરેલા તમામ કાયદા, રાજ્યપાલ સમક્ષ તરત રજૂ કરવા જોઈશે અને તેમની અનુમતિ ન મળે ત્યાં સુધી તે અમલી થશે નહિ.

[૩]**૪. સ્વાયત્ત જિલ્લાઓ અને સ્વાયત્ત પ્રદેશોમાં ન્યાયનો વહીવટ .-** (૧) સ્વાયત્ત પ્રદેશ માટેની પ્રાદેશિક કાઉન્સિલ એ પ્રદેશની અંદરના વિસ્તારો અંગે અને સ્વાયત્ત જિલ્લાઓ માટેની જિલ્લા કાઉન્સિલ તે જિલ્લાની અંદર પ્રાદેશિક કાઉન્સિલો હોય તો તેના અધિકાર હેઠળ હોય તે સિવાયના તે જિલ્લાની અંદરના બીજા વિસ્તારો અંગે, જેમાં બધા પક્ષકારો એ વિસ્તારોની અંદરની અનુસૂચિત જાતિના હોય તેવા, આ અનુસૂચિના પરિચ્છેદ ૫ ના પેટા-પરિચ્છેદ (૧)ની જોગવાઈઓ જેને લાગુ પડતી હોય તે દાવા અને મુકદ્દમા સિવાયના દાવા અને મુકદ્દમા ચલાવવા માટે, રાજ્યમાંના કોઈ ન્યાયાલયને બાકાત રાખીને ગ્રામ કાઉન્સિલો અથવા ન્યાયાલયો રચી શકશે અને યોગ્ય વ્યક્તિઓને એવી ગ્રામ કાઉન્સિલના સભ્યો તરીકે અથવા એવા ન્યાયાલયોના પ્રમુખ અધિકારીઓ તરીકે નીમી શકશે અને આ અનુસૂચિના પરિચ્છેદ ૩ હેઠળ કરેલા કાયદાના અમલ માટે જરૂરી હોય તેટલા અધિકારીઓ પણ નીમી શકશે.

---

૧. ઉત્તર પૂર્વીય વિસ્તાર (પુનર્રચના) અધિનિયમ, ૧૯૭૧ (સન ૧૯૭૧ના ૮૧મા)ની કલમ ૭૧(ટ) અને આઠમી અનુસૂચિથી અસલને બદલે આ મજકુર દાખલ કર્યો છે. (તારીખ ૨૧-૧-૧૯૭૨થી અમલી)

૨. આસામ પુનર્રચના (મેઘાલય) અધિનિયમ, ૧૯૬૯ (સન ૧૯૬૯ના ૫૫મા) ની કલમ ૭૪ અને ચોથી અનુસૂચિથી આ મજકૂર મૂકયો કર્યો છે. (તારીખ ૨-૪-૧૯૭૦ થી અમલી.)

૩. સંવિધાન છઠ્ઠી અનુસૂચિ (સુધારા) અધિનિયમ, ૨૦૦૩ (સન ૨૦૦૩ના ૪૪મા) ની કલમ ૨થી, આસામ રાજયને લાગુ પડે ત્યારે, પરિચ્છેદ ૪ને સુધારવામાં આવેલ છે જેથી કરીને પેટા-પરિચ્છેદ (૫) પછી, નીચેનો પેટા-પરિચ્છેદ દાખલ કરી શકાયઃ-

''(૬) આ પરિચ્છેદમાંનો કોઈપણ મજકૂર, આ અનુસૂચિના પરિચ્છેદ ૨ના પેટા-પરિચ્છેદ (૩)ના પરંતુક હેઠળ રચાયેલી બોડોલેન્ડ -ાદેશિક કાઉન્સિલને લાગુ પડશે નહિ.''

(૨) આ સંવિધાનમાં ગમે તે મજકૂર હોય તે છતાં, કોઈ સ્વાયત્ત પ્રદેશ માટેની પ્રાદેશિક કાઉન્સિલ અથવા તે પ્રાદેશિક કાઉન્સિલે તે અર્થે રચેલું કોઈ ન્યાયાલય અથવા જો કોઈ સ્વાયત્ત જિલ્લાની અંદરના કોઈ વિસ્તાર માટે પ્રાદેશિક કાઉન્સિલ ન હોય તો એવા જિલ્લા માટેની જિલ્લા કાઉન્સિલ અથવા તે જિલ્લા કાઉન્સિલે તે અર્થે રચેલું કોઈ ન્યાયાલય આ પરિચ્છેદના પેટા-પરિચ્છેદ (૧) હેઠળ, યથાપ્રસંગ, એવા પ્રદેશ અથવા વિસ્તારની અંદર રચાયેલી ગ્રામ કાઉન્સિલ કે ન્યાયાલય ચલાવી શકે તેવા આ અનુસૂચિના પરિચ્છેદ ૫ ના પેટા-પરિચ્છેદ (૧)ની જોગવાઈઓ જેને લાગુ પડતી હોય તે સિવાયના તમામ દાવા અને મુકદ્દમા અંગે અપીલ ન્યાયાલયમાં સત્તાઓ વાપરશે, અને ઉચ્ચ ન્યાયાલય અને ઉચ્ચતમ ન્યાયાલય સિવાયના બીજા કોઈ ન્યાયાલયને એવા દાવા અને મુકદ્દમા અંગે હકૂમત રહેશે નહિ.

(૩) આ પરિચ્છેદના પેટા-પરિચ્છેદ (૨)ની જોગવાઈઓ જેને લાગુ પડતી હોય તેવા દાવા અને મુકદ્દમા ઉપર રાજ્યપાલ વખતોવખત હુકમ કરીને નિર્દિષ્ટ કરે તેવી

હકૂમત [૧]* * * ઉચ્ચ ન્યાયાલયને રહેશે અને તે વાપરશે.

(૪) યથાપ્રસંગ, પ્રાદેશિક કાઉન્સિલ અથવા જિલ્લા કાઉન્સિલ રાજ્યપાલની પૂર્વમંજૂરીથી-

(ક) ગ્રામ કાઉન્સિલો અને ન્યાયાલયોની રચનાનું અને આ પરિચ્છેદ હેઠળ તેમણે વાપરવાની સત્તાનું;

(ખ) આ પરિચ્છેદના પેટા-પરિચ્છેદ (૧) હેઠળના દાવા અને મુકદ્દમા ચલાવવામાં ગ્રામ કાઉન્સિલોએ અથવા ન્યાયાલયોએ અનુસરવાની કાર્યરીતિનું;

(ગ) પ્રાદેશિક અથવા જિલ્લા કાઉન્સિલે અથવા એવી કાઉન્સિલે રચેલા કોઈ ન્યાયાલયે આ પરિચ્છેદના પેટા-પરિચ્છેદ (૨) હેઠળ અપીલોમાં અને બીજી કાર્યવાહીમાં અનુસરવાની કાર્યરીતિનું;

(ઘ) એવી કાઉન્સિલો અને ન્યાયાલયોના નિર્ણયો અને હુકમોના અમલનું;

(ચ) આ પરિચ્છેદના પેટા-પરિચ્છેદો (૧) અને (૨) ની જોગવાઈઓના અમલ માટે બીજી તમામ સહાયક બાબતોનું

નિયમન કરતા નિયમો કરી શકશે.

[૨][(૫) [૩][સંબંધિત રાજ્યની સરકાર સાથે વિચારવિનિમય કર્યા પછી,] રાષ્ટ્રપતિ આ અર્થે જાહેરનામાથી નક્કી કરે તે તારીખે અને તે તારીખથી આ પરિચ્છેદનો જાહેરનામામાં નિર્દિષ્ટ કરવામાં આવે તે સ્વાયત્ત જિલ્લા અથવા પ્રદેશના સંબંધમાં જાણે કે,-

(૧) પેટા-પરિચ્છેદ (૧)માં ''જેમાં બધા પક્ષકારો એવા વિસ્તારોની અંદરની અનુસૂચિત આદિજાતિઓના હોય તેવા આ અનુસૂચિમાં પરિચ્છેદ ૫ ના પેટા-પરિચ્છેદ (૧)ની જોગવાઈઓ જેને લાગુ પડતી હોય તે દાવા અને મુકદ્દમા સિવાયના દાવા અને મુકદ્દમા'' એ શબ્દોને સ્થાને,''આ અનુસૂચિના પરિચ્છેદ ૫ ના પેટા-પરિચ્છેદ (૧)માં ઉલ્લેખલ પ્રકારના ન હોય તેવા અને રાજ્યપાલ નિર્દિષ્ટ કરે તેવા દાવા અને મુકદ્દમા'' એ શબ્દો મૂકવામાં આવ્યા હોય તે પ્રમાણે;

(૨) પેટા-પરિચ્છેદ (૨) અને (૩) કમી કરવામાં આવ્યા હોય તે પ્રમાણે;

(૩) પેટા-પરિચ્છેદ (૪)માં,-

(ક) ''યથાપ્રસંગ, પ્રાદેશિક કાઉન્સિલ અથવા જિલ્લા કાઉન્સિલ રાજ્યપાલની પૂર્વ મંજૂરીથી'' એ શબ્દોને સ્થાને, ''રાજ્યપાલ'' એ શબ્દ મૂકવામાં આવ્યો હોય તે પ્રમાણે; અને

(ખ) ખંડ (ક)ને સ્થાને નીચેનો ખંડ મૂકવામાં આવ્યો હોય તે પ્રમાણે-

''(ક) ગ્રામ કાઉન્સિલો અને ન્યાયાલયોની રચનાનું, આ પરિચ્છેદ હેઠળ તેમણે વાપરવાની સત્તાનું અને ગ્રામ કાઉન્સિલ અને ન્યાયાલયોના નિર્ણય ઉપરથી જે ન્યાયાલયને અપીલ કરવામાં આવે તે ન્યાયાલયોનું;''

(ગ) ખંડ (ગ) ને સ્થાને નીચેનો ખંડ મૂકવામાં આવ્યો હોય તે પ્રમાણે,-

---

૧. ઉત્તર પૂર્વીય વિસ્તાર (પુનર્રચના) અધિનિયમ, ૧૯૭૧ (સન ૧૯૭૧ના ૮૧મા)ની કલમ ૭૧(ટ) અને આઠમી અનુસૂચિથી ''આસામની'' એ શબ્દ કમી કર્યો છે. (તારીખ ૨૧-૧-૧૯૭૨થી અમલી)

૨. આસામ પુનર્રચના (મેઘાલય) અધિનિયમ, ૧૯૬૯ (સન ૧૯૬૯ના ૫૫મા) ની કલમ ૭૪ અને ચોથી અનુસૂચિથી પેટા-પરિચ્છેદ (૫) દાખલ કર્યો છે. (તારીખ ૨-૪-૧૯૭૦થી અમલી)

૩. ઉત્તરપુર્વીય વિસ્તાર (પુનર્રચના) અધિનિયમ, ૧૯૭૧ (સન ૧૯૭૧ના ૮૧મા)ની કલમ ૭૧(ટ) અને આઠમી અનુસૂચિથી અમુક શબ્દોને સ્થાને આ મજકૂર મૂક્યો છે. (તારીખ ૨૧-૧-૧૯૭૨થી અમલી)

૯૦. શેર બજારોમાંના અને કાયદા બજારોમાંના સોદા ઉપર સ્ટેમ્પ ડ્યૂટી સિવાયના કરો.

૯૧. વિનિમયપત્રો, ચેકો, પ્રોમિસરી નોટો, સતમીઓ, શાખપત્રો, વીમાની પોલિસીઓ, શેરોની તબદીલી, ડિબેન્ચરો, મુખત્યારનામાં અને પાવતીઓ અંગે સ્ટેમ્પ ડ્યૂટીના દરો.

૯૨. વર્તમાનપત્રોનાં વેચાણ અને ખરીદી ઉપરના અને તેમાં પ્રસિદ્ધ થતી જાહેરખબર ઉપરના કરો.

[1][૯૨-ક. આંતર-રાજ્ય વેપાર અથવા વાણિજ્ય દરમિયાન વર્તમાનપત્રો સિવાયના માલના થયેલ વેચાણ અથવા ખરીદી ઉપરના કરો.]

[2][૯૨-ખ. આંતર-રાજ્ય વેપાર અથવા વાણિજ્ય દરમિયાન માલની રવાનગી થઈ હોય ત્યારે એવી રવાનગી ઉપરના કરો. (પછી માલ મંગાવનાર વ્યક્તિને અથવા બીજી કોઈ વ્યક્તિને એવી રવાનગી કરી હોય તો પણ.)]

[3][૯૨-ગ. સેવાઓ ઉપરના કર]

૯૩. આ યાદીમાંની કોઈપણ બાબત અંગે કાયદા વિરુદ્ધના ગુના.

૯૪. આ યાદીમાં કોઈ પણ બાબતના હેતુ માટે તપાસ, મોજણીઓ અને આંકડા.

૯૫. આ યાદીમાં કોઈ પણ બાબત અંગે ઉચ્ચતમ ન્યાયાલય સિવાયના તમામ ન્યાયાલયોની હકૂમત અને સત્તા; દરિયાઈ ન્યાયાલયની હકૂમત.

૯૬. આ યાદીમાંની કોઈ પણ બાબાત અંગેની ફી, પણ તેમાં કોઈ ન્યાયાલયમાં લેવાતી ફીનો સમાવેશ થતો નથી.

[4]૯૭.યાદી ૨ અને યાદી ૩માં નહિ ગણાવેલી કોઈ બાબત, જેમાં બે યાદીઓ પૈકી કોઈ યાદીમાં નહિ જણાવેલ કોઈ કરનો સમાવેશ થાય છે.

## [5]યાદી-૨-રાજ્ય યાદી

૧. જાહેર વ્યવસ્થા (પણ તેમાં મુલકી સત્તાની સહાયમાં [6][સંઘના નિયંત્રણને અધીન રહીને, સંઘના નૌકાદળ, ભૂમિદળ અથવા હવાઈદળ અથવા બીજા કોઈ સશસ્ત્ર દળના અથવા બીજા કોઈ દળના અથવા તેની કોઈ ટુકડી કે એકમના ઉપયોગનો) સમાવેશ થતો નથી.]

[7][૨. યાદી ૧ની નોંધ ૨-ક ની જોગવાઈઓને અધીન રહીને, (રેલવે અને ગ્રામ પોલીસ સહિતની) પોલીસ.]

૩. [8]* * ઉચ્ચ ન્યાયાલયના અધિકારીઓ અને કર્મચારીઓ; ભાડાં અને મહેસૂલ ન્યાયાલયમાંની કાર્યરીતિ; ઉચ્ચતમ ન્યાયાલય સિવાયના તમામ ન્યાયાલયોમાં લેવાતી ફી.

૪. જેલો, સુધારગૃહો, બોર્સ્ટલ સંસ્થાઓ અને તેવી બીજી સંસ્થાઓ અને તેમાં અટકમાં રાખેલી વ્યક્તિઓ; જેલો અને બીજી સંસ્થાઓના ઉપયોગ માટે અન્ય રાજ્યો સાથે ગોઠવણો.

---

૧. સંવિધાન (છઠ્ઠા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨થી આ નોંધ દાખલ કરી છે.

૨. સંવિધાન (છેંતાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૮૨ની કલમ ૫થી આ નોંધ દાખલ કરી છે.

૩. સંવિધાન (અઠ્યાસીમા સુધારા) અધિનિયમ, ૨૦૦૩ની કલમ ૪થી આ નોંધ દાખલ કરી છે. (આ હજુ અમલમાં આવી નથી તારીખ પછીથી જાહેર કરવામાં આવશે).

૪. જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડે ત્યારે, નોંધ ૯૭ને સ્થાને નીચેની નોંધ મૂકવામાં આવશે :-

''૯૭. (ક) કાયદાથી સ્થપાયેલી સરકારને પડકારવી અથવા લોકોમાં અથવા લોકોના કોઇ વર્ગમાં આતંક ફેલાવવો અથવા લોકોના વિવિધ વર્ગો વચ્ચેની સંવાદિતાને વિપરિત અસર કરે તેમ લોકોના કોઇ વર્ગને અલગ પાડવા સહિત આતંકવાદ સાથે સંકળાયેલ - વૃત્તિઓ અટકાવવા માટે;

(ખ) ભારતના સાર્વભૌમત્વ અને પ્રાદેશિક અખંડતાના ઈન્કાર કરવાના, તેની સામે વાંધો ઉઠાવવાના કે તે વિચ્છિન્ન કરવાના અથવા ભારતના રાજ્યક્ષેત્રનો કોઈ ભાગ, સંઘમાંથી આપી દેવામાં આવે કે અલગ પાડવામાં આવે એવા અથવા ભારતના રાષ્ટ્રધ્વજનું, ભારતના રાષ્ટ્રગીતનું અને આ સંવિધાનનું અપમાન કરવાના આશયવાળી પ્રવૃત્તિઓ અટકાવવા માટે; અને

દરિયાઈ કે હવાઈ માર્ગે વિદેશ પ્રવાસ; અંતર્દેશીય વિમાન પ્રવાસ; મનીઓર્ડર, ફોનોગ્રામ અને તાર સહિત ટપાલની વસ્તુઓ ઉપરના કરવેરા સંબંધમાં

સ્પષ્ટીકરણ:- આ નોંધમાં, ''આતંકવાદી કૃત્ય''નો અર્થ અનુચ્છેદ ૨૪૮માં આપ્યો છે તે જ થશે.''.

૫. જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડશે નહિ.

૬. સંવિધાન (બેતાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ની કલમ ૫૭ (ખ) (૧) થી અસલને સ્થાને આ મજકૂર દાખલ કર્યો છે. (તારીખ ૩-૧-૧૯૭૭ થી અમલી.)

૭. એજનની કલમ ૫૭ (ખ)(૨) થી અસલ નોંધને સ્થાને આ નોંધ મૂકી છે. (તારીખ ૩-૧-૧૯૭૭થી અમલી.)

૮. એજનની કલમ ૫૭ (ખ)(૩) થી આ મજકૂર કાઢી નાખ્યો છે. (તારીખ ૩-૧-૧૯૭૭થી અમલી.)

૫. સ્થાનિક સ્વરાજ્ય એટલે કે મ્યુનિસિપલ કોર્પોરેશનો, ઈમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટો, જિલ્લા બોર્ડો, ખાણ, ઉદ્યોગ-વસાહતોનાં સત્તામંડળો અને સ્થાનિક સ્વરાજ્યની અથવા ગ્રામ વહીવટના હેતુ માટે બીજાં સ્થાનિક સત્તામંડળોની રચના અને સત્તા.

૬. જાહેર આરોગ્ય અને સફાઈ, ઈસ્પિતાલો અને દવાખાના.

૭. ભારત બહારનાં સ્થળોની તીર્થયાત્રાઓ સિવાયની તીર્થયાત્રાઓ.

૮. નશાકારક દારૂ, એટલે કે નશાકારક દારૂનાં ઉત્પાદન, બનાવટ, કબજો, હેરફેર, ખરીદી અને વેચાણ.

૯. અશક્ત થયેલા અને કામ ઉપર ન લઇ શકાય તેવાઓને રાહત.

૧૦. દફન અને કબ્રસ્તાનો; અગ્નિદાહ અને સ્મશાનો.

[૧]* * * * * *

૧૨. રાજ્ય જેનું નિયંત્રણ કરતું હોય અથવા જેનું ખર્ચ ભોગવતું હોય તેવા પુસ્તકાલયો, સંગ્રહાલયો, અને તેના જેવી બીજી સંસ્થાઓ; [૨][સંસદે કરેલા કાયદાથી અથવા તે હેઠળ] રાષ્ટ્રીય મહત્વનાં હોવાનું જાહેર કરેલું હોય તે સિવાયના પ્રાચીન અને ઐતિહાસિક સ્મારકો અને રેકર્ડ.

૧૩. માર્ગવ્યવહાર, એટલે કે રસ્તાઓ, પુલો, નૌકાઘાટો અને યાદી ૧માં નિર્દિષ્ટ ન કરેલા માર્ગ વ્યવહારનાં અન્ય સાધનો; મ્યુનિસિપલ ટ્રામવે, રોપવે અને આંતરિક જળમાર્ગો અને એવા જળમાર્ગો સંબંધી યાદી ૧ અને યાદી ૩ની જોગવાઇઓને અધીન રહીને, તેના ઉપરનો ટ્રાફિક, યંત્ર ચાલિત વાહનો સિવાયના વાહનો.

૧૪. ખેતી, જેમાં ખેતી વિષયક શિક્ષણ અને સંશોધન, ઉપદ્રવી જીવાત સામે રક્ષણ અને વનસ્પતિ રોગોના નિવારણનો સમાવેશ થાય છે.

૧૫. પશુઓની ઓલાદનાં જાળવણી, રક્ષણ અને સુધારણા અને પશુરોગોનું નિવારણ, પશુચિકિત્સા તાલીમ અને વ્યવસાય.

૧૬. ઢોર પૂરવાના ડબા અને ઢોર-અતિક્રમણનું નિવારણ.

૧૭. પાણી, એટલે કે યાદી ૧ ની નોંધ ૫૬ની જોગવાઇઓને અધીન રહીને, પાણીનો પુરવઠો, સિંચાઇ અને નહેરો, પાણીનો સંગ્રહ અને પાળા, પાણીનો સંગ્રહ અને જળશક્તિ.

૧૮. જમીન, એટલે કે જમીનમાંના અથવા તે ઉપરના હકો, જમીનદાર અને ગણોતિયા વચ્ચેના સંબંધો સહિત જમીનના સત્તાપ્રકારો અને ગણોતની વસુલાત ખેતીની જમીનની તબદીલી અને સ્વત્વાર્પણ; જમીન સુધારણા અને ખેતી વિષયક લોન; વસાહતો ઊભી કરવા બાબત.

[૩]* * * * * *

૨૧. મત્સ્યક્ષેત્રો.

૨૨. યાદી નં. ૧ની નોંધ ૩૪ની જોગવાઇઓને અધીન રહીને, વાલી ન્યાયાલયો; બોજાવાળી અને જપ્ત કરેલી એસ્ટેટો.

૨૩. સંઘના નિયંત્રણ હેઠળનાં નિયમન અને વિકાસ અંગે યાદી ૧ ની જોગવાઇઓને અધીન રહીને, ખાણોનું નિયમન અને ખનિજોનો વિકાસ.

૨૪. યાદી ૧ ની [૪][નોંધો ૭ અને ૫૨]ની જોગવાઇઓને અધીન રહીને, ઉદ્યોગો.

૨૫. ગેસ અને ગેસ-કારખાનાં.

---

૧. સંવિધાન (બેતાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ની કલમ ૫૭ (ખ) (૪) થી આ નોંધ કાઢી નાખી છે. (તારીખ ૩-૧-૧૯૭૭થી અમલી.)

૨. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૭થી ''સંસદે કાયદાથી જાહેર કરેલા'' એ શબ્દોને સ્થાને આ શબ્દો મૂકયા છે.

૩. સંવિધાન (બેતાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ની કલમ ૫૭ (ખ) (૪) થી નોંધો ૧૯ અને ૨૦ કમી કરી છે.

૪. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૮થી ''નોંધ ૫૨'' એ મજકૂરને સ્થાને આ મજકૂર મૂકયો છે.

૨૬. યાદી ૩ની નોંધ ૩૩ની જોગવાઈઓને અધીન રહીને, રાજ્યની અંદરનાં વેપાર અને વાણિજ્ય.

૨૭. યાદી ૩ની નોંધ ૩૩ની જોગવાઈઓને અધીન રહીને, માલનાં ઉત્પાદન, પુરવઠો અને વહેંચણી.

૨૮. બજારો અને મેળા.

[૧] * * * * * * *

૩૦. ધીરધાર અને ધીરધાર કરનારાઓ; ખેતીવિષયક ઋણ-રાહત.

૩૧. મુસાફરખાનાં અને તેમના સંચાલકો.

૩૨. યાદી ૧માં નિર્દિષ્ટ કરેલા હોય તે સિવાયના કોર્પોરેશનો અને યુનિવર્સિટીઓનાં સંસ્થાપન, નિયમન અને સંસ્થાપિત નહિ થયેલા વેપારી, સાહિત્યિક, વૈજ્ઞાનિક, ધાર્મિક અને અન્ય મંડળીઓ અને એસોસિયેશનો, સહકારી મંડળીઓ.

૩૩. નાટ્યગૃહો અને નાટ્ય પ્રયોગો; યાદી ૧ની નોંધ ૬૦ની જોગવાઈઓને અધીન રહીને, સિનેમા; રમતગમતો, મનોરંજન અને આમોદપ્રમોદ.

૩૪. શરતબાજી અને જુગાર.

૩૫. રાજ્યમાં નિહિત થયેલા અથવા તો કબજામાંનાં બાંધકામો, જમીનો અને મકાનો.

[૨] * * * * * * *

૩૭. સંસદે કરેલા કોઈ કાયદાની જોગવાઈઓને અધીન રહીને, રાજ્યના વિધાનમંડળની ચૂંટણીઓ.

૩૮. રાજ્યના વિધાનમંડળના સભ્યોનાં, વિધાનસભાના અધ્યક્ષ અને ઉપાધ્યક્ષનાં અને વિધાનપરિષદ હોય તો તેના સભાપતિ અને ઉપ-સભાપતિનાં પગારો અને ભથ્થાં.

૩૯. વિધાનસભાનાં અને તેના સભ્યોનાં, અને તેની સમિતિઓનાં અને વિધાનપરિષદ હોય તો તે પરિષદનાં અને તેના સભ્યોનાં અને તેની સમિતિઓનાં સત્તા, વિશેષાધિકારો અને મુક્તિઓ, રાજ્યના વિધાનમંડળની સમિતિઓ સમક્ષ જુબાની આપવા અથવા દસ્તાવેજો રજૂ કરવા માટે વ્યક્તિઓને હાજર રહેવાની ફરજ પાડવા બાબત.

૪૦. રાજ્યના મંત્રીઓનાં પગાર અને ભથ્થાં.

૪૧. રાજ્યની જાહેર સેવાઓ; રાજ્ય લોકસેવા આયોગ.

૪૨. રાજ્ય પેન્શનો, એટલે કે રાજ્ય અથવા રાજ્યના એકત્રિત ફંડમાંથી આપવાનાં પેન્શનો.

૪૩. રાજ્યનું જાહેર દેવું.

૪૪. જમીનમાંથી મળી આવેલો ખજાનો.

૪૫. જમીન મહેસૂલ, જેમાં મહેસૂલની આકારણી અને વસૂલાત, જમીન દફતરની જાળવણી, મહેસૂલના હેતુઓ માટે મોજણી અને હક્કપત્રકો અને મહેસૂલના સ્વત્વાર્પણનો સમાવેશ થાય છે.

૪૬. ખેતીની આવક ઉપરના કરો.

૪૭. ખેતીની જમીનના ઉત્તરાધિકાર અંગેની ડ્યૂટી.

૪૮. ખેતીની જમીન અંગે એસ્ટેટ ડ્યૂટી.

---

૧. સંવિધાન (બેતાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ની કલમ ૫૭(ખ)(૪)થી નોંધ ૨૯ કમી કરી છે. (તારીખ ૩--૧--૧૯૭૭ થી અમલી.)
૨. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૬થી નોંધ ૩૬ કમી કરી છે.

૪૯. જમીન અને મકાનો ઉપરના કરો.

૫૦. ખનિજ વિકાસ સંબંધી સંસદે કાયદાથી મૂકેલી મર્યાદાઓને અધીન રહીને, ખનિજ હકો ઉપરના કરો.

૫૧. રાજ્યમાં બનતા અથવા ઉત્પાદિત થતા નીચે જણાવેલા માલ ઉપર આબકારી જકાત અને ભારતમાં અન્ય સ્થળોએ બનતા અથવા ઉત્પાદિત થતા તેવા માલ ઉપર તે જ દરે અથવા તેનાથી નીચા દરે સમકારી જકાતો :-

(ક) માનવ ઉપયોગ માટે આલ્કોહોલવાળો દારૂ.

(ખ) અફીણ, ભાંગ અને બીજાં ઘેન લાવનારાં ઔષધો અને કેફી પદાર્થો, પણ તેમાં આલ્કોહોલ અથવા આ નોંધના પેટા-પરિચ્છેદ (ખ)માં સમાવિષ્ટ કરેલ કોઈપણ પદાર્થવાળી દવા અને પ્રસાધનની બનાવટનો સમાવેશ થતો નથી.

૫૨. ઉપયોગ, વપરાશ, અથવા વેચાણ માટે કોઈ સ્થાનિક વિસ્તારમાં માલના પ્રવેશ ઉપરના કરો.

૫૩. વીજળીનાં વપરાશ અને વેચાણ ઉપરના કરો.

[૧][૫૪. યાદી ૧ ની નોંધ ૯૨-ક ની જોગવાઈઓને અધીન રહીને, વર્તમાનપત્રો સિવાયના માલનાં વેચાણ અથવા ખરીદી ઉપરના કરો.]

૫૫. વર્તમાનપત્રમાં પ્રસિદ્ધ થયેલી જાહેરખબરો [૨][અને રેડિયો અથવા ટેલિવિઝન દ્વારા પ્રસારિત થતી જાહેર ખબરો] સિવાયની જાહેરખબરો ઉપરના કરો.

૫૬. રસ્તા દ્વારા અથવા આંતરિક જળમાર્ગો દ્વારા લઈ જવાતા માલ અને ઉતારુઓ ઉપરના કરો.

૫૭. યાદી ૩ ની નોંધ ૩૫ની જોગવાઈઓને અધીન રહીને, રસ્તાઓ ઉપર ઉપયોગમાં લેવાલાયક યંત્રચાલિત હોય કે ન હોય, તેવા ટ્રામગાડીઓ સહિતનાં વાહનો ઉપરના કરો.

૫૮. પશુઓ અને હોડીઓ ઉપરના કરો.

૫૯. નાકાવેરો.

૬૦. વ્યવસાયો, વ્યાપારો, ધંધા અને રોજગાર ઉપરના કરો.

૬૧. માથાવેરો.

૬૨. મોજશોખ ઉપરના કરો, તેમાં મનોરંજન અને આમોદપ્રમોદના પ્રયોગો, શરતબાજી અને જુગાર ઉપરના કરોનો સમાવેશ થાય છે.

૬૩. સ્ટેમ્પ ડ્યૂટીના દરો સંબંધી યાદી ૧ ની જોગવાઈઓમાં નિર્દિષ્ટ કર્યા હોય તે સિવાયના દસ્તાવેજો અંગે સ્ટેમ્પ ડ્યૂટીના દરો.

૬૪. આ યાદીમાંની કોઈપણ બાબત અંગેના કાયદા વિરુદ્ધના ગુના.

૬૫. આ યાદીમાંની કોઈપણ બાબત અંગે ઉચ્ચતમ ન્યાયાલય સિવાયના તમામ ન્યાયાલયોની હકૂમત અને સત્તા.

૬૬. આ યાદીમાંની કોઈપણ બાબત અંગેની ફી પણ તેમાં કોઈ ન્યાયાલયમાં લેવાતી ફીનો સમાવેશ થતો નથી.

---

૧. સંવિધાન (છઠ્ઠા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨થી નોંધ ૫૪ને સ્થાને, આ નોંધ મૂકી છે.

૨. સંવિધાન (બેતાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ની કલમ ૫૭ (ખ)(૫)થી આ શબ્દો દાખલ કર્યા છે. (તારીખ ૩--૧--૧૯૭૭થી અમલી.)

## યાદી ૩-સમવર્તી યાદી

[1]૧. ફોજદારી કાયદો, જેમાં ભારતના ફોજદારી અધિનિયમમાં આ સંવિધાનના આરંભે સમાવિષ્ટ થતી હતી તે તમામ બાબતોનો સમાવેશ થાય છે, પણ યાદી ૧ અને યાદી ૨ માં નિર્દિષ્ટ કરેલી કોઈ પણ બાબત અંગેના કાયદા વિરુદ્ધના ગુનાનો અને મુલકી સત્તાની સહાયમાં સંઘના નૌકાદળ, ભૂમિદળ અથવા હવાઇદળ અથવા બીજા કોઈ સશસ્ત્ર દળના ઉપયોગનો સમાવેશ થતો નથી.

[2]૨. ફોજદારી કાર્યરીતિ, જેમાં ફોજદારી કાર્યરીતિ અધિનિયમમાં આ સંવિધાનના આરંભે સમાવિષ્ટ થતી હતી તે તમામ બાબતોનો સમાવેશ થાય છે.

[3]૩. કોઈ રાજ્યની સલામતી સાથે જાહેર વ્યવસ્થાની જાળવણી સાથે અથવા જનસમૂહ માટે આવશ્યક પુરવઠો અને સેવાઓની જાળવણી સાથે સંબંધ ધરાવતાં કારણો માટે નિવારક અટકાયત; આવી અટકાયતમાં લીધેલી વ્યક્તિઓ.

૪. કેદીઓને, આરોપીઓને અને આ યાદીની નોંધ ૩માં નિર્દિષ્ટ કરેલા કારણો માટે નિવારક અટકાયતમાં લીધેલી વ્યક્તિઓને એક રાજ્યમાંથી બીજા રાજ્યમાં લઈ જવા બાબત.

[3]૫. લગ્ન અને છૂટાછેડા; બાળકો અને સગીરો; દત્તકગ્રહણ; વિલ, બિન-વસિયતીપણું અને ઉત્તરાધિકાર; સંયુક્ત કુટુંબ અને વિભાજન, ન્યાયિક કાર્યવાહીમાં જે બાબતો અંગે આ સંવિધાનના આરંભની તરત પહેલાં પક્ષકારો પોતાના અંગત કાયદાને અધીન હતા તે તમામ બાબતો.

[3]૬. ખેતીની જમીન સિવાયની મિલકતની તબદીલી, ખત અને દસ્તાવેજોની નોંધણી.

[3]૭. કરારો, જેમાં ભાગીદારી, એજન્સી, હેરફેરના કરારો અને બીજા ખાસ પ્રકારના કરારોનો સમાવેશ થાય છે, પણ તેમાં ખેતીની જમીન સંબંધી કરારોનો સમાવેશ થતો નથી.

[3]૮. દાવાયોગ્ય અપકૃત્યો.

[3]૯.દેવાળું અને નાદારી.

[3]૧૦. ટ્રસ્ટ અને ટ્રસ્ટીઓ.

૧૧. એડમિનિસ્ટ્રેટર જનરલ અને સરકારી ટ્રસ્ટીઓ.

[4][૧૧-ક. ન્યાય વહીવટ; ઉચ્ચતમ ન્યાયાલય અને ઉચ્ચ ન્યાયાલયો સિવાયના તમામ ન્યાયાલયોની રચના અને વ્યવસ્થા.]

[5]૧૨. પુરાવો અને સોગંદ, કાયદા, જાહેર કાર્યો અને દફતર અને ન્યાયિક કાર્યવાહી માન્ય કરવા બાબત.

[3]૧૩. દીવાની કાર્યરીતિ, જેમાં ''દીવાની કાર્યરીતિ અધિનિયમ''માં આ સંવિધાનના આરંભે સમાવિષ્ટ થતી હતી તે તમામ બાબતો, મુદત-મર્યાદા અને લવાદીનો સમાવેશ થાય છે.

---

૧ . જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડે ત્યારે, નોંધ ૧ ને સ્થાને નીચેની નોંધ મૂકવામાં આવશે :-
''૧. આ યાદીમાં નિર્દિષ્ટ કરેલી કોઈપણ બાબત અંગેના કાયદા વિરૂદ્ધના ગુનાઓ સંબંધી હોય તેટલે અંશે ફોજદારી કાયદો (યાદી-૧માં નિર્દિષ્ટ કરેલી કોઈપણ બાબત અંગેના કાયદા વિરૂદ્ધના ગુનાઓ અને મુલકી સત્તાની સહાયમાં સંઘના નૌકાદળ, ભૂમિદળ અથવા હવાઈદળ અથવા બીજા કોઈ સશસ્ત્ર દળના ઉપયોગ સિવાય)''

૨ . જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડે ત્યારે, નોંધ ૨ને સ્થાને નીચેની નોંધ મૂકવામાં આવશે :-
''૨. (૧) જે ગુનાઓ અંગે કાયદા કરવાની સત્તા સંસદને હોય તેવા કાયદા વિરૂદ્ધના ગુના અને (૨) જેમાં કોઈ વિદેશમાં રાજનયિક અને કોન્સ્યુલર અધિકારીઓ અને સોગંદ આપવા અને સોગંદનામાં લેવાને લગતું હોય તેટલે સુધી (ગુનાઓના નિવારણ અને ઉચ્ચતમ ન્યાયાલય અને ઉચ્ચ ન્યાયાલય સિવાયના ફોજદારી ન્યાયાલયોની રચના અને સંગઠન સહિત) ફોજદારી કાર્યરીતિ''.

૩ . જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડશે નહિ.

૪ . સંવિધાન (બેતાળીસમાં સુધારા) અધિનિયમ, ૧૯૭૬ની કલમ ૫૭(ગ)(૧)થી આ નોંધ દાખલ કરી છે. (તારીખ ૩-૧-૧૯૭૭ થી અમલી.)

૫. જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડે ત્યારે, નોંધો ૧૨ અને ૧૩ ને સ્થાને નીચેની નોંધો મૂકવી જોઇશે :-
''૧૨. (૧) વિદેશોમાં રાજનયિક અને કોન્સ્યુલર અધિકારીઓએ સોગંદ આપવા અને સોગંદનામાં લેવાને અને (૨) જેના સંબંધમાં કાયદા કરવાની સત્તા સંસદને હોય તેવી કોઇ બાબતોને લગતું હોય તેટલે સુધી પુરાવો અને સોગંદ.
૧૩. વિદેશોમાં રાજનયિક અને કોન્સ્યુલર અધિકારીઓએ સોગંદ આપવા અને સોગંદનામાં લેવાને લગતું હોય તેટલે સુધી દીવાની કાર્યરીતિ.''

[૧]૧૪. ન્યાયાલયનો તિરસ્કાર, પણ તેમાં ઉચ્ચતમ ન્યાયાલયના તિરસ્કારનો સમાવેશ થતો નથી.

[૧]૧૫. વિચરણ; વિચરતી અને સ્થાનાંતર કરતી આદિ જાતિઓ.

૧૬. પાગલપણું અને માનસિક ખામી, તેમાં પાગલો અને માનસિક ખામીવાળાને રાખવા માટેનાં અથવા તેમની સારવાર માટેનાં સ્થળોનો સમાવેશ થાય છે.

[૧]૧૭. પશુઓ પ્રત્યેની ક્રૂરતાનું નિવારણ.

[૨][૧૭-ક. જંગલો.

૧૭-ખ. વન્ય પશુપક્ષીઓનું સંરક્ષણ.]

૧૮. ખાદ્ય પદાર્થો અને બીજા માલમાં ભેળસેળ.

૧૯. યાદી ૧ની અફીણ અંગેની નોંધ ૫૯ની જોગવાઈઓને અધીન રહીને, ઔષધો અને ઝેરી પદાર્થો.

[૧]૨૦. આર્થિક અને સામાજિક આયોજન.

[૨][૨૦-ક. વસ્તી નિયંત્રણ અને કુટુંબ નિયોજન.]

[૧]૨૧. વાણિજ્યિક અને ઔદ્યોગિક ઈજારા, જોડાણો અને ટ્રસ્ટો.

૨૨. મજૂર સંઘો; ઔદ્યોગિક અને મજૂર તકરારો.

૨૩. સામાજિક સલામતી અને સામાજિક વીમો; રોજગારી અને બેકારી.

૨૪. મજૂરોનું કલ્યાણ, જેમાં કામની શરતો, પ્રોવિડન્ટ ફંડ, માલિકોની જવાબદારી; કામદારોને વળતર, અશકતતા અને વૃદ્ધાવસ્થા પેન્શનો અને પ્રસૂતિ લાભોનો સમાવેશ થાય છે.

[૩][૨૫. યાદી૧ ની નોંધો ૬૩, ૬૪, ૬૫ અને ૬૬ની જોગવાઈઓને અધીન રહીને, ટેકનિકલ શિક્ષણ, તબીબી શિક્ષણ અને યુનિવર્સિટીઓ સહિત શિક્ષણ; મજૂરોની વ્યાવસાયિક અને ટેકનિકલ તાલીમ.]

૨૬. વકીલાત, દાકતરી અને બીજા વ્યવસાયો.

[૧]૨૭. હિંદ અને પાકિસ્તાન ડુમિનિયનો થવાથી પોતાના મૂળ વતનની જગ્યાએથી નિર્વાસિત થયેલ વ્યક્તિઓને રાહત અને તેમનો પુનર્વસવાટ.

[૧]૨૮. સખાવતો અને સખાવતી સંસ્થાઓ, સખાવતી અને ધાર્મિક દેણગીઓ અને ધાર્મિક સંસ્થાઓ.

[૧]૨૯. મનુષ્યો, પશુઓ અને વનસ્પતિને અસરકર્તા ચેપી અથવા સંસર્ગજન્ય રોગોને અથવા ઉપદ્રવી જીવાતને એક રાજ્યમાંથી બીજા રાજ્યમાં ફેલાતી અટકાવવા બાબત.

[૪]૩૦. જીવનવિષયક આંકડા, જેમાં જન્મ અને મરણની નોંધણીનો સમાવેશ થાય છે.

[૧]૩૧. સંસદે કરેલા કાયદાથી અથવા વિદ્યમાન કાયદાથી અથવા તે હેઠળ મોટાં બંદરો તરીકે જાહેર કરેલા હોય તે સિવાયના બંદરો.

[૧]૩૨. યાદી ૧ની રાષ્ટ્રીય જલમાર્ગો અંગેની જોગવાઈઓને અધીન રહીને, આંતરિક જળમાર્ગો ખેડતા યંત્રચાલિત જહાજોને લગતું વહાણવટું અને નૌકાવ્યવહાર અને એવા જળમાર્ગો ઉપરના માર્ગ-નિયમ અને રાષ્ટ્રીય જળમાર્ગો ઉપર ઉતારુઓ અને માલ લઈ જવા બાબત.

---

૧. જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડશે નહિ.

૨ . સંવિધાન (બેતાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ની કલમ ૫૭(ગ)(૨) અને (૩)થી આ નોંધો દાખલ કરી છે. (તારીખ ૩-૧-૧૯૭૭થી અમલી.)

૩ . સંવિધાન (બેતાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ની કલમ ૫૭(ગ) (૪)થી અસલ નોંધને સ્થાને આ નોંધ મૂકી છે. (તારીખ ૩-૧-૧૯૭૭થી ચાલુ.)

૪ . જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડે ત્યારે, નોંધ ૩૦ને બદલે નીચેની નોંધ મૂકવામાં આવશે :-

''૩૦. જન્મ-મરણને લગતા હોય તેટલે અંશે જીવનવિષયક આંકડા, જેમાં જન્મ અને મરણની નોંધણીનો સમાવેશ થાય છે.''

[1][૩૩. નીચેની વસ્તુઓનાં વેપાર, વાણિજ્ય અને તેમનું ઉત્પાદન, તેમનો પુરવઠો અને તેમની વહેંચણી--

(ક) કોઈ પણ ઉદ્યોગનું સંઘ દ્વારા નિયંત્રણ કરવું તે જાહેર હિતમાં ઈષ્ટ હોવાનું સંસદે કાયદાથી જાહેર કર્યું હોય ત્યારે, તેવા ઉદ્યોગની બનાવટો અને તેવી બનાવટ તરીકે તેવા પ્રકારનો આયાત કરેલો માલ;

(ખ) ખાદ્ય પદાર્થો, જેમાં ખાદ્ય તેલીબીયાં અને તેલનો સમાવેશ થાય છે;

(ગ) ઢોરોનું ખાણ, તેમાં ખોળ અને બીજા સત્ત્વયુક્ત ચારાનો સમાવેશ થાય છે;

(ઘ) કપાસ, લોઢેલો અથવા લોઢ્યા વિનાનો અને કપાસિયા; અને

(ચ) કાચું શણ.]

[2][૩૩-ક. ધોરણ સંસ્થાપન ઠરાવ્યા સિવાય વજન તથા માપ.]

૩૪. ભાવ નિયંત્રણ.

૩૫. યંત્રચાલિત વાહનો, જેમાં એવાં વાહનો ઉપર જે સિદ્ધાંતો મુજબ કરો નાખવામાં આવતા હોય તે સિદ્ધાંતોનો સમાવેશ થાય છે.

૩૬. કારખાનાં.

[3]૩૭. બોઈલરો.

[3]૩૮. વીજળી.

૩૯. વર્તમાનપત્રો, પુસ્તકો અને છાપખાનાં.

૪૦. [4][સંસદે કરેલા કાયદાથી અથવા તે હેઠળ] રાષ્ટ્રીય મહત્વનાં હોવાનું જાહેર કર્યું હોય તે સિવાયના પુરાતત્ત્વને લગતાં સ્થળો અને અવશેષો.

[3]૪૧. કાયદાથી હિજરતી મિલકત તરીકે જાહેર કરેલી (ખેતીની જમીન સહિત) મિલકતના હવાલા, વ્યવસ્થા અને નિકાલ.

[5][[6]૪૨. મિલકતનું સંપાદન અને તેનું હંગામી સંપાદન.]

૪૩. કરો અથવા બીજાં જાહેર લેણાં, જેમાં જમીન મહેસૂલની બાકી અને જમીન મહેસૂલની બાકી તરીકે વસૂલ કરવાપાત્ર રકમનો સમાવેશ થાય છે. તે અંગે કોઈ રાજ્ય બહાર ઉપસ્થિત થતા લેણાંની તે રાજયમાં વસૂલાત.

[3]૪૪. જ્યુડિશિયલ સ્ટેમ્પ દ્વારા વસૂલ કરાતી ડ્યૂટી અથવા ફી સિવાયની સ્ટેમ્પ ડ્યૂટી, પણ તેમાં સ્ટેમ્પ ડ્યૂટીના દરોનો સમાવેશ થતો નથી.

[7]૪૫. યાદી ૨ અથવા યાદી ૩માં નિર્દિષ્ટ કરેલી કોઈ પણ બાબતના હેતુ માટે તપાસ અને આંકડા.

૪૬. આ યાદીમાં કોઈ પણ બાબત અંગે ઉચ્ચતમ ન્યાયાલય સિવાયના તમામ ન્યાયાલયોની હકૂમત અને સત્તા.

૪૭. આ યાદીમાંની કોઈ પણ બાબત અંગે ફી, પણ તેમાં કોઈ ન્યાયાલયોમાં લેવાતી ફીનો સમાવેશ થતો નથી.

---

૧. સંવિધાન (ત્રીજા સુધારા) અધિનિયિમ, ૧૯૫૪ની કલમ ૨થી નોંધ ૩૩ને સ્થાને આ નોંધ મૂકી છે.

૨. સંવિધાન (બેતાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ની કલમ ૫૭(ગ)(૫)થી આ નોંધ દાખલ કરી છે. (તારીખ ૩-૧-૧૯૭૭ થી અમલી.)

૩. જમ્મુ અને કાશ્મીર રાજયને લાગુ પડશે નહિ.

૪. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૭થી ''સંસદે કાયદાથી જાહેર કરેલા'' એ શબ્દોને સ્થાને આ શબ્દો મૂક્યા છે.

૫. સંવિધાન (સાતમા સુધારા) અધિનિયમ, ૧૯૫૬ની કલમ ૨૬થી અસલ નોંધ ૪૨ને સ્થાને આ નોંધ મૂકી છે.

૬. જમ્મુ અને કાશ્મીર રાજયને લાગુ પડે ત્યારે, નોંધ ૪૨ને સ્થાને નીચેની નોંધ મૂકવી:-
''૪૨. યાદી ૧ ની નોંધ ૬૭ અથવા યાદી ૩ ની નોંધ ૪૦માં સમાવિષ્ટ મિલકતના સંપાદનને સંબંધ હોય ત્યાં સુધી, તેવી મિલકતનું અથવા કલાત્મક કે સૌન્દર્યાત્મક મૂલ્ય ધરાવતી કોઈ માનવનિર્મિત કલાકૃતિનું સંપાદન અને હંગામી સંપાદન''.

૭. જમ્મુ અને કાશ્મીર રાજયને લાગુ પડે ત્યારે, નોંધ ૪૫માં ''યાદી ૨ અથવા યાદી ૩'' એ શબ્દો અને આંકડાને સ્થાને ''આ યાદી'' એ શબ્દો મૂકવામાં આવશે.

## આઠમી અનુસૂચિ

### [અનુચ્છેદ ૩૪૪(૧) અને ૩૫૧]

### ભાષાઓ

૧. આસામી,

૨. બંગાળી,

[૧][૩. બોડો,

૪. ડોગરી,]

[૨][૫.] ગુજરાતી,

[૩][૬.] હિંદી,

[૩][૭. ] કન્નડ,

[૩][૮. ] કાશ્મીરી,

[૪][[૩][૯.] કોંકણી,]

[૧][૧૦. ] મૈથીલી,]

[૫][૧૧.] મલયાલમ,

[૪][[૬][૧૨.] મણીપુરી,]

[૬][૧૩.] મરાઠી,

[૪][[૬][૧૪.] નેપાળી,]

[૬][૧૫.] ઉડિયા,

[૬][૧૬.] પંજાબી,

[૬][૧૭.] સંસ્કૃત,

[૧][૧૮. સંથાલી,]

[૭][[૮][૧૯.] સિંધી,]

[૯][૨૦.] તામિલ,

[૯][૨૧.] તેલુગુ,

[૯][૨૨.] ઉર્દૂ.

---

૧. સંવિધાન (બાણુમા સુધારા) અધિનિયમ, ૨૦૦૩ની કલમ ૨થી આ નોંધો દાખલ કરી છે.
૨. એજનની કલમ ૨(ક) થી નોંધ ૩ને નોંધ ૫ તરીકે ફરી નંબર આપેલ છે.
૩. એજનની કલમ ૨ (ખ) થી નોંધો ૪ થી ૭ને નોંધો ૬ થી ૯ તરીકે ફરી નંબર આપેલ છે.
૪. સંવિધાન (ઈકોતેરમા સુધારા) અધિનિયમ, ૧૯૯૨ની કલમ ૨થી આ નોંધ દાખલ કરી છે.
૫. સંવિધાન (બાણુમા સુધારા) અધિનિયમ, ૨૦૦૩ની કલમ ૨(ગ) થી આ નોંધ ૮ને નોંધ ૧૧ તરીકે ફરી નંબર આપેલ છે.
૬. એજનથી આ નોંધ ૯ થી ૧૪ને નોંધ ૧૨ થી ૧૭ તરીકે ફરી નંબર આપેલ છે.
૭. સંવિધાન (એકવીસમા સુધારા) અધિનિયમ, ૧૯૬૭ની કલમ ૨થી આ નોંધ ઉમેરી છે.
૮. સંવિધાન (બાણુમા સુધારા) અધિનિયમ, ૨૦૦૩ની કલમ ૨(ચ) થી નોંધ ૧૫ને નોંધ ૧૯ તરીકે ફરી નંબર આપેલ છે.
૯. એજનની કલમ ૨(છ) થી નોંધો ૧૬ થી ૧૮ને નોંધો ૨૦ થી ૨૨ તરીકે ફરી નંબર આપેલ છે.

## [1] [નવમી અનુસૂચિ

## અમુક અધિનિયમો અને વિનિયમોની કાયદેસરતા

## [અનુચ્છેદ ૩૧-ખ]

૧. બિહાર જમીન સુધારણા અધિનિયમ, ૧૯૫૦ (સન ૧૯૫૦નો બિહાર અધિનિયમ-૩૦).

૨. મુંબઇ ગણોતવહીવટ અને ખેતજમીન અધિનિયમ, ૧૯૪૮ (સન ૧૯૪૮નો મુંબઇ અધિનિયમ-૬૭).

૩. મુંબઇ માલિકી સત્તાપ્રકાર નાબૂદી અધિનિયમ, ૧૯૪૯ (સન ૧૯૪૯ નો મુંબઇ અધિનિયમ-૬૧).

૪. મુંબઇ તાલુકદારી સત્તાપ્રકાર નાબૂદી અધિનિયમ, ૧૯૪૯ (સન ૧૯૪૯ નો મુંબઇ અધિનિયમ-૬૨).

૫. પંચમહાલ મેવાસી સત્તાપ્રકાર નાબૂદી અધિનિયમ, ૧૯૪૯ (સન ૧૯૪૯ નો મુંબઇ અધિનિયમ-૬૩).

૬. મુંબઇ ખેતી નાબૂદી અધિનિયમ, ૧૯૫૦ (સન ૧૯૫૦ નો મુંબઇ અધિનિયમ-૬).

૭. મુંબઇ પરગણા અને કુલકર્ણી વતન નાબૂદી અધિનિયમ, ૧૯૫૦ (સન ૧૯૫૦ નો મુંબઇ અધિનિયમ-૬૦).

૮. મધ્ય પ્રદેશ માલિકીહક (એસ્ટેટ, મહાલ, દુમાલા જમીન) નાબૂદી અધિનિયમ, ૧૯૫૦ (સન ૧૯૫૧નો મધ્ય પ્રદેશ અધિનિયમ-૧).

૯. મદ્રાસ એસ્ટેટ (નાબૂદી અને રૈયતવારીમાં રૂપાંતર) અધિનિયમ, ૧૯૪૮ (સન ૧૯૪૮નો મદ્રાસ અધિનિયમ-૨૬).

૧૦. મદ્રાસ એસ્ટેટ (નાબૂદી અને રૈયતવારીમાં રૂપાંતર) સુધારા અધિનિયમ, ૧૯૫૦ (સન ૧૯૫૦નો મદ્રાસ અધિનિયમ-૧).

૧૧. ઉત્તર પ્રદેશ જમીનદારી નાબૂદી અને જમીન સુધારણા અધિનિયમ, ૧૯૫૦ (સન ૧૯૫૧નો ઉત્તર પ્રદેશ-અધિનિયમ-૧).

૧૨. હૈદરાબાદ (જાગીર નાબૂદી) રેગ્યુલેશન, ૧૩૫૮-ફ (ફસલી ૧૩૫૮ નો નંબર-૬૯).

૧૩. હૈદરાબાદ જાગીર (રૂપાંતર) રેગ્યુલેશન, ૧૩૫૯-ફ (ફસલી ૧૩૫૯ નો નંબર-૨૫).

[2][૧૪. બિહાર નિર્વાસિત વ્યક્તિ પુનર્વસવાટ (જમીન સંપાદન) અધિનિયમ, ૧૯૫૦ (સન ૧૯૫૦નો બિહાર અધિનિયમ-૩૮).

૧૫. સંયુક્ત પ્રાંત જમીન સંપાદન (શરણાર્થી પુનર્વસવાટ) અધિનિયમ, ૧૯૪૮ (સન૧૯૪૮નો ઉત્તરપ્રદેશ અધિનિયમ-૨૬).

૧૬. નિર્વાસિત વ્યક્તિ પુનર્વસવાટ (જમીન સંપાદન) અધિનિયમ, ૧૯૪૮ (સન ૧૯૪૮નો અધિનિયમ-૬૦).

૧૭. વીમા (સુધારા) અધિનિયમ, ૧૯૫૦ (સન ૧૯૫૦ ના ૪૭ મા અધિનિયમ) ની કલમ ૪૨ થી દાખલ કર્યા પ્રમાણે વીમા અધિનિયમ, ૧૯૩૮ (સન ૧૯૩૮ ના અધિનિયમ ૪) ની કલમો ૫૨-ક થી ૫૨-જ.

૧૮. રેલવે કંપની (તાકીદની જોગવાઇ) અધિનિયમ, ૧૯૫૧ (સન ૧૯૫૧ નો અધિનિયમ-૫૧).

૧૯. ઉદ્યોગ (વિકાસ અને નિયમન) સુધારા અધિનિયમ, ૧૯૫૩ (સન ૧૯૫૩ના ૨૬મા અધિનિયમ) ની કલમ ૧૩ થી દાખલ કર્યા પ્રમાણે ઉદ્યોગ (વિકાસ અને નિયમન) અધિનિયમ, ૧૯૫૧ (સન ૧૯૫૧ ના અધિનિયમ-૬૫) નું પ્રકરણ ૩-ક.

---

૧. સંવિધાન (પહેલા સુધારા) અધિનિયમ, ૧૯૫૧ની કલમ ૧૪થી આ અનુસૂચિ ઉમેરી છે.
૨. સંવિધાન (ચોથા સુધારા) અધિનિયમ, ૧૯૫૫ની કલમ ૫થી નોંધો ૧૪ થી ૨૦ ઉમેરી છે.

૨૦. પશ્ચિમ બંગાળ અધિનિયમ, સન ૧૯૫૧ ના ૨૯ મા થી સુધાર્યા પ્રમાણે પશ્ચિમ બંગાળ જમીન વિકાસ અને આયોજન અધિનિયમ, ૧૯૪૮ (સન ૧૯૪૮ નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૨૧).]

[૧][૨૧. આંધ્ર પ્રદેશ ખેતજમીન ટોચમર્યાદા અધિનિયમ, ૧૯૬૧ (સન ૧૯૬૧નો આંધ્ર પ્રદેશ અધિનિયમ-૧૦).

૨૨. આંધ્ર પ્રદેશ (તેલંગણા વિસ્તાર) ગણોતહક અને ખેતજમીન (કાયદા-માન્યતા) અધિનિયમ, ૧૯૬૧ (સન-૧૯૬૧ નો આંધ્ર પ્રદેશ અધિનિયમ-૨૧).

૨૩. આંધ્ર પ્રદેશ (તેલંગણા વિસ્તાર) ઈજારા અને કોવલી જમીન અનિયમિત પટા રદ કરવા અને રાહત આકારણી નાબૂદી અધિનિયમ, ૧૯૬૧ (સન ૧૯૬૧નો આંધ્ર પ્રદેશ અધિનિયમ-૩૬).

૨૪. આસામ રાજ્ય સાર્વજનિક પ્રકારની ધાર્મિક અથવા સખાવતી સંસ્થા જમીન સંપાદન અધિનિયમ, ૧૯૫૯ (સન ૧૯૬૧ નો આસામ અધિનિયમ-૯).

૨૫. બિહાર જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૫૩ (સન ૧૯૫૪ નો બિહાર અધિનિયમ-૨૦).

૨૬. બિહાર જમીન સુધારણા (ટોચમર્યાદા વિસ્તાર નક્કી કરવા અને વધારાની જમીન સંપાદિત કરવા બાબત) અધિનિયમ, ૧૯૬૧ (સન ૧૯૬૨ નો બિહાર અધિનિયમ-૧૨) (આ અધિનિયમની કલમ ૨૮ સિવાય).

૨૭. મુંબઇ તાલુકદારી સત્તાપ્રકાર નાબૂદી (સુધારા) અધિનિયમ, ૧૯૫૪ (સન ૧૯૫૫ નો મુંબઇ અધિનિયમ-૧).

૨૮. મુંબઇ તાલુકદારી સત્તાપ્રકાર નાબૂદી (સુધારા) અધિનિયમ, ૧૯૫૭ (સન ૧૯૫૮ નો મુંબઇ અધિનિયમ-૧૮).

૨૯. મુંબઇ ઇનામ (કચ્છ વિસ્તાર) નાબૂદી અધિનિયમ, ૧૯૫૮ (સન ૧૯૫૮નો મુંબઇ અધિનિયમ-૯૮).

૩૦. મુંબઇ ગણોતવહીવટ અને ખેતજમીન (ગુજરાત સુધારા) અધિનિયમ, ૧૯૬૦ (સન ૧૯૬૦ નો ગુજરાત અધિનિયમ-૧૬).

૩૧. ગુજરાત ખેતજમીન ટોચમર્યાદા અધિનિયમ, ૧૯૬૦ (સન ૧૯૬૧નો ગુજરાત અધિનિયમ-૨૬).

૩૨. સાગબારા અને મેવાસી એસ્ટેટ (માલિકી હક નાબૂદી, વગેરે) રેગ્યુલેશન, ૧૯૬૨ (સન ૧૯૬૨ નો ગુજરાત રેગ્યુલેશન-૧).

૩૩. ગુજરાત શેષ સ્વત્વાર્પણ નાબૂદી અધિનિયમ, ૧૯૬૩ (સન ૧૯૬૩ નો ગુજરાત અધિનિયમ-૩૩) તેની કલમ ૨ના ખંડ (૩) ના પેટા-ખંડ (ઘ) માં ઉલ્લેખેલ સ્વત્વાર્પણને આ અધિનિયમ લાગુ પડતો હોય તેટલે સુધી હોય તે સિવાય.

૩૪. મહારાષ્ટ્ર ખેતજમીન (ધારણ કરવા ઉપર ટોચમર્યાદા) અધિનિયમ, ૧૯૬૧ (સન ૧૯૬૧ નો મહારાષ્ટ્ર અધિનિયમ-૨૭).

૩૫. હૈદરાબાદ ગણોતહક અને ખેતજમીન (ફરી અધિનિયમિત કરવા, કાયદા-માન્યતા અને વધુ સુધારા) અધિનિયમ, ૧૯૬૧ (સન ૧૯૬૧ નો મહારાષ્ટ્ર અધિનિયમ-૪૫).

૩૬. હૈદરાબાદ ગણોતહક અને ખેતજમીન અધિનિયમ, ૧૯૫૦ (સન ૧૯૫૦ નો હૈદરાબાદ અધિનિયમ-૨૧).

૩૭. જન્મીકરમ ચુકવણી (નાબૂદી) અધિનિયમ, ૧૯૬૦ (સન ૧૯૬૧ નો કેરળ અધિનિયમ-૩).

૩૮. કેરળ જમીન વેરા અધિનિયમ, ૧૯૬૧ (સન ૧૯૬૧ નો કેરળ અધિનિયમ-૧૩).

૩૯. કેરળ જમીન સુધારણા અધિનિયમ, ૧૯૬૩ (સન ૧૯૬૪ નો કેરળ અધિનિયમ-૧).

૪૦. મધ્ય પ્રદેશ જમીન મહેસૂલ અધિનિયમ, ૧૯૫૯ (સન ૧૯૫૯ નો મધ્ય પ્રદેશ અધિનિયમ-૨૦).

૪૧. મધ્ય પ્રદેશ ખેતજમીન ટોચમર્યાદા અધિનિયમ, ૧૯૬૦ (સન ૧૯૬૦નો મધ્ય પ્રદેશ અધિનિયમ-૨૦).

૪૨. મદ્રાસ ખેત ગણોતિયા સંરક્ષણ અધિનિયમ, ૧૯૫૫ (સન ૧૯૫૫ નો મદ્રાસ અધિનિયમ-૨૫).

૪૩. મદ્રાસ ખેત ગણોતિયા (ઉચિત ગણોત ચુકવણી) અધિનિયમ, ૧૯૫૬ (સન ૧૯૫૬ નો મદ્રાસ અધિનિયમ-૨૪).

૪૪. મદ્રાસ કુદ ઇરૂપ્પુ ખાતેદાર (જમીન નિષ્કાસન રક્ષણ) અધિનિયમ, ૧૯૬૧ (સન ૧૯૬૧ નો મદ્રાસ અધિનિયમ-૩૮).

---

૧. સંવિધાન (સત્તરમા સુધારા) અધિનિયમ, ૧૯૬૪ ની કલમ ૩ થી નોંધો ૨૧ થી ૬૪ ઉમેરી છે.

૪૫. મદ્રાસ જાહેર ટ્રસ્ટ (ખેતજમીન વહીવટ નિયમન) અધિનિયમ, ૧૯૬૧ (સન ૧૯૬૧ નો મદ્રાસ અધિનિયમ-૫૭).

૪૬. મદ્રાસ જમીન સુધારણા (જમીન ટોચમર્યાદા ઠરાવણી) અધિનિયમ, ૧૯૬૧ (સન ૧૯૬૧ નો મદ્રાસ અધિનિયમ-૫૮).

૪૭. મ્હૈંસૂર ગણોતહક અધિનિયમ, ૧૯૫૨ (સન ૧૯૫૨ નો મ્હૈંસૂર અધિનિયમ-૧૩).

૪૮. કુર્ગ ગણોતિયા અધિનિયમ, ૧૯૫૭ (સન ૧૯૫૭ નો મ્હૈંસૂર અધિનિયમ-૧૪).

૪૯. મ્હૈંસૂર ગ્રામ હોદ્દા નાબૂદી અધિનિયમ, ૧૯૬૧ (સન ૧૯૬૧ નો મ્હૈંસૂર અધિનિયમ-૧૪).

૫૦. હૈદરાબાદ ગણોતહક અને ખેતજમીન (કાયદા-માન્યતા) અધિનિયમ, ૧૯૬૧ (સન ૧૯૬૧ નો મ્હૈંસૂર અધિનિયમ-૩૬).

૫૧. મ્હૈંસૂર જમીન સુધારણા અધિનિયમ, ૧૯૬૧ (સન ૧૯૬૨નો મ્હૈંસૂર અધિનિયમ-૧૦).

૫૨. ઓરિસ્સા જમીન સુધારણા અધિનિયમ, ૧૯૬૦ (સન ૧૯૬૦ નો ઓરિસ્સા અધિનિયમ-૧૬).

૫૩. ઓરિસ્સા વિલીન પ્રદેશ (ગ્રામ હોદ્દા નાબૂદી) અધિનિયમ, ૧૯૬૩ (સન ૧૯૬૩ નો ઓરિસ્સા અધિનિયમ-૧૦).

૫૪. પંજાબ જમીન સત્તાપ્રકાર જામીનગીરી અધિનિયમ, ૧૯૫૩ (સન ૧૯૫૩ નો પંજાબ અધિનિયમ-૧૦).

૫૫. રાજસ્થાન ગણોતહક અધિનિયમ, ૧૯૫૫ (સન ૧૯૫૫ નો રાજસ્થાન અધિનિયમ-૩).

૫૬. રાજસ્થાન જમીનદારી અને બીસ્વેદારી નાબૂદી અધિનિયમ, ૧૯૫૯ (સન ૧૯૫૯ નો રાજસ્થાન અધિનિયમ-૮).

૫૭. કુમાઉ અને ઉત્તરાખંડ જમીનદારી નાબૂદી અને જમીન સુધારણા અધિનિયમ, ૧૯૬૦ (સન ૧૯૬૦ નો ઉત્તર પ્રદેશ અધિનિયમ-૧૭).

૫૮. ઉત્તર પ્રદેશ જમીન ધરાવવા ઉપર ટોચમર્યાદા મૂકવા બાબત અધિનિયમ, ૧૯૬૦ (સન ૧૯૬૧નો ઉત્તર પ્રદેશ અધિનિયમ-૧).

૫૯. પશ્ચિમ બંગાળ એસ્ટેટ સંપાદન અધિનિયમ, ૧૯૫૩ (સન ૧૯૫૪ નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૧).

૬૦. પશ્ચિમ બંગાળ જમીન સુધારણા અધિનિયમ, ૧૯૫૫ (સન ૧૯૫૬ નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૧૦).

૬૧. દિલ્હી જમીન સુધારણા અધિનિયમ, ૧૯૫૪ (સન ૧૯૫૪ નો દિલ્હી અધિનિયમ-૮).

૬૨. દિલ્હી જમીન ધારણ (ટોચમર્યાદા) અધિનિયમ, ૧૯૬૦ (સન ૧૯૬૦ નો કેન્દ્રીય અધિનિયમ-૨૪).

૬૩. મણિપુર જમીન મહેસૂલ અને જમીન સુધારણા અધિનિયમ, ૧૯૬૦ (સન ૧૯૬૦ નો કેન્દ્રીય અધિનિયમ-૩૩).

૬૪. ત્રિપુરા જમીન મહેસૂલ અને જમીન સુધારણા અધિનિયમ, ૧૯૬૦ (સન ૧૯૬૦ નો કેન્દ્રીય અધિનિયમ-૪૩).][૧]

---

૧. જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડે ત્યારે, નીચેની નોંધો, નોંધ ૬૪ પછી ઉમેરવી :-
''૬૪-ક. જમ્મુ અને કાશ્મીર રાજ્ય કુથ અધિનિયમ, (સંવત ૧૯૭૮નો નંબર ૧).
૬૪-ખ. જમ્મુ અને કાશ્મીર ગણોતહક અધિનિયમ, (સંવત ૧૯૮૦નો નંબર ૨).
૬૪-ગ. જમ્મુ અને કાશ્મીર જમીન સ્વત્વાર્પણ અધિનિયમ, (સંવત ૧૯૫૫નો નંબર ૫).
૬૪-ઘ. જમ્મુ અને કાશ્મીર મોટી જમીન એસ્ટેટો નાબૂદી અધિનિયમ, (સંવત ૨૦૦૭નો નંબર ૧૭).
૬૪-ચ. જાગીરો અને જમીન મહેસૂલની સોંપણી, વગેરે પાછી લઈ લેવા સંબંધી સન ૧૯૫૬ના માર્ચ મહિનાની ૧૦મી તારીખનો હુકમ નંબર ૬-એચ.
૬૪-છ. જમ્મુ અને કાશ્મીર ગીરો મિલકત પુનઃ સ્થાપના અધિનિયમ, ૧૯૭૬ (સન ૧૯૭૬નો અધિનિયમ ૧૪).
૬૪-જ. જમ્મુ અને કાશ્મીર દેણદાર રાહત અધિનિયમ, ૧૯૭૬ (સન ૧૯૭૬નો અધિનિયમ ૧૫).''

[1][૬૫. કેરળ જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૬૯ (સન ૧૯૬૯ નો કેરળ અધિનિયમ-૩૫).

૬૬. કેરળ જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૭૧ (સન ૧૯૭૧ નો કેરળ અધિનિયમ-૨૫).]

[2][૬૭. આંધ્ર પ્રદેશ જમીન સુધારણા (ખેતજમીન ટોચમર્યાદા) અધિનિયમ, ૧૯૭૩ (સન ૧૯૭૩ નો આંધ્ર પ્રદેશ અધિનિયમ-૧).

૬૮. બિહાર જમીન સુધારણા (ટોચમર્યાદા વિસ્તાર નક્કી કરવા અને વધારાની જમીન સંપાદિત કરવા બાબત) (સુધારા) અધિનિયમ, ૧૯૭૨ (સન ૧૯૭૩ નો બિહાર અધિનિયમ-૧).

૬૯. બિહાર જમીન સુધારણા (ટોચમર્યાદા વિસ્તાર નક્કી કરવા અને વધારાની જમીન સંપાદિત કરવા બાબત) (સુધારા) અધિનિયમ, ૧૯૭૩ (સન ૧૯૭૩ નો બિહાર અધિનિયમ-૯).

૭૦. બિહાર જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૭૨ (સન ૧૯૭૨ નો બિહાર અધિનિયમ-૫).

૭૧. ગુજરાત ખેતજમીન ટોચમર્યાદા (સુધારા) અધિનિયમ, ૧૯૭૨ (સન ૧૯૭૪નો ગુજરાત અધિનિયમ-૨).

૭૨. હરિયાણા જમીન ટોચમર્યાદા અધિનિયમ, ૧૯૭૨ (સન ૧૯૭૨નો હરિયાણા અધિનિયમ-૨૬).

૭૩. હિમાચલ પ્રદેશ જમીન ટોચમર્યાદા અધિનિયમ, ૧૯૭૨ (સન ૧૯૭૩ નો હિમાચલ પ્રદેશ અધિનિયમ-૧૯).

૭૪. કેરળ જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૭૨ (સન ૧૯૭૨ નો કેરળ અધિનિયમ-૧૭).

૭૫. મધ્ય પ્રદેશ ખેતજમીન ટોચમર્યાદા (સુધારા) અધિનિયમ, ૧૯૭૨ (સન ૧૯૭૪ નો મધ્ય પ્રદેશ અધિનિયમ-૧૨).

૭૬. મધ્ય પ્રદેશ ખેતજમીન ટોચમર્યાદા (બીજા સુધારા) અધિનિયમ, ૧૯૭૨ (સન ૧૯૭૪ નો મધ્ય પ્રદેશ અધિનિયમ-૧૩).

૭૭. મ્હૈસૂર જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૭૩ (સન ૧૯૭૪ નો કર્ણાટક અધિનિયમ-૧).

૭૮. પંજાબ જમીન સુધારણા અધિનિયમ, ૧૯૭૨ (સન ૧૯૭૩ નો પંજાબ અધિનિયમ-૧૦).

૭૯. રાજસ્થાન ખેતજમીન ધરાવવા ઉપર ટોચમર્યાદા મૂકવા બાબત અધિનિયમ, ૧૯૭૩ (સન ૧૯૭૩નો રાજસ્થાન અધિનિયમ-૧૧).

૮૦. ગુડાલુર જન્મમ એસ્ટેટ (નાબૂદી અને રૈયતવારી રૂપાંતર) અધિનિયમ, ૧૯૬૯ (સન ૧૯૬૯ નો તામિલનાડુ અધિનિયમ-૨૪).

૮૧. પશ્ચિમ બંગાળ જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૭૨ (સન ૧૯૭૨ નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૧૨).

૮૨. પશ્ચિમ બંગાળ એસ્ટેટ સંપાદન (સુધારા) અધિનિયમ, ૧૯૬૪ (સન ૧૯૬૪ નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૨૨).

૮૩. પશ્ચિમ બંગાળ એસ્ટેટ સંપાદન (બીજા સુધારા) અધિનિયમ, ૧૯૭૩ (સન ૧૯૭૩ નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૩૩).

૮૪. મુંબઇ ગણોત અને ખેતજમીન (ગુજરાત સુધારા) અધિનિયમ, ૧૯૭૨ (સન ૧૯૭૩ નો ગુજરાત અધિનિયમ-૫).

૮૫. ઓરિસ્સા જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૭૪ (સન ૧૯૭૪ નો ઓરિસ્સા અધિનિયમ-૯).

૮૬. ત્રિપુરા જમીન મહેસૂલ અને જમીન સુધારણા (બીજા સુધારા) અધિનિયમ, ૧૯૭૪ (સન ૧૯૭૪ નો ત્રિપુરા અધિનિયમ-૭).]

[3][ [4]* * * * * *

---

૧. સંવિધાન (ઓગણત્રીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૨ની કલમ ૨થી આ નોંધો દાખલ કરી છે.

૨. સંવિધાન (ચોત્રીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૪ની કલમ ૨ થી આ નોંધો દાખલ કરી છે.

૩. સંવિધાન (ઓગણચાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ની કલમ ૫થી નોંધો ૮૭ થી ૧૨૪ દાખલ કરી છે અને જમ્મુ અને કાશ્મીરને લાગુ પડે ત્યારે નોંધો ૮૭ થી ૧૨૪ને અનુક્રમે નોંધો ૬૫ થી ૧૦૨ તરીકે ફરી નંબર આપવા.

૪. સંવિધાન (ચુંમાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૮ની કલમ ૪૪ થી નોંધ ૮૭ કાઢી નાંખી છે. (તારીખ ૨૦-૬-૧૯૭૯થી અમલી.)

૮૮. ઔદ્યોગિક (વિકાસ અને નિયમન) અધિનિયમ, ૧૯૫૧ (સન ૧૯૫૧નો કેન્દ્રીય અધિનિયમ-૬૫).

૮૯. સ્થાવર મિલકત હંગામી સંપાદન અને સંપાદન અધિનિયમ, ૧૯૫૨ (સન ૧૯૫૨ નો કેન્દ્રીય અધિનિયમ-૩૦).

૯૦. ખાણ અને ખનિજ (નિયમન અને વિકાસ) અધિનિયમ, ૧૯૫૭ (સન ૧૯૫૭ નો કેન્દ્રીય અધિનિયમ-૬૭).

૯૧. ઈજારા અને અવરોધક વેપાર રીતિ અધિનિયમ, ૧૯૬૯ (સન ૧૯૬૯ નો કેન્દ્રીય અધિનિયમ-૫૪).

[૧]* * * * * * * * *

૯૩. કોકિંગ કોલ ખાણ (કટોકટીની જોગવાઇ) અધિનિયમ, ૧૯૭૧ (સન ૧૯૭૧ નો કેન્દ્રીય અધિનિયમ-૬૪).

૯૪. કોકિંગ કોલ ખાણ (રાષ્ટ્રીયકરણ) અધિનિયમ, ૧૯૭૨ (સન ૧૯૭૨ નો કેન્દ્રીય અધિનિયમ-૩૬).

૯૫. સામાન્ય વીમા કામકાજ (રાષ્ટ્રીયકરણ) અધિનિયમ, ૧૯૭૨ (સન ૧૯૭૨ નો કેન્દ્રીય અધિનિયમ-૫૭).

૯૬. ભારતીય તાંબા કોર્પોરેશન (અન્ડરટેકિંગ સંપાદન) અધિનિયમ, ૧૯૭૨ (સન ૧૯૭૨ નો કેન્દ્રીય અધિનિયમ-૫૮).

૯૭. માંદા કાપડ અન્ડરટેકિંગ (વહીવટ લઇ લેવા બાબત) અધિનિયમ, ૧૯૭૨ (સન ૧૯૭૨ નો કેન્દ્રીય અધિનિયમ-૭૨).

૯૮. કોલસા ખાણ (વહીવટ લઇ લેવા બાબત) અધિનિયમ, ૧૯૭૩ (સન ૧૯૭૩ નો કેન્દ્રીય અધિનિયમ-૧૫).

૯૯. કોલસા ખાણ (રાષ્ટ્રીયકરણ) અધિનિયમ, ૧૯૭૩ (સન ૧૯૭૩ નો કેન્દ્રીય અધિનિયમ-૨૬).

૧૦૦. વિદેશી હૂંડિયામણ નિયમન અધિનિયમ, ૧૯૭૩ (સન ૧૯૭૩ નો કેન્દ્રીય અધિનિયમ--૪૬).

૧૦૧. આલકોક એશડાઉન કંપની લિમિટેડ (અન્ડરટેકિંગ લઇ લેવા બાબત) અધિનિયમ, ૧૯૭૩ (સન ૧૯૭૩નો કેન્દ્રીય અધિનિયમ-૫૬).

૧૦૨. કોલસા ખાણ (સંરક્ષણ અને વિકાસ) અધિનિયમ, ૧૯૭૪ (સન ૧૯૭૪ નો કેન્દ્રીય અધિનિયમ-૨૮).

૧૦૩. વધારાનું મળતર (ફરજિયાત ડિપોઝિટ) અધિનિયમ, ૧૯૭૪ (સન ૧૯૭૪ નો કેન્દ્રીય અધિનિયમ-૩૭).

૧૦૪. વિદેશી હૂંડિયામણ સંરક્ષણ અને દાણચોરીની પ્રવૃત્તિઓ અટકાવવા બાબતનો અધિનિયમ, ૧૯૭૪ (સન ૧૯૭૪ નો કેન્દ્રીય અધિનિયમ-૫૨).

૧૦૫. માંદા કાપડ અન્ડરટેકિંગ (રાષ્ટ્રીયકરણ) અધિનિયમ, ૧૯૭૪ (સન ૧૯૭૪ નો કેન્દ્રીય અધિનિયમ-૫૭).

૧૦૬. મહારાષ્ટ્ર ખેતજમીન (ટોચમર્યાદા) (સુધારા) અધિનિયમ, ૧૯૬૪ (સન ૧૯૬૪ નો મહારાષ્ટ્ર અધિનિયમ-૧૬).

૧૦૭. મહારાષ્ટ્ર ખેતજમીન (ટોચમર્યાદા) (સુધારા) અધિનિયમ, ૧૯૬૫ (સન ૧૯૬૫ નો મહારાષ્ટ્ર અધિનિયમ-૩૨).

૧૦૮. મહારાષ્ટ્ર ખેતજમીન (ટોચમર્યાદા) (સુધારા) અધિનિયમ, ૧૯૬૮ (સન ૧૯૬૮ નો મહારાષ્ટ્ર અધિનિયમ-૧૬).

૧૦૯. મહારાષ્ટ્ર ખેતજમીન (ટોચમર્યાદા) (બીજા સુધારા) અધિનિયમ, ૧૯૬૮ (સન ૧૯૬૮ નો મહારાષ્ટ્ર અધિનિયમ-૩૩).

૧૧૦. મહારાષ્ટ્ર ખેતજમીન (ટોચમર્યાદા) (સુધારા) અધિનિયમ, ૧૯૬૯ (સન ૧૯૬૯ નો મહારાષ્ટ્ર અધિનિયમ-૩૭).

૧૧૧. મહારાષ્ટ્ર ખેતજમીન (ટોચમર્યાદા) (બીજા સુધારા) અધિનિયમ, ૧૯૬૯ (સન ૧૯૬૯ નો મહારાષ્ટ્ર અધિનિયમ-૩૮).

૧૧૨. મહારાષ્ટ્ર ખેતજમીન (ટોચમર્યાદા) (સુધારા) અધિનિયમ, ૧૯૭૦ (સન ૧૯૭૦ નો મહારાષ્ટ્ર અધિનિયમ-૨૭).

---

૧. સંવિધાન (ચુંમાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૮ની કલમ ૪૪ થી નોંધ ૯૨ કાઢી નાંખી છે. (તારીખ ૨૦-૬-૧૯૭૯ થી અમલી.)

૧૧૩. મહારાષ્ટ્ર ખેતજમીન (ટોચમર્યાદા) (સુધારા) અધિનિયમ, ૧૯૭૨ (સન ૧૯૭૨ નો મહારાષ્ટ્ર અધિનિયમ-૧૩).

૧૧૪. મહારાષ્ટ્ર ખેતજમીન (ટોચમર્યાદા) (સુધારા) અધિનિયમ, ૧૯૭૩ (સન ૧૯૭૩ નો મહારાષ્ટ્ર અધિનિયમ-૫૦).

૧૧૫. ઓરિસ્સા જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૬૫ (સન ૧૯૬૫ નો ઓરિસ્સા અધિનિયમ-૧૩).

૧૧૬. ઓરિસ્સા જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૬૬ (સન ૧૯૬૭ નો ઓરિસ્સા અધિનિયમ-૮).

૧૧૭. ઓરિસ્સા જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૬૭ (સન ૧૯૬૭ નો ઓરિસ્સા અધિનિયમ-૧૩).

૧૧૮. ઓરિસ્સા જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૬૯ (સન ૧૯૬૯ નો ઓરિસ્સા અધિનિયમ-૧૩).

૧૧૯. ઓરિસ્સા જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૭૦ (સન ૧૯૭૦ નો ઓરિસ્સા અધિનિયમ-૧૮).

૧૨૦. ઉત્તર પ્રદેશ ખેતજમીન ઉપર ટોચમર્યાદા મૂકવા બાબત (સુધારા) અધિનિયમ, ૧૯૭૨ (સન ૧૯૭૩ નો ઉત્તર પ્રદેશ અધિનિયમ-૧૮).

૧૨૧. ઉત્તર પ્રદેશ ખેતજમીન ઉપર ટોચમર્યાદા મૂકવા બાબત (સુધારા) અધિનિયમ, ૧૯૭૪ (સન ૧૯૭૫ નો ઉત્તર પ્રદેશ અધિનિયમ-૨).

૧૨૨. ત્રિપુરા જમીન મહેસૂલ અને જમીન સુધારણા (ત્રીજા સુધારા) અધિનિયમ, ૧૯૭૫ (સન ૧૯૭૫નો ત્રિપુરા અધિનિયમ-૩).

૧૨૩. દાદરા અને નગર હવેલી જમીન સુધારણા રેગ્યુલેશન, ૧૯૭૧ (સન ૧૯૭૧ નો ૩).

૧૨૪. દાદરા અને નગર હવેલી જમીન સુધારણા (સુધારા) રેગ્યુલેશન, ૧૯૭૩ (સન ૧૯૭૩ નો ૫).]

[૧] [૧૨૫. મોટરવાહન અધિનિયમ, [૨]૧૯૩૯ ની કલમ ૬૬-ક અને પ્રકરણ ૪-ક (સન ૧૯૩૯ નો કેન્દ્રીય અધિનિયમ-૪).

૧૨૬. આવશ્યક ચીજવસ્તુ અધિનિયમ, ૧૯૫૫ (સન ૧૯૫૫ નો કેન્દ્રીય અધિનિયમ-૧૦).

૧૨૭. દાણચોર અને વિદેશી હૂંડિયામણ તરકટી (મિલકત જપ્તી) અધિનિયમ, ૧૯૭૬ (સન ૧૯૭૬ નો કેન્દ્રીય અધિનિયમ-૧૩).

૧૨૮. વેઠ પ્રથા (નાબૂદી) અધિનિયમ, ૧૯૭૬ (સન ૧૯૭૬ નો કેન્દ્રીય અધિનિયમ-૧૯).

૧૨૯. વિદેશી હૂંડિયામણ સંરક્ષણ અને દાણચોરીની પ્રવૃત્તિઓ અટકાવવા બાબતનો (સુધારા) અધિનિયમ, ૧૯૭૬ (સન ૧૯૭૬ નો કેન્દ્રીય અધિનિયમ-૨૦).

[૩]* * * * * * *

૧૩૧. લેવી ખાંડ કિંમત સમકારી ફંડ અધિનિયમ, ૧૯૭૬ (સન ૧૯૭૬ નો કેન્દ્રીય અધિનિયમ-૩૧).

૧૩૨. શહેરી જમીન (ટોચમર્યાદા અને નિયમન) અધિનિયમ, ૧૯૭૬ (સન ૧૯૭૬નો કેન્દ્રીય અધિનિયમ-૩૩).

૧૩૩. સંઘ હિસાબ વિભાગીકરણ (કર્મચારીઓની બદલી) અધિનિયમ, ૧૯૭૬ (સન ૧૯૭૬નો કેન્દ્રીય અધિનિયમ-૫૯).

૧૩૪. આસામ જમીન ધારણ ટોચમર્યાદા ઠરાવણી અધિનિયમ, ૧૯૫૬ (સન ૧૯૫૭ નો આસામ અધિનિયમ-૧).

૧૩૫. મુંબઇ ગણોતવહીવટ અને ખેતજમીન (વિદર્ભ પ્રદેશ) અધિનિયમ, ૧૯૫૮ (સન ૧૯૫૮નો મુંબઇ અધિનિયમ-૯૯).

૧૩૬. ગુજરાત ખાનગી વન (સંપાદન) અધિનિયમ, ૧૯૭૨ (સન ૧૯૭૩નો ગુજરાત અધિનિયમ-૧૪).

૧૩૭. હરિયાણા જમીન ધારણ ટોચમર્યાદા (સુધારા) અધિનિયમ, ૧૯૭૬ (સન ૧૯૭૬નો હરિયાણા અધિનિયમ-૧૭).

૧૩૮. હિમાચલ પ્રદેશ ગણોત વહીવટ અને જમીન સુધારણા અધિનિયમ, ૧૯૭૨ (સન ૧૯૭૪નો હિમાચલ પ્રદેશ અધિનિયમ-૮).

---

૧. સંવિધાન (ચાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ની કલમ ૩થી નોંધો ૧૨૫ થી ૧૮૮ દાખલ કરી છે અને જમ્મુ અને કાશ્મીર રાજ્યને લાગુ પડે ત્યારે, નોંધો ૧૨૫ થી ૧૮૮ને અનુક્રમે નોંધો ૧૦૩ થી ૧૬૬ તરીકે ફરી નંબર આપવા.

૨. હવે જુઓ મોટર વાહન અધિનિયમ, ૧૯૮૮ (સન ૧૯૮૮ના ૫૯મા)ની સુસંગત જોગવાઇઓ.

૩. સંવિધાન (ચુંમાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૭૮ની કલમ ૪૪થી નોંધ ૧૩૦ કમી કરી છે. (તારીખ ૨૦-૬-૧૯૭૯ થી અમલી.)

૧૩૯. હિમાચલ પ્રદેશ સહિયારી ગ્રામજમીન નિહિત થવા અને ઉપયોગ બાબત અધિનિયમ, ૧૯૭૪ (સન ૧૯૭૪નો હિમાચલ પ્રદેશ અધિનિયમ-૧૮).

૧૪૦. કર્ણાટક જમીન સુધારણા (બીજા સુધારા અને પ્રકીર્ણ જોગવાઇઓ) અધિનિયમ, ૧૯૭૪ (સન ૧૯૭૪નો કર્ણાટક અધિનિયમ-૩૧).

૧૪૧. કર્ણાટક જમીન સુધારણા (બીજા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ (સન ૧૯૭૬નો કર્ણાટક અધિનિયમ-૨૭).

૧૪૨. કેરળ નિષ્કાસન નિવારણ અધિનિયમ, ૧૯૬૬ (સન ૧૯૬૬નો કેરળ અધિનિયમ-૧૨).

૧૪૩. થીરુપ્પુવરમ ચુકવણી (નાબૂદી) અધિનિયમ, ૧૯૬૯ (સન ૧૯૬૯નો કેરળ અધિનિયમ-૧૯).

૧૪૪. શ્રીપદમ જમીન મુક્તિ અધિનિયમ, ૧૯૬૯ (સન ૧૯૬૯નો કેરળ અધિનિયમ-૨૦).

૧૪૫. શ્રી પંડારાવાક જમીન (નિહિત થવા અને મુક્તિ બાબત) અધિનિયમ, ૧૯૭૧ (સન ૧૯૭૧નો કેરળ અધિનિયમ-૨૦).

૧૪૬. કેરળ ખાનગી વન (નિહિત થવા અને નામફેર બાબત) અધિનિયમ, ૧૯૭૧ (સન ૧૯૭૧નો કેરળ અધિનિયમ-૨૬).

૧૪૭. કેરળ ખેતમજૂર અધિનિયમ, ૧૯૭૪ (સન ૧૯૭૪નો કેરળ અધિનિયમ-૧૮).

૧૪૮. કેરળ કાજુ કારખાના (સંપાદન) અધિનિયમ, ૧૯૭૪ (સન ૧૯૭૪નો કેરળ અધિનિયમ-૨૯).

૧૪૯. કેરળ ચીટ્ટી અધિનિયમ, ૧૯૭૫ (સન ૧૯૭૫નો કેરળ અધિનિયમ-૨૩).

૧૫૦. કેરળ અનુસૂચિત આદિજાતિ (જમીન તબદીલી નિયંત્રણ અને દુમાલા જમીન પુનઃ સોંપણી) અધિનિયમ, ૧૯૭૫ (સન ૧૯૭૫નો કેરળ અધિનિયમ-૩૧).

૧૫૧. કેરળ જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૭૬ (સન ૧૯૭૬નો કેરળ અધિનિયમ-૧૫).

૧૫૨. કાનમ ગણોતહક નાબૂદી અધિનિયમ, ૧૯૭૬ (સન ૧૯૭૬નો કેરળ અધિનિયમ-૧૬).

૧૫૩. મધ્ય પ્રદેશ ખેત જમીન ટોચમર્યાદા (સુધારા) અધિનિયમ, ૧૯૭૪ (સન ૧૯૭૪નો મધ્યપ્રદેશ અધિનિયમ-૨૦).

૧૫૪. મધ્ય પ્રદેશ ખેત જમીન ટોચમર્યાદા (સુધારા) અધિનિયમ, ૧૯૭૫ (સન ૧૯૭૬નો મધ્યપ્રદેશ અધિનિયમ-૨).

૧૫૫. પશ્ચિમ ખાનદેશ મેવાસી એસ્ટેટ (માલિકીહક નાબૂદી, વગેરે) રેગ્યુલેશન,૧૯૬૧ (સન ૧૯૬૨નો મહારાષ્ટ્ર રેગ્યુલેશન-૧).

૧૫૬. મહારાષ્ટ્ર અનુસૂચિત આદિજાતિ જમીન પુનઃ સોંપણી અધિનિયમ, ૧૯૭૪ (સન ૧૯૭૫નો મહારાષ્ટ્ર અધિનિયમ-૧૪).

૧૫૭. મહારાષ્ટ્ર ખેત જમીન (ધારણ ટોચમર્યાદા ઘટાડવા) અને (સુધારા) અધિનિયમ, ૧૯૭૨ (સન ૧૯૭૫નો મહારાષ્ટ્ર અધિનિયમ-૨૧).

૧૫૮. મહારાષ્ટ્ર ખાનગી વન (સંપાદન) અધિનિયમ, ૧૯૭૫ (સન ૧૯૭૫ મહારાષ્ટ્ર અધિનિયમ-૨૯).

૧૫૯. મહારાષ્ટ્ર ખેતજમીન (ધારણ ટોચમર્યાદા ઘટાડવા) અને (સુધારવા બાબત) સુધારા અધિનિયમ, ૧૯૭૫ (સન ૧૯૭૫નો મહારાષ્ટ્ર અધિનિયમ-૪૭).

૧૬૦. મહારાષ્ટ્ર ખેતજમીન (ધારણ ટોચમર્યાદા) (સુધારા) અધિનિયમ, ૧૯૭૫ (સન ૧૯૭૬ નો મહારાષ્ટ્ર અધિનિયમ-૨).

૧૬૧. ઓરિસ્સા એસ્ટેટ નાબૂદી અધિનિયમ, ૧૯૫૧ (સન ૧૯૫૨ નો ઓરિસ્સા અધિનિયમ-૧).

૧૬૨. રાજસ્થાન વસાહતીકરણ અધિનિયમ, ૧૯૫૪ (સન ૧૯૫૪ નો રાજસ્થાન અધિનિયમ-૨૭).

૧૬૩. રાજસ્થાન જમીન સુધારણા અને જમીનદાર એસ્ટેટ સંપાદન અધિનિયમ, ૧૯૬૩ (સન ૧૯૬૪ નો રાજસ્થાન અધિનિયમ-૧૧).

૧૬૪. રાજસ્થાન ખેતજમીન ધારણ ટોચમર્યાદા મૂકવા બાબત (સુધારા) અધિનિયમ, ૧૯૭૬ (સન ૧૯૭૬ નો રાજસ્થાન અધિનિયમ-૮).

૧૬૫. રાજસ્થાન ગણોતહક (સુધારા) અધિનિયમ, ૧૯૭૬ (સન ૧૯૭૬ નો રાજસ્થાન અધિનિયમ-૧૨).

૧૬૬. તામિલનાડુ જમીન સુધારણા (જમીન ટોચમર્યાદા ઘટાડવા બાબત) અધિનિયમ, ૧૯૭૦ (સન ૧૯૭૦ નો તામિલનાડુ અધિનિયમ-૧૭).

૧૬૭. તામિલનાડુ જમીન સુધારણા (જમીન ટોચમર્યાદા ઠરાવણી) સુધારા અધિનિયમ, ૧૯૭૧ (સન ૧૯૭૧ નો તામિલનાડુ અધિનિયમ-૪૧).

૧૬૮. તામિલનાડુ જમીન સુધારણા (જમીન ટોચમર્યાદા ઠરાવણી) સુધારા અધિનિયમ, ૧૯૭૨ (સન ૧૯૭૨ નો તામિલનાડુ અધિનિયમ-૧૦).

૧૬૯. તામિલનાડુ જમીન સુધારણા (જમીન ટોચમર્યાદા ઠરાવણી) બીજા સુધારા અધિનિયમ, ૧૯૭૨ (સન ૧૯૭૨ નો તામિલનાડુ અધિનિયમ-૨૦).

૧૭૦. તામિલનાડુ જમીન સુધારણા (જમીન ટોચમર્યાદા ઠરાવણી) ત્રીજા સુધારા અધિનિયમ, ૧૯૭૨ (સન ૧૯૭૨ નો તામિલનાડુ અધિનિયમ-૩૭).

૧૭૧. તામિલનાડુ જમીન સુધારણા (જમીન ટોચમર્યાદા ઠરાવણી) ચોથા સુધારા અધિનિયમ, ૧૯૭૨ (સન ૧૯૭૨ નો તામિલનાડુ અધિનિયમ-૩૯).

૧૭૨. તામિલનાડુ જમીન સુધારણા (જમીન ટોચમર્યાદા ઠરાવણી) છઠ્ઠા સુધારા અધિનિયમ, ૧૯૭૨ (સન ૧૯૭૪ નો તામિલનાડુ અધિનિયમ-૭).

૧૭૩. તામિલનાડુ જમીન સુધારણા (જમીન ટોચમર્યાદા ઠરાવણી) પાંચમા સુધારા અધિનિયમ, ૧૯૭૨ (સન ૧૯૭૪ નો તામિલનાડુ અધિનિયમ-૧૦).

૧૭૪. તામિલનાડુ જમીન સુધારણા (જમીન ટોચમર્યાદા ઠરાવણી) સુધારા અધિનિયમ, ૧૯૭૪ (સન ૧૯૭૪ નો તામિલનાડુ અધિનિયમ-૧૫).

૧૭૫. તામિલનાડુ જમીન સુધારણા (જમીન ટોચમર્યાદા ઠરાવણી) ત્રીજા સુધારા અધિનિયમ, ૧૯૭૪ (સન ૧૯૭૪ નો તામિલનાડુ અધિનિયમ-૩૦).

૧૭૬. તામિલનાડુ જમીન સુધારણા (જમીન ટોચમર્યાદા ઠરાવણી) બીજા સુધારા અધિનિયમ, ૧૯૭૪ (સન ૧૯૭૪ નો તામિલનાડુ અધિનિયમ-૩૨).

૧૭૭. તામિલનાડુ જમીન સુધારણા (જમીન ટોચમર્યાદા ઠરાવણી) સુધારા અધિનિયમ, ૧૯૭૫ (સન ૧૯૭૫ નો તામિલનાડુ અધિનિયમ-૧૧).

૧૭૮. તામિલનાડુ જમીન સુધારણા (જમીન ટોચમર્યાદા ઠરાવણી) બીજા સુધારા અધિનિયમ, ૧૯૭૫ (સન ૧૯૭૫ નો તામિલનાડુ અધિનિયમ-૨૧).

૧૭૯. ઉત્તરપ્રદેશ જમીન કાયદા (સુધારા) અધિનિયમ, ૧૯૭૧ (સન ૧૯૭૧ ઉત્તરપ્રદેશ અધિનિયમ-૨૧) અને ઉત્તરપ્રદેશ જમીન (કાયદા સુધારા) અધિનિયમ, ૧૯૭૪ (સન ૧૯૭૪ ઉત્તરપ્રદેશ અધિનિયમ-૩૪)થી ઉત્તરપ્રદેશ જમીનદારી નાબૂદી અને જમીન સુધારણા અધિનિયમ, ૧૯૫૦ (સન ૧૯૫૧ ઉત્તરપ્રદેશ અધિનિયમ-૧) માં કરાયેલા સુધારા.

૧૮૦. ઉત્તરપ્રદેશ જમીન ધારણ ટોચમર્યાદા મૂકવા બાબત (સુધારા) અધિનિયમ, ૧૯૭૬ (સન ૧૯૭૬ નો ઉત્તરપ્રદેશ અધિનિયમ-૨૦).

૧૮૧. પશ્ચિમ બંગાળ જમીન સુધારણા (બીજા સુધારા) અધિનિયમ, ૧૯૭૨ (સન ૧૯૭૨ નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૨૮).

૧૮૨. પશ્ચિમ બંગાળ દુમાલા જમીન પુનઃ સોંપણી અધિનિયમ, ૧૯૭૩ (સન ૧૯૭૩ નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૨૩).

૧૮૩. પશ્ચિમ બંગાળ જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૭૪ (સન ૧૯૭૪ નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૩૩).

૧૮૪. પશ્ચિમ બંગાળ જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૭૫ (સન ૧૯૭૫ નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૨૩).

૧૮૫. પશ્ચિમ બંગાળ જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૭૬ (સન ૧૯૭૬ નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૧૨).

૧૮૬. દિલ્હી જમીન ધારણ (ટોચમર્યાદા) સુધારા અધિનિયમ, ૧૯૭૬ (સન ૧૯૭૬ નો કેન્દ્રીય અધિનિયમ-૧૫).

૧૮૭. ગોવા, દમણ અને દીવ મુંડકાર (નિષ્કાસન રક્ષણ) અધિનિયમ, ૧૯૭૫ (સન ૧૯૭૬ નો ગોવા, દમણ અને દીવ અધિનિયમ-૧).

૧૮૮. પોંડીચેરી જમીન સુધારણા (જમીન ટોચમર્યાદા ઠરાવણી) અધિનિયમ, ૧૯૭૩ (સન ૧૯૭૪ નો પોંડીચેરી અધિનિયમ-૯).]

[૧][૧૮૯. આસામ (કામચલાઉ વસવાટ વિસ્તાર) ગણોત હક અધિનિયમ, ૧૯૭૧ (સન ૧૯૭૧ નો આસામ અધિનિયમ-૨૩).

૧૯૦. આસામ (કામચલાઉ વસવાટ વિસ્તાર) ગણોત હક (સુધારા) અધિનિયમ, ૧૯૭૪ (સન ૧૯૭૪ નો આસામ અધિનિયમ-૧૮).

૧૯૧. બિહાર જમીન સુધારણા (ટોચમર્યાદા વિસ્તાર નક્કી કરવા અને વધારાની જમીન સંપાદિત કરવા બાબત) (સુધારા) (સુધારો કરતો) અધિનિયમ, ૧૯૭૪ (સન ૧૯૭૫ નો બિહાર અધિનિયમ-૧૩).

૧૯૨. બિહાર જમીન સુધારણા (ટોચમર્યાદા વિસ્તાર નક્કી કરવા અને વધારાની જમીન સંપાદિત કરવા બાબત) (સુધારા) અધિનિયમ, ૧૯૭૬ (સન ૧૯૭૬ નો બિહાર અધિનિયમ-૨૨).

૧૯૩. બિહાર જમીન સુધારણા (ટોચમર્યાદા વિસ્તાર નક્કી કરવા અને વધારાની જમીન સંપાદિત કરવા બાબત) (સુધારા) અધિનિયમ, ૧૯૭૮ (સન ૧૯૭૮ નો બિહાર અધિનિયમ-૭).

૧૯૪. જમીન સંપાદન (બિહાર સુધારા) અધિનિયમ, ૧૯૭૯ (સન ૧૯૮૦ નો બિહાર અધિનિયમ-૨).

૧૯૫. હરિયાણા જમીનધારણ ટોચમર્યાદા (સુધારા) અધિનિયમ, ૧૯૭૭ (સન ૧૯૭૭ નો હરિયાણા અધિનિયમ-૧૪).

૧૯૬. તામિલનાડુ સુધારણા (જમીન ટોચમર્યાદા ઠરાવવા બાબત) સુધારા અધિનિયમ, ૧૯૭૮ (સન ૧૯૭૮ નો તામિલનાડુ અધિનિયમ-૨૫).

૧૯૭. તામિલનાડુ જમીન સુધારણા (જમીન ટોચમર્યાદા ઠરાવવા બાબત) સુધારા અધિનિયમ, ૧૯૭૯ (સન ૧૯૭૯ નો તામિલનાડુ અધિનિયમ-૧૧).

૧૯૮. ઉત્તરપ્રદેશ જમીનદારી નાબૂદી કાયદા (સુધારા) અધિનિયમ, ૧૯૭૮ (સન ૧૯૭૮ નો ઉત્તરપ્રદેશ અધિનિયમ-૧૫).

૧૯૯. પશ્ચિમ બંગાળ સ્વત્વાર્પિત જમીન પુનઃ સ્થાપન (સુધારા) અધિનિયમ, ૧૯૭૮ (સન ૧૯૭૮ નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૨૪).

૨૦૦. પશ્ચિમ બંગાળ સ્વત્વાર્પિત જમીન પુનઃ સ્થાપન (સુધારા) અધિનિયમ, ૧૯૮૦ (સન ૧૯૮૦ નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૫૬).

---

૧. સંવિધાન (સુડતાળીસમા સુધારા) અધિનિયમ, ૧૯૮૪ની કલમ ૨થી નોંધો ૧૮૯થી ૨૦૨ દાખલ કરી છે. (તારીખ : ૨૬-૮-૧૯૮૪થી અમલી.)

૨૦૧. ગોવા, દમણ અને દીવ ખેત ગણોત હક અધિનિયમ, ૧૯૬૪ (સન ૧૯૬૪ નો ગોવા, દમણ અને દીવ અધિનિયમ-૭).

૨૦૨. ગોવા, દમણ અને દીવ ગણોત હક (પાંચમા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ (સન ૧૯૭૬ નો ગોવા, દમણ અને દીવ અધિનિયમ-૧૭).]

[૧][૨૦૩. આંધ્ર પ્રદેશ અનુસૂચિત વિસ્તાર જમીન તબદીલી વિનિયમ, ૧૯૫૯ (સન ૧૯૫૯ નો આંધ્ર પ્રદેશ વિનિયમ-૧).

૨૦૪. આંધ્ર પ્રદેશ અનુસૂચિત વિસ્તાર કાયદા (લાગુ પાડવા અને સુધારા બાબત) વિનિયમ, ૧૯૬૩ (સન ૧૯૬૩ નો આંધ્ર પ્રદેશ વિનિયમ-૨).

૨૦૫. આંધ્ર પ્રદેશ અનુસૂચિત વિસ્તાર (જમીન તબદીલી સુધારા) વિનિયમ, ૧૯૭૦ (સન ૧૯૭૦ નો આંધ્ર પ્રદેશ વિનિયમ-૨).

૨૦૬. આંધ્ર પ્રદેશ અનુસૂચિત વિસ્તાર જમીન તબદીલી (સુધારા) વિનિયમ, ૧૯૭૧ (સન ૧૯૭૧ નો આંધ્ર પ્રદેશ વિનિયમ-૧).

૨૦૭. આંધ્ર પ્રદેશ અનુસૂચિત વિસ્તાર જમીન તબદીલી (સુધારા) વિનિયમ, ૧૯૭૮ (સન ૧૯૭૮ નો આંધ્ર પ્રદેશ વિનિયમ-૧).

૨૦૮. બિહાર ગણોત હક અધિનિયમ, ૧૮૮૫ (સન ૧૮૮૫ નો બિહાર અધિનિયમ-૮).

૨૦૯. છોટા નાગપુર ગણોત હક અધિનિયમ, ૧૯૦૮ (સન ૧૯૦૮ નો બંગાળ અધિનિયમ-૬).

(પ્રકરણ ૮- કલમો ૪૬, ૪૭, ૪૮, ૪૮ક અને ૪૯; પ્રકરણ ૧૦- કલમો ૭૧, ૭૧ક અને ૭૧ખ; અને પ્રકરણ ૧૮- કલમો ૨૪૦, ૨૪૧ અને ૨૪૨).

૨૧૦. શાંથલ પરગણા ગણોતહક (પૂરક જોગવાઈઓ) અધિનિયમ, ૧૯૪૯ (સન ૧૯૪૯ નો બિહાર અધિનિયમ-૧૪) (કલમ ૫૩ સિવાય).

૨૧૧. બિહાર અનુસૂચિત વિસ્તાર વિનિયમ, ૧૯૬૯ (સન ૧૯૬૯ નો બિહાર વિનિયમ ૧).

૨૧૨. બિહાર જમીન સુધારા (ટોચમર્યાદા વિસ્તાર ઠરાવવા અને વધારાની જમીન સંપાદિત કરવા બાબત) (સુધારા) અધિનિયમ, ૧૯૮૨ (સન ૧૯૮૨ નો બિહાર અધિનિયમ-૫૫).

૨૧૩. ગુજરાત દેવસ્થાન ઇનામ નાબૂદી અધિનિયમ, ૧૯૬૯ (સન ૧૯૬૯ નો ગુજરાત અધિનિયમ-૧૬).

૨૧૪. ગુજરાત ગણોત હક કાયદા (સુધારા) અધિનિયમ, ૧૯૭૬ (સન ૧૯૭૬ નો ગુજરાત અધિનિયમ-૩૭).

૨૧૫. ગુજરાત ખેત જમીન ટોચમર્યાદા (સુધારા) અધિનિયમ, ૧૯૭૬ (સન ૧૯૭૬ નો રાષ્ટ્રપતિ અધિનિયમ-૪૩).

૨૧૬. ગુજરાત દેવસ્થાન ઇનામ નાબૂદી (સુધારા) અધિનિયમ, ૧૯૭૭ (સન ૧૯૭૭ નો ગુજરાત અધિનિયમ-૨૭).

૨૧૭. ગુજરાત ગણોત હક કાયદા (સુધારા) અધિનિયમ, ૧૯૭૭ (સન ૧૯૭૭ નો ગુજરાત અધિનિયમ-૩૦).

૨૧૮. મુંબઇ જમીન મહેસૂલ (ગુજરાત દ્વિતીય સુધારા) અધિનિયમ, ૧૯૮૦ (સન ૧૯૮૦ નો ગુજરાત અધિનિયમ-૩૭).

૨૧૯. મુંબઇ જમીન મહેસૂલ અધિનિયમ અને જમીન સત્તા પ્રકાર નાબૂદી કાયદા (ગુજરાત સુધારા) અધિનિયમ, ૧૯૮૨ (સન ૧૯૮૨ નો ગુજરાત અધિનિયમ -૮).

---

૧. સંવિધાન (છાસઠમા સુધારા) અધિનિયમ, ૧૯૯૦ની કલમ ૨ થી નોંધો ૨૦૩ થી ૨૫૭ દાખલ કરી છે.

૨૨૦. હિમાચલ પ્રદેશ જમીન તબદીલી (નિયમન) અધિનિયમ, ૧૯૬૮ (સન ૧૯૬૯ નો હિમાચલ પ્રદેશ અધિનિયમ-૧૫).

૨૨૧. હિમાચલ પ્રદેશ જમીન તબદીલી (નિયમન) (સુધારા) અધિનિયમ, ૧૯૮૬ (સન ૧૯૮૬ નો હિમાચલ પ્રદેશ અધિનિયમ-૧૬).

૨૨૨. કર્ણાટક અનુસૂચિત જાતિ અને અનુસૂચિત જનજાતિ (અમુક જમીનની તબદીલીના પ્રતિબંધ બાબત) અધિનિયમ, ૧૯૭૮ (સન ૧૯૭૯ નો કર્ણાટક અધિનિયમ-૨).

૨૨૩. કેરળ જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૭૮ (સન ૧૯૭૮ નો કેરળ અધિનિયમ-૧૩).

૨૨૪. કેરળ જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૮૧ (સન ૧૯૮૧ નો કેરળ અધિનિયમ-૧૯).

૨૨૫. મધ્યપ્રદેશ જમીન મહેસૂલ અધિનિયમ (ત્રીજા સુધારા) અધિનિયમ, ૧૯૭૬ (સન ૧૯૭૬ નો મધ્યપ્રદેશ અધિનિયમ-૬૧).

૨૨૬. મધ્યપ્રદેશ જમીન મહેસૂલ (સુધારા) અધિનિયમ, ૧૯૮૦ (સન ૧૯૮૦ નો મધ્યપ્રદેશ અધિનિયમ-૧૫).

૨૨૭. મધ્યપ્રદેશ આક્રિશીક જોત ઉચ્ચતમ સીમા અધિનિયમ, ૧૯૮૧ (સન ૧૯૮૧ નો મધ્યપ્રદેશ અધિનિયમ-૧૧).

૨૨૮. મધ્યપ્રદેશ ખેત જમીન ટોચમર્યાદા (દ્વિતીય સુધારા) અધિનિયમ, ૧૯૭૬ (સન ૧૯૮૪ નો મધ્યપ્રદેશ અધિનિયમ-૧).

૨૨૯. મધ્યપ્રદેશ ખેત જમીન ટોચમર્યાદા (સુધારા) અધિનિયમ, ૧૯૮૪ (સન ૧૯૮૪ નો મધ્યપ્રદેશ અધિનિયમ-૧૪).

૨૩૦. મધ્યપ્રદેશ ખેત જમીન ટોચમર્યાદા (સુધારા) અધિનિયમ, ૧૯૮૯ (સન ૧૯૮૯ નો મધ્યપ્રદેશ અધિનિયમ-૮).

૨૩૧. મહારાષ્ટ્ર જમીન મહેસૂલ અધિનિયમ, ૧૯૬૬ (સન ૧૯૬૬ નો મહારાષ્ટ્ર અધિનિયમ-૪૧- કલમો ૩૬, ૩૬ક અને ૩૬ખ).

૨૩૨. મહારાષ્ટ્ર જમીન મહેસૂલ અધિનિયમ અને મહારાષ્ટ્ર અનુસૂચિત જનજાતિની જમીનો નવસાધ્ય કરવા બાબત (દ્વિતીય સુધારા) અધિનિયમ, ૧૯૭૬ (સન ૧૯૭૭ નો મહારાષ્ટ્ર અધિનિયમ-૩૦).

૨૩૩. મહારાષ્ટ્રનો અમુક જમીનોમાં ખાણ અને ખનીજના વિદ્યમાન માલિકી હકો નાબૂદ કરવા બાબતનો અધિનિયમ, ૧૯૮૫ (સન ૧૯૮૫ નો મહારાષ્ટ્ર અધિનિયમ-૧૬).

૨૩૪. ઓરિસ્સા અનુસૂચિત વિસ્તાર (અનુસૂચિત જનજાતિ દ્વારા) સ્થાવર મિલકત તબદીલી વિનિયમ, ૧૯૫૬ (સન ૧૯૫૬ નો ઓરિસ્સા વિનિયમ-૨).

૨૩૫. ઓરિસ્સા જમીન સુધારણા (દ્વિતીય સુધારા) અધિનિયમ, ૧૯૭૫ (સન ૧૯૭૬ નો ઓરિસ્સા અધિનિયમ-૨૯).

૨૩૬. ઓરિસ્સા જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૭૬ (સન ૧૯૭૬ નો ઓરિસ્સા અધિનિયમ-૩૦).

૨૩૭. ઓરિસ્સા જમીન સુધારણા (દ્વિતીય સુધારા) અધિનિયમ, ૧૯૭૬ (સન ૧૯૭૬ નો ઓરિસ્સા અધિનિયમ-૪૪).

૨૩૮. રાજસ્થાન વસાહતીકરણ (સુધારા) અધિનિયમ, ૧૯૮૪ (સન ૧૯૮૪નો રાજસ્થાન અધિનિયમ-૧૨).

૨૩૯. રાજસ્થાન ગણોતહક (સુધારા) અધિનિયમ, ૧૯૮૪ (સન ૧૯૮૪નો રાજસ્થાન અધિનિયમ-૧૩).

૨૪૦. રાજસ્થાન ગણોતહક (સુધારા) અધિનિયમ, ૧૯૮૭ (સન ૧૯૮૭નો રાજસ્થાન અધિનિયમ-૨૧).

૨૪૧. તામિલનાડુ જમીન સુધારણા (જમીન ટોચમર્યાદા ઠરાવવા બાબત) દ્વિતીય સુધારા અધિનિયમ, ૧૯૭૯ (સન ૧૯૮૦નો તામિલનાડુ અધિનિયમ-૮)

૨૪૨. તામિલનાડુ જમીન સુધારણા (જમીન ટોચમર્યાદા ઠરાવવા બાબત) સુધારા અધિનિયમ, ૧૯૮૦ (સન ૧૯૮૦નો તામિલનાડુ અધિનિયમ-૨૧)

૨૪૩. તામિલનાડુ જમીન સુધારણા (જમીન ટોચમર્યાદા ઠરાવવા બાબત) સુધારા અધિનિયમ, ૧૯૮૧ (સન ૧૯૮૧નો તામિલનાડુ અધિનિયમ-૫૯)

૨૪૪. તામિલનાડુ જમીન સુધારણા (જમીન ટોચમર્યાદા ઠરાવવા બાબત) દ્વિતીય સુધારા અધિનિયમ, ૧૯૮૩ (સન ૧૯૮૪નો તામિલનાડુ અધિનિયમ-૨)

૨૪૫. ઉત્તર પ્રદેશ જમીન કાયદા (સુધારા) અધિનિયમ, ૧૯૮૨ (સન ૧૯૮૨નો ઉત્તર પ્રદેશ અધિનિયમ-૨૦)

૨૪૬. પશ્ચિમ બંગાળ જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૬૫ (સન ૧૯૬૫નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૧૮)

૨૪૭. પશ્ચિમ બંગાળ જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૬૬ (સન ૧૯૬૬નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૧૧)

૨૪૮. પશ્ચિમ બંગાળ જમીન સુધારણા (દ્વિતીય સુધારા) અધિનિયમ, ૧૯૬૯ (સન ૧૯૬૯નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૨૩)

૨૪૯. પશ્ચિમ બંગાળ એસ્ટેટ સંપાદન (સુધારા) અધિનિયમ, ૧૯૭૭ (સન ૧૯૭૭નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૩૬)

૨૫૦. પશ્ચિમ બંગાળ જમીન ધારણ મહેસૂલ અધિનિયમ, ૧૯૭૯ (સન ૧૯૭૯નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૪૪)

૨૫૧. પશ્ચિમ બંગાળ જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૮૦ (સન ૧૯૮૦નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૪૧)

૨૫૨. પશ્ચિમ બંગાળ જમીન ધારણ મહેસૂલ (સુધારા) અધિનિયમ, ૧૯૮૧ (સન ૧૯૮૧નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૩૩)

૨૫૩. કલકત્તા ઠિક્કા ગણોતહક (સંપાદન અને નિયમન) અધિનિયમ, ૧૯૮૧ (સન ૧૯૮૧નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૩૭)

૨૫૪. પશ્ચિમ બંગાળ જમીન ધારણ મહેસૂલ (સુધારા) અધિનિયમ, ૧૯૮૨ (સન ૧૯૮૨નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૨૩)

૨૫૫. કલકત્તા ઠિક્કા ગણોતહક (સંપાદન અને નિયમન) (સુધારા) અધિનિયમ, ૧૯૮૪ (સન ૧૯૮૪નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૪૧)

૨૫૬. માહે જમીન સુધારણા અધિનિયમ, ૧૯૬૮ (સન ૧૯૬૮નો પોંડીચેરી અધિનિયમ-૧)

૨૫૭. માહે જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૮૦ (સન ૧૯૮૧નો પોંડીચેરી અધિનિયમ-૧)]

[1][૨૫૭-ક. તામિલનાડુ પછાત વર્ગો, અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત આદિજાતિઓ (શૈક્ષણિક સંસ્થાઓમાં બેઠકો અને રાજ્ય હેઠળની સેવાઓમાં નિમણૂકો અથવા જગાઓ અનામત રાખવા બાબત) અધિનિયમ, ૧૯૯૩ (સન ૧૯૯૪નો તામિલનાડુ અધિનિયમ-૪૫)]

[2][૨૫૮. બિહાર વિશેષાધિકારવાળી વ્યક્તિઓના નિવાસ ગણોતહક અધિનિયમ, ૧૯૪૭ (સન ૧૯૪૮નો બિહાર અધિનિયમ-૪)

૨૫૯. બિહાર જમીન એકત્રીકરણ અને ટુકડા પડતા અટકાવવા બાબત અધિનિયમ, ૧૯૫૬ (સન ૧૯૫૬નો બિહાર અધિનિયમ ૨૨)

૨૬૦. બિહાર જમીન એકત્રીકરણ અને ટુકડા પડતા અટકાવવા (સુધારા) અધિનિયમ, ૧૯૭૦ (સન ૧૯૭૦નો બિહાર અધિનિયમ ૭)

૨૬૧. બિહાર વિશેષાધિકારવાળી વ્યક્તિઓના નિવાસ ગણોતહક (સુધારા) અધિનિયમ, ૧૯૭૦ (સન ૧૯૭૦નો બિહાર અધિનિયમ-૯)

૨૬૨. બિહાર જમીન એકત્રીકરણ અને ટુકડા પડતા અટકાવવા (સુધારા) અધિનિયમ, ૧૯૭૩ (સન ૧૯૭૫નો બિહાર અધિનિયમ-૨૭)

૨૬૩. બિહાર જમીન એકત્રીકરણ અને ટુકડા પડતા અટકાવવા (સુધારા) અધિનિયમ, ૧૯૮૧ (સન ૧૯૮૨નો બિહાર અધિનિયમ-૩૫)

૨૬૪. બિહાર જમીન સુધારણા (ટોચ મર્યાદા વિસ્તાર નક્કી કરવા અને વધારાની જમીન સંપાદિત કરવા બાબત) (સુધારા) અધિનિયમ, ૧૯૮૭ (સન ૧૯૮૭નો બિહાર અધિનિયમ-૨૧)

૨૬૫. બિહાર વિશેષાધિકારવાળી વ્યક્તિઓના નિવાસ ગણોતહક (સુધારા) અધિનિયમ, ૧૯૮૯ (સન ૧૯૮૯નો બિહાર અધિનિયમ-૧૧)

૨૬૬. બિહાર જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૮૯ (સન ૧૯૯૦નો બિહાર અધિનિયમ-૧૧)

૨૬૭. કર્ણાટક અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત આદિજાતિઓ (અમુક જમીનની તબદીલીના પ્રતિબંધ) (સુધારા) બાબત અધિનિયમ, ૧૯૮૪ (સન ૧૯૮૪નો કર્ણાટક અધિનિયમ-૩)

૨૬૮. કેરળ જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૮૯ (સન ૧૯૮૯નો કેરળ અધિનિયમ-૧૬)

૨૬૯. કેરળ જમીન સુધારણા (દ્વિતીય સુધારા) અધિનિયમ, ૧૯૮૯ (સન ૧૯૯૦નો કેરળ અધિનિયમ-૨)

૨૭૦. ઓરિસ્સા જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૮૯ (સન ૧૯૯૦નો ઓરિસ્સા અધિનિયમ-૯)

૨૭૧. રાજસ્થાન ગણોતહક (સુધારા) અધિનિયમ, ૧૯૭૯ (સન ૧૯૭૯નો રાજસ્થાન અધિનિયમ-૧૬)

૨૭૨. રાજસ્થાન વસાહતીકરણ (સુધારા) અધિનિયમ, ૧૯૮૭ (સન ૧૯૮૭નો રાજસ્થાન અધિનિયમ-૨)

૨૭૩. રાજસ્થાન વસાહતીકરણ (સુધારા) અધિનિયમ, ૧૯૮૯ (સન ૧૯૮૯નો રાજસ્થાન અધિનિયમ-૧૨)

---

૧. સંવિધાન (છોંતેરમા સુધારા) અધિનિયમ, ૧૯૯૪ની કલમ ૨થી આ નોંધ દાખલ કરી છે.

૨. સંવિધાન (અઠ્યોતેરમા સુધારા) અધિનિયમ, ૧૯૯૫ની કલમ ૨થી નોંધો ૨૫૮ થી ૨૮૪ દાખલ કરી છે.

૨૭૪. તામિલનાડુ જમીન સુધારણા (જમીન ટોચમર્યાદા નક્કી કરવા બાબત) સુધારા અધિનિયમ, ૧૯૮૩ (સન ૧૯૮૪નો તામિલનાડુ અધિનિયમ-૩)

૨૭૫. તામિલનાડુ જમીન સુધારણા (જમીન ટોચમર્યાદા નક્કી કરવા બાબત) સુધારા અધિનિયમ, ૧૯૮૬ (સન ૧૯૮૬નો તામિલનાડુ અધિનિયમ-૫૭)

૨૭૬. તામિલનાડુ જમીન સુધારણા (જમીન ટોચમર્યાદા નક્કી કરવા બાબત) દ્વિતીય સુધારા અધિનિયમ, ૧૯૮૭ (સન ૧૯૮૮નો તામિલનાડુ અધિનિયમ-૪)

૨૭૭. તામિલનાડુ જમીન સુધારણા (જમીન ટોચમર્યાદા નક્કી કરવા બાબત) સુધારા (સુધારવા બાબત) અધિનિયમ, ૧૯૮૯ (સન ૧૯૮૯નો તામિલનાડુ અધિનિયમ-૩૦)

૨૭૮. પશ્ચિમ બંગાળ જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૮૧ (સન ૧૯૮૧નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૫૦)

૨૭૯. પશ્ચિમ બંગાળ જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૮૬ (સન ૧૯૮૬નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૫)

૨૮૦. પશ્ચિમ બંગાળ જમીન સુધારણા (દ્વિતીય સુધારા) અધિનિયમ, ૧૯૮૬ (સન ૧૯૮૬નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૧૯)

૨૮૧. પશ્ચિમ બંગાળ જમીન સુધારણા (તૃતીય સુધારા) અધિનિયમ, ૧૯૮૬ (સન ૧૯૮૬નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૩૫)

૨૮૨. પશ્ચિમ બંગાળ જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૮૯ (સન ૧૯૮૯નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૨૩)

૨૮૩. પશ્ચિમ બંગાળ જમીન સુધારણા (સુધારા) અધિનિયમ, ૧૯૯૦ (સન ૧૯૯૦નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૨૪)

૨૮૪. પશ્ચિમ બંગાળ જમીન સુધારણા ટ્રિબ્યુનલ અધિનિયમ, ૧૯૯૧ (સન ૧૯૯૧નો પશ્ચિમ બંગાળ અધિનિયમ-૧૨).''

***સ્પષ્ટીકરણ.***- અનુચ્છેદ-૩૧-કના ખંડ (૧)ના બીજા પરંતુકનું ઉલ્લંઘન કરીને રાજસ્થાન ગણોતહક અધિનિયમ, ૧૯૫૫ (સન ૧૯૫૫ના રાજસ્થાન અધિનિયમ-૩) હેઠળ કરેલ કોઈ સંપાદન, ઉલ્લંઘનના પ્રમાણમાં ફોક ગણાશે.]

